بماند سالها این نظم و ترتیب
زما هر ذرّه خاک افتاده جای
غرض نقشیست کز ما باز ماند
که هستی را نمی بینم بقای
مگر صاحبدلی روزی برحمت
کند درکار درویشان دعای

شیخ سعدی

# ગુલેસ્તાન

શેખ મુસ્લેહ-ઉદ-દીન સાઅદીએ શીરાઝીની
અસલ ફારસી કેતાબ ઉપરથી

તેના દીબાચા તથા પેહેલા ચાર બાબનો
તરજુમો કરનાર
જમશેદજી નશરવાનજી પીતીત

બાકીના ચાર બાબનો તરજુમો કરનાર તથા શેખ
સાઅદીની જીંદગીના એહવાલ સાથે
એડીત કરનાર
જીજીભાઈ પેસ્તનજી મીસ્તરી, એમ. એ.

મુંબઈ
ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઓરફનેજ કેપ્તન પ્રિંતિંગ વર્કસ

૧૯૧૩

Be thou ware where Sadi dwells;
Wisdom of the gods is he,—
Entertain it reverently.
Gladly round that golden lamp
Sylvan deities encamp,
And simple maids and noble youth
Are welcome to the man of truth.
Most welcome they who need him most,
They feed the spring which they exhaust;
For greater need
Draws better deed:—
But, critic, spare thy vanity,
Nor show thy pompous parts,
To vex with odious subtlety
The cheerer of men's hearts.

EMERSON.

# અનુક્રમણિકા








મરહુમ જમશેદજી નશરવાનજી પીતીતે પોતાની ટુંક પણ ઉપયોગી જીંદગી દરમ્યાન સાહિત્યનાં ખેતરમાં જે જેહમતો ખેંચી હતી, અને જેને લગતું સવિસ્તર વર્ણન એઓનાં “ માહરી મજેહ અને બીજી કવિતા ” વાળાં પુસ્તક મધે આપવામાં આવેલા એ શેઠની જીંદગીના અહેવાલમાં સમાવવામાં આવ્યું છે, તે જેહમતો મધેની એક, શેખ સાઅદીનાં અમર અને જગઆશકાર પુસ્તક “ ગુલેસ્તાન ” નો તરજુમો કરવાને લગતી હતી. આ કેતાબનો તરજુમો, ગુજરાતી ભાષામાં, જમશેદજી પીતીતને હાથે કંઈ પેહલોજ થયો ન હતો. એવણની આગમજ એ નામીચી કેતાબ “ ફુલસ્થાન પોથી ”નાં નામથી ગુજરાતી છાપા-કળાના પિતા અને ફારસી સાહિત્યના ચુસ્ત પૂજારી મરહુમ ફરદુનજી મર્ઝબાનજીની કલમથી ગુજરાતી ભાષાનો સણગાર પામી હતી. એઓએ કીધેલો તરજુમો સને ૧૮૩૮ માં પેહેલી વાર છપાયા પછી, સુધારા વધારા સાથની તેની બીજી આવૃત્તિ સને ૧૮૩૯ માં, અને ત્રીજી આવૃત્તિ સને ૧૮૪૯ માં, બાહેર પડી હતી. પારસી કોમ

મધે, સામાન્ય રીતે, કેળવણીનો જયારે હાલના જેટલો પગપેસારો ન હતો તે જમાનામાં આ તરજુમાની ત્રણ ત્રણ આવૃત્તિઓ બાહેર પડે, એ, એવાં પુસ્તક તરફનાં વાંચનારાંઓનાં ખેંચાણ અને ચાહની અને તેની લોકપ્રિયતાની, એક અચુક સાબેતી કેહવાઈ શકાય. મરહુમ ફરદુનજી મર્ઝબાનજી પછી ઘણે વર્ષે ફારસી ભાષાના એક બીજા અભ્યાસી, મરહુમ કાવસજી દીનશાહ કીયાસે, "ગુલેસ્તાન"નો તરજુમો, સને ૧૮૭૪ માં બાહેર પાડ્યો હતો. અને ત્યાર બાદ, કેટલેક વર્ષે, મરહુમ જમશેદજી પીતીતે એજ કેતાબનો તરજુમો કરવાનું કામ માથે ઉઠાવ્યું હતું. તેવણની એ મેહનતનાં પરિણામ તરીકે તેઓએ તે વખતે પ્રગટ થતાં "ગુલ અફશાન" નામનાં માસિકમાં કકડે કકડે એ તરજુમો સને ૧૮૮૪ નાં સાલથી પ્રગટ કરવા માંડ્યો હતો, જે સને ૧૮૮૯ નાં સાલ સુધી ચાલુ રહ્યો હતો. તે પછી કમનસીબે તેઓની લથડતી તબિયત, અને ત્યાર બાદ નિપજેલાં તેઓનાં અકાળ મરણને સબબે એ તરજુમો પુરો થવા પામ્યો હતો નહિ, પણ "ગુલેસ્તાન" કેતાબના પેહેલા ચાર બાબ સુધીજ આવી તે અટકયો હતો. આટલા માટે, એક પુસ્તક-રૂપે એ તરજુમો અધુરા નહિ પણ સંપૂર્ણ આકારમાં બાહેર પડે એવી મકસદથી, એ કેતાબના બાકીના ચાર બાબનો તરજુમો આ લખનારે કીધો છે. આ ઉપરાંત સાઅદીની જીંદગીનો અહેવાલ પણ આ લખનારની કલમથી આ પુસ્તકમાં ઉમેરવામાં આવ્યો છે, જે વાંચનારને ઉપયોગી થઇ પડશે એવી ઉમેદ રાખવામાં આવે છે. જમશેદજી પીતીતની જીંદગીના ઉપર એશારો કીધેલા

અહેવાલમાં કેહવામાં આવ્યુ છે તેમ તેઓએ કીધેલો "'ગુલેસ્તાન'નો તરજુમો ઘણું કરીને બોલેબોલનો થયલો છે, પણ તે છતાં સાઅદીની રંગીલી એબારતની ઢબ અને ખૂબી તેમાં સચવાઈ રહેલી છે." ભાષાની સરળતાનો ભોગ આપ્યા વિના અસલ એબારતની સર્વ ખૂબી કેમ જાળવી રાખવી તે જમશેદજી પીતીત ઘણી સારી રીતે સમજતા હતા, અને ફારસી ભાષાનું જ્ઞાન ધરાવનારા જે વાંચકો આ પુસ્તકના સફા ઉઠલાવશે તેઓ જોઈ શકશે કે "ગુલેસ્તાન" કેતાબની ભાષાની અસલિયાત એ પુસ્તકનાં ગુજરાતી સ્વરૂપમાં જાળવી રાખવામાં તેઓ કેટલે દરજ્જે ફતેહમંદ થયા હતા. અસલ પુસ્તકના પેહેલા ચાર બાબના જમશેદજી પીતીતના તરજુમાની તથા તેની એબારતની એ ખૂબી બાકીના ચાર બાબના તરજુમામાં પણ જાળવી રાખવાની સંભાળભરી કોશેશ આ લખનારે કીધી છે.

આ પુસ્તક છપાવી પ્રગટ કરવાનો સર્વ ખરચ બાઇ હમાબાઈ ફરામજી પીતીતે દુલ્લાં દિલથી આપ્યો છે, જે માટે એહસાનની લાગણી જાહેર કરવાની આ તક હાથ ધરવામાં આવે છે.

મુંબઈ, માર્ચ ૧૯૧૩.

જી. પે. મા.

# શેખ સાઅદી

Of all the cities in the Persian Empire, none has given birth to more excellent poets than Shiraz, which Baron Revizki justly calls "the Athens of Persia." Saadi, a native of this city, flourished in the thirteenth century, when the Atabegs of Parsistan encouraged men of learning in their principality. His life was almost wholly spent in travel; but no man, who enjoyed the greatest leisure, ever left behind him more valuable fruits of his genius and industry.—SIR WILLIAM JONES.[1]

We come now to Sa'di of Shiraz, the third of the great poets of this epoch, and, according to a well-known rhyme previously quoted, one of the three "Prophets of Poetry," the other two being Firdawsi and Anwari. No Persian writer enjoys to this day, not only in his own country, but wherever his language is cultivated, a wider celebrity, or a greater reputation.—E. G. BROWNE.[2]

## સાઅદીનું ખરૂં નામ

જે નામીચા ફારસી ગ્રંથકારને માટે સર વીલિયમ જોન્સ અને બ્રાઉન સરખા ફારસી ભાષાના વિદ્વાન અભ્યાસીઓ અને

1. *The History of the Persian Language*, p. 16.
2. *A Literary History of Persia, from Firdawsi to Sa'di*, p. 525.

નાસીચા ઉસ્તાદોએ ઉપલા ઉતારાઓમાં ઉમદા અભિપ્રાયો આપ્યા છે તે લખનાર જે નામથી જગ–જાહેર બન્યો છે તે તેનું ખરૂં નામ નહિ, પણ તેનો તખલ્લુસ છે. સાઅદીનું અસલ નામ તો જેમ સાધારણ રીતે જણાયલું છે તેમ મુસ્લેહ–ઉદ–દીન છે. પણ લંદન મધેની ઇન્ડીયા ઑફીસમાં જાળવી રાખવામાં આવેલા હાથથી લખાયલા ફારસી ગ્રંથોમાં સાઅદીનાં લખાણોનો જે સંગ્રહ (નંબર ૮૭૬ વાળો) છે, અને જે ઇસિવી સને ૧૩૨૮ નાં સાલમાં, એટલે સાઅદીનાં મરણની ફક્ત ૩૮ વર્ષ પછી, લખાયલો છે, તેમાં તેનું આખું નામ "મુશર્રફ–ઉદ–દીન બિન મુસ્લેહ-ઉદ-દીન અબદુલ્લા" એવી રીતે આપવામાં આવ્યું છે.[1]

## અતાબેક વંશ

ઇરાનના ફારસીસ્તાન, અથવા, સાધારણ રીતે જણાયલા ફાર્સ પ્રાંત, ઉપર, હિજરી સને ૫૪૩ થી ૬૬૮ સુધી, હકુમત ચલાવી ગયલા અતાબેકોના અમલ વેળા સાઅદીનો જન્મ થયલો હોવાથી, અને તેઓનાજ અમલ દરમ્યાન તેની આખી જીંદગી ગુજરેલી હોવાથી, એ અતાબેકોના વંશ વિષેની કંઇક હકીકત અહિં આપવી ઉપયોગી માલમ પડશે. જ્યારે સલજુક વંશના સુલતાનો ઇરાન ઉપર રાજ ચલાવતા હતા ત્યારે તેમની પડતીના વખતમાં સલગર નામનો તેમનો એક તુર્કી અમલદાર ફાર્સ પ્રાંતની હકુમત પચાવી બેઠો, અને એ પ્રમાણે ત્યાંના અતાબેકોના વંશનો પાયો નખાયો હતો. એઓમાંના અતાબેક તોકલાહ અથવા તોગલાહે, હિજરી સને ૫૭૧ થી ૫૯૧ સુધી,

૧. બ્રાઉનની "*A Literary History of Persia*," સફે ૫૨૬.

ત્યાં રાજ કર્યું, અને તેની પાછળ તેનો ભાઇ અતાબેક સઅદ-બિન-ઝંગી ગાદીએ આવ્યો (હિ. સ. ૫૯૧-૬૨૩). સઅદ-બિન-ઝંગીની પાછળ તેનો દીકરો અતાબેક અબુબક્ર (હિ. સ. ૬૨૩-૬૫૮), અને તેની પુઠે તેનો બેટો સઅદ રાજ ચલાવી ગયા. આ છેલ્લો અતાબેક એક વર્ષ કરતાં વધુ વખત રાજગાદી ભોગવવા પામ્યો નહિ, અને તેની પાછળ સ્ત્રીઓ અને નાધલાં બાળકોનો નામનો અમલ, નવેક વર્ષ સુધી, ચાલ્યા પછી, આ અતાબેક વંશ, કે જેમાં સઘળા મળી ૧૧ રાજકર્ત્તા થઇ ગયા હતા, તેનો આંકો, હિજરી સને ૬૬૮ માં, આવી ગયો. આ સઘળાં રાજ્યો સાઅદીની જીંદગીના પોણા ભાગમાં સમાઇ જાય છે.[૧]

## સાઅદીનો જન્મ

આ અતાબેકો મધેના અતાબેક તોગલાહનાં રાજ્યમાં સાઅદીનો જન્મ, ફાર્સ પ્રાંતનાં રાજધાની શેહેર શીરાઝ મધે, થયો હતો. એના જન્મનાં સાલ માટે ઘણો મતફેર છે. કેટલાક લખનારાઓ—અને મુખ્ય કરી દ હરબર્ત—તે હિજરી સને ૫૭૧ (ઇ૦ સ૦ ૧૧૭૫-૭૬) માં થયલો ધારે છે. બીજાઓ, જેઓ સાઅદીને ૧૦૨ વર્ષની ઉંમરે હિજરી સને ૬૯૧ (ઇ૦ સ૦ ૧૨૯૨) માં મરણ પામેલો માને છે, તેઓ એ ગણત્રી ઉપરથી તેનો જન્મ હિજરી સને ૫૮૯ માં, યાને, ઉપલાઓ કરતાં ૧૮ વર્ષ મોડો થયલો જણાવે છે. આ મત સીલવેસ્તર દ સેસી[૨] અને સર જ્યોર્જ ઉસલી[૩] પણ ધરાવે

---

૧. જુઓ જેમ્સ રૅાસના "ગુલેસ્તાન" ના તરજુમા (*Gulistan or Flower Garden*) સાથે આપવામાં આવેલો સાઅદીની જીંદગીનો એહવાલ.

૨. *Biographie Universelle*, સફે ૪૦૧.

૩. *Biographical Notices of the Persian Poets*, સફે ૬.

છે. પણ શેખ સાઅદી પોતે, શેખ શમ્સ–ઉદ–દીન અબુલ ફ્રરજ બિન જૌઝી, જે જુન ૧૨૦૧ નાં સાલમાં મરણ પામ્યો હતો, તેની સાથના પોતાના સંબંધ વિષે જે જણાવે છે તે સાથે ઉપલી તારીખ બંધબેસતી નથી. "હપ્ત ઍકલીમ" નામની કેતાબનો કર્ત્તા, અહમદ રઝી, સાઅદીને હિ. સ. ૬૯૦ (ઇ. સ. ૧૨૯૧) માં ૧૧૦ વર્ષની ઉંમરે મરણ પામેલો જણાવે છે, એટલે એનો જન્મ આસરે હિ. સ. ૫૮૦ (ઈ. સ. ૧૧૮૪) માં થયલો માની શકાય.

## સાઅદીનો લકબ અને તખલ્લુસ

શીરાઝ મધે જન્મવાને લીધે જેમ હાફેઝ તેમ સાઅદીને "શીરાઝી"નો લકબ લાગુ પારવામાં આવ્યો હતો, કારણ કે શીરાઝ તે વેળાએ એલમનું ધામ (દાર-ઉલ-ઍલ્મ) ગણાતું હતું, અને સાઅદી અને હાફેઝ બંધે તેના ઝળકતા સિતારાઓ હતા.[1] દૌલતશાહના લખવા મુજબ તેનું નામ મુસ્લેહ-ઉદ-દીન (યાને, દીનનો સલાહકાર) હતું. પણ પોતાની હૈયાતીમાં તે શેખ સાઅદી-એ-શીરાઝીનાં નામથી જણાતો રહ્યો હતો, અને આજના જમાના સુધી તેજ નામથી તે વિખ્યાતી પામ્યો છે. અરબો મધેના જુદા જુદા તાયફાઓના વડાઓને "શેખ" ના ખેતાબથી બોલાવવામાં આવે છે. પણ મુસલમાનોમાં આ ખેતાબ, સામાન્ય રીતે, જેઓ પોતાની બુઝોર્ગી,

---

૧. સાઅદીને પોતાનાં આ જન્મ–શેહર માટે કેટલો બધો પ્યાર હતો તે તેની નીચલી લીટીઓ ઉપરથી માલમ પડે છે:

"ખુ પારેને શીરાઝે ખૉકી નેહાદ
નદીદમ કે રેહમત બર ઑન ખૉક બૉદ."

## સાઅદીનાં માબાપ

ફારસી કવિઓની જીંદગીનાં વૃત્તાંતની જે જાણીતી કેતાબ—તોઝકરેહ–અશ–શાઅરા—દૌલતશાહે લખી છે તે કેતાબ મધ્યે જણાવ્યા મુજબ સાઅદીનો પિતા અતાબેકની દરબારમાં કંઇક ઓહ્દો ધરાવતો હતો. સાઅદી પોતે પોતાની "સાહેબિયા" કેતાબના એક ભાગમાં, પાદશાહના વડા વઝીરની તારીફ ગાતાં લખે છે કે: "માહરો પિતા તાહરો જુનો નોકર હતો. તેણે પોતાની આખી જીંદગી તાહરી ખિદમતમાં ગુજારી છે. તાહરો આ ગુલામ જ્યારે જન્મયો, અને દુનિયાની રોશની તેણે પેહેલવેહેલી જોઇ, ત્યારે, ખુદરતી રીતે, તેણે પોતાની ચશમ તાહરા ચેહરા તરફ ફેરવી. તાહરીજ બખ્શેશ ઉપર ઉધરેલો હું હવે કોઇ પણ બીજા ધણીની મુરબ્બીગિરી શોધું નહિ."

જે રીતે સાઅદી પોતાનાં માબાપ વિષે પોતાનાં લખાણોમાં લાગણી ભરેલા એશારા કરે છે તે ઉપરથી જણાય છે કે તેમની હૈયાતીની કંઇપણ યાદદાસ્ત તેણે ધરાવેલી હોવી જોઇએ. પોતાના બાપ વિષે તે બુસ્તાનના બીજા અને નવમા બાબમાં અને બીજે કેટલેક ઠેકાણે એશારા કરે છે, ત્યારે પોતાની મા માટે ગુલેસ્તાનમાં તેણે ફકત એકજ ઠેકાણે એશારો કીધેલો માલમ પડે છે.[1] તોપણ, તેણે પોતાને જન્મ આપનારાંઓનું શિરછત્ર ઘણી નાધલી વયે ગુમાવ્યું હતું એ ચોકસ છે, અને તેનો પુરાવો બુસ્તાનના બીજા બાબ મધ્યે એક નમાબાપાં બાળકની દયાજનક સ્થિતિનો જે ચિતાર ઘણા લાગણી

1. જુઓ બાબ ૬ થો, હેકાયત ૬ થી.

ભર્યા શબ્દોમાં તે આપે છે તે ઉપરથી મળે છે. તે કહે છે કે, "બચ્ચાંઓનાં દુખની હું ખબર ધરાવી શકું છું, કારણ કે માહરી બચગીમાં મેં માહરા બાપને ગુમાવ્યો હતો."[1]

## બચગીનો વખત

સાઅદીની બચગીની જીંદગી વિષે ખુદ તેનાં લખાણો મધે જે છુટા છવાયા એશારાઓ મળે છે તે સિવાય બીજું કશું જાહજું જણાયલું નથી. એ એશારાઓ ઉપરથી જણાય છે કે તેની વળણ બચપણથીજ પરહેજગારી તરફ વધુ હતી. તે પોતાની રાતો એબાદતમાં ગુજારવા માટે ઉજાગરામાં પસાર કરતો હતો, અને અપવાસ પાળતો હતો. આવા ઉજાગરા માટે, ગુલેસ્તાન મધે એક ઠેકાણે[2] તે જણાવે છે તેમ, તેનો પિતા તેને ઠપકો આપે છે, અને કહે છે કે "તાહરા પાડોશીઓની તું નિંદા કરે તે કરતાં તું ઉંઘાયલો બેહતર." વળી એજ કેતાબમાં એક બીજે ઠેકાણે[3] તે એક જવાન મિત્રનાં મરણથી પોતાની જીંદગી અકારી કરી એકાંતવાસ લેવા અને દુનિયાની સર્વે મોજમજાહ ત્યાગ કરવા માટે પોતે લીધેલા સોગંદ વિષે લખે છે. ગુલેસ્તાનના દીબાચા મધે કોઈ મિત્ર તેને આવો એકાંતવાસ ત્યાગ કરવા માટે વિનવતો તે વર્ણવે છે.

૧. "મરાં બોાશદ અઝ દર્દે તેફ્લાન ખબર,
કે દર તેફ્લી અઝ સર બેરફ્તમ પેદર."
ગુલ્સ્તાન બાબ ૨ જો, હેકાયત ૨ ૭.

૨. જુઓ બાબ ૨ જો, હેકાયત ૭ મી.

૩. જુઓ બાબ ૫ મો, હેકાયત ૧૭ મી.

## સાઅદીની જીંદગીના ત્રણ તબક્કા

સાઅદીની જીંદગી ત્રણ તબક્કામાં ઘણી સેહેલાઇથી વેંહચાઇ શકાય છે:

(૧) અભ્યાસનો, કે જે ઇ. સ. ૧૨૨૬ સુધી લંબાયો હતો.

(૨) સફરનો, અને

(૩) એકાંતવાસનો.

## પેહેલો તબક્કો—અભ્યાસનો

અભ્યાસ કરવાનો અને જ્ઞાન મેળવવાનો શોખ સાઅદીમાં બચપણથીજ હતો. તેનાં માબાપ તેને ઘણો નાહ્લો મેલી મરણ પામવાથી, અને તેનાં ગુજરાન માટે કશાં પણ સાધન પોતાની પાછળ ન મેલી જવાથી, તેને બીજાંઓની મેહેરબાની અને સખાવત ઉપર રેહવું પડ્યું હતું. વિદ્યાનો શોખ જાહજો હોવાથી, અને તે શોખ ખુદ પોતાની જન્મ-ભૂમીમાં પાર પડી શકે એમ ન જોવાથી, તેણે બગદાદ જવાનો ઠરાવ કર્યો, જે શેહેર, તે જમાનામાં, ખલીફોની રાજધાની અને ઇસલામના પ્રખ્યાત સ્કૉલરોની બેઠક તરીકે, અને પૂર્વ તરફનાં એલમનાં મુખ્ય ધામ લેખે, પાંચ સદી સુધી જાણીતું થઇ પડ્યું હતું. અહિં સુલતાન સનજરના પ્રખ્યાત થઇ ગયલા વઝીર નિઝામ-ઉલ-મુલ્કે એક પાઠશાળા સ્થાપી હતી, જે તેનાં નામ ઉપરથી "નિઝામિયે" પાઠશાળા તરીકે જાણીતી થઇ હતી. આ પાઠ-શાળામાં દાખલ થવા માટેની લાયકાત મેળવવાનો કસદ સાઅદીએ

કર્યો, અને તેણે પોતાની એ ઇચ્છા તે શેહેરના કેટલાક પરસાર્થી પુરૂષોને દર્શાવવાથી પેહેલાં તેઓએ એકાદ ખાનગી નિશાળમાં તેને ભણાવવાનો ખરચ ઉપાડવાનું માથે લીધું. એકવીસ વર્ષની ઉંમરે તેણે શમ્સ-ઉદ-દીન અબુ ફરજ બિન જૌઝી, જે નિઝામિયે કૉલેજ મધે સાહિત્યનો પ્રોફેસર, અને પાછળથી સાઅદીનો પોતાનો ઉસ્તાદ હતો, તેની વખાણમાં કેટલીક બેત લખી હતી. આ બેતો એ ઉસ્તાદને એટલી બધી તો પસંદ આવી કે તેણે સાઅદીને તેનાં અભ્યાસનાં કામમાં આગળ વધારવા માટે ત્યાર પછી ઘણી મેહનત લેવા માંડી. ડૉક્તર ઍથે, કે જેણે, પ્રોફેસર બ્રાઉનના લખવા મુજબ,[1] સાઅદીની જીદગીનો સર્વથી સરસ અહેવાલ લખેલો છે, તે "Grundriss der Iranischen Philologie" પુસ્તકનાં બીજા વૉલમ મધેની ફારસી સાહિત્ય ઉપરની પોતાની આરતીકલ (સફે ૨૧૨–૩૮૬) માં સાઅદીની જીંદગીનો અહેવાલ (સફે ૨૯૨–૨૯૬) આપતાં લખે છે કે સાઅદીના બાપનાં મરણ પછી ફાર્સના અતાબેક સઅદ-બિન-ઝંગી[2]એ તેને પોતાની પનાહ હેઠલ લીધો હતો, અને બગદાદ મધેની નિઝામિયે પાઠશાળામાં અભ્યાસ કરવા તેણેજ તેને મોકલી આપ્યો હતો. નિઝામિયે પાઠશાળા મધે દાખલ થવા પછી સાઅદીએ પોતાની કાબેલિયત અને જ્ઞાન મેળવવા પાછળની ખંત અને વિદ્વાન ઉસ્તાદોની મદદથી

૧. *A Literary History of Persia*, p. 527.

૨. આ અતાબેક કે જેનાં નામ સઅદ ઉપરથી, આગળ જણાવવામાં આવ્યું છે તેમ, સાઅદીએ પોતાનો તખલ્લુસ ધારણ કીધો હતો તે ઈ. સ. ૧૧૯૫ માં ગાદીએ બેઠો હતો.

અભ્યાસમાં ઘણો વધારો કર્યો, અને એક "એદરાર" (સ્કૉલર-શીપ) મેળવવા પામ્યો.[1] કહે છે કે આ પાઠશાળામાં તેણે નજદીક ત્રીસ વર્ષ અભ્યાસ પાછળ ગુજાર્યાં, અને એક કવિ, વક્તા તથા ઇશ્વરજ્ઞાની તરીકે તેણે ઘણી નામના મેળવી. અહિં બગદાદ શેહેરમાંજ પેલા પ્રખ્યાત સૂફી શેખ શહાબ–ઉદ–દીન સોહરાવરદી[2] સાથે તે સંબંધમાં આવ્યો, કે જેની સાથે, શાએર જામીના લખ્યા મુજબ, તેણે દરિયાની સફર કીધી હતી. વળી દૌલતશાહ જણાવે છે કે સાઅદીએ "બાતેન," યાને અંતર જ્ઞાનનો અભ્યાસ કરવાનો અહિં શરૂ કર્યા પછી તે નામાંકિત શેખ અબ્દ-ઉલ-કાદર ગીલાનીનો ચેલો બન્યો, અને તેની જોડે તે મક્કાની હજે જવા નિકળ્યો. દૌલતશાહનું આ કેહવું કબૂલી સીલવૅસ્તર દ સેસી, રૉસ[3] અને બીજા લખનારાઓ પણ, એજ મુજબ જણાવી ગયા છે. પણ મૉસ્યે દફ્રેમરી, ગુલેસ્તાન કેતાબના પોતાના ફ્રેંચ તરજુમાના દીબાચામાં, જણાવે છે કે આ બિના ખરી હોઇ શકે નહિ, કારણ કે એ પ્રખ્યાત સૂફી તો ઈ. સ. ૧૧૬૬માં મરણ પામ્યો હતો.[4] એક બીજા લખનારના જણાવ્યા મુજબ, સાઅદીએ નિઝામિયે પાઠશાળા, અબ્બાસી વંશના છેલ્લા ખલીફ મુસ્તઅસમ બલ્લેનાં રાજ્યમાં જાણીતા

૧. "મરા દર નિઝામિયે એદરાર બુદ,
શબો રૂઝ તલકીનો તકરાર બુદ."
બુસ્તાન બાબ ૭ મો, બેત ૧૨૮ મી.

૨. આ શેખ ઇ. સ. ૧૨૩૪ માં મરણ પામ્યો હતો.

૩. *The Gulistan or Flower Garden*; London, 1823, p. 8.

૪. *Gulistan ou Le Parterre de Roses*, Preface du Traducteur, p. viii.

તારતર સરદાર હલાકુખાને બગદાદ શેહેર ઉપર ઘેરો નાખી તેને કબજે કર્યું તે વેળાએ, છોડી હતી.

### બીજો તબક્કો—સફરનો

સાઅદીની જીંદગીનો બીજો, અને સર્વથી વધુ અગત્યનો, તબક્કો તેની મુસાફરીઓથી શરૂ થાય છે, કે જે મુસાફરીઓ, દૌલતશાહના લખવા મુજબ, ત્રીસ વર્ષની મોહટી મુદત સુધી લંબાઇ હતી. ડૉકતર ઍથેના લખવા મુજબ, ઇ. સ. ૧૨૫૬ માં પોતાનો અભ્યાસ પુરો કરી બગદાદ ખાતેથી શીરાઝ પાછું ફરતાં, તેણે ફાર્સ પ્રાંતમાં ઘણી અશાંતિ તથા અંધાધુંધી ફેલાયલી જોઈ, અને તેથી પોતાનું વતન છોડી પૂર્વ અને પશ્ચિમના દુરદરાઝ મુલકોમાં તે રખડપતીએ નિકળ્યો. શીરાઝ છોડી જવાનું આ કારણ ગુલેસ્તાનના દીબાચામાં તે ઘણી અચ્છી રીતે વર્ણવે છે.[૧] આ મુસાફરીઓમાં તે પૂર્વે ચીન સુધી, અને પશ્ચિમે મિસર, એબીસિન્યા અને બારબરીના મુલક સુધી, પોંહોચી વળ્યો હતો. નવા નવા મુલકોની મુલાકાતથી, અને તેમાં વસનારાંઓની રીતભાત, રાહરસમ અને રેહણીકરણી વિગેરેનાં અવલોકનથી, પોતાનાં જ્ઞાન અને અનુભવમાં વધારો કરવાની સાઅદીની મતલબ હતી, અને તેનાં લખાણો ઉપરથી જોતાં આ મતલબ તેણે ઘણી સારી રીતે પાર પાડી હતી. ખરેખર, આ બાબદમાં સાઅદી પોતાના જમાનાના બીજા કોઇ પણ શખસ કરતાં વધારે ચહડિયાતો માલમ પડે છે, એટલુંજ નહિ, પણ તે વખતના લોકોમાં સર્વથી વધુ મુસાફરી કરી આવેલો શખસ પણ કદાચ તે એકલોજ હોય તો તેમાં નવાઇ નથી. સાઅદી

૧. જુઓ દીબાચો, સફે ૯.

ખુદ પોતેજ બુસ્તાનની શરૂઆતમાં, તેની રચનાની બાબદમાં લખતાં, પોતાની વિસ્તીર્ણ મુસાફરીઓ વિષે આ પ્રમાણે એશારો કરે છેઃ

"દર અકસાઇએ ઑલમ બેગશ્તમ બસી,
બસર બોરદમ અઇયામ બૅા હર કસી;
તમત્તોઅ ઝે હર ગુશેહઈ યૅાફ્તમ,
ઝ હર ખરમની ખુશેહઇ યૅાફ્તમ."

સાઅદીનાં પોતાનાંજ લખાણો ઉપરથી માલમ પડે છે કે, ઈરાનના સર્વ પ્રાંતો અને તુરાનના કેટલાક પ્રાંતો ઉપરાંત, તે અરબસ્તાન, એશિયા માઈનૉર, પૅલસ્તાઈન, સીરિયા, આરમિન્યા, અને ઉપર જણાવ્યું છે તેમ એબીસિન્યા, મિસર, બારબરી અને ચીન સુધી ફરી આવ્યો હતો, એટલુંજ નહિ, પણ હિન્દુકુશ પર્વત ઓલંગી તે હિંદુસ્તાન મધે પણ આવી પુગ્યો હતો, અને પંજાબથી હેઠલ ઉતરી ગુજરાતમાં આવેલાં સોમનાથનાં પ્રખ્યાત દેહરાંની મુલાકાત તેણે લીધી હતી. ગુલેસ્તાન અને બુસ્તાન મધેથી નીચલાં શેહેરો અને મુલકોની તેણે લીધેલી મુલાકાતો વિષેની ગવાહી મળી આવે છેઃ બાલબેક,[1] દમાસકસ,[2] એલેપ્પો,[3]

૧. અસલી જમાનાનું હેલિયોપોલીસ. ગુલેસ્તાન, બાબ ૨ જો, હેકાયત ૧૧ મી.

૨. ગુલેસ્તાન, બાબ ૧ લો, હેકાયત ૧૦ મી, અને બાબ ૬થો, હેકાયત ૧ લી.

૩. ગુલેસ્તાન બાબ ૩ જો, હેકાયત ૧ લી.

ઐલકાન,[1] બસરા,[2] ત્રીપોલી,[3] કુફે,[4] મિસર,[5] મગરેબ,[6] યાને પશ્ચિમ તરફનો મોરીતાન્યાનો મુલક, દીયારબક,[7] કાશગર,[8] ઈરાની અખાત મધેનો કીશનો ટાપુ,[9] રૂદબાર,[10] એબીસિન્યા,[11] અને રૂમ અથવા એશિયા માઇનૉરના ઘણા દૂરના ભાગો.

આ મુસાફરીઓ મધેની કાશગર તરફની લાંબી મુસાફરી તેણે બગદાદ મધે જ્યારે એક અભ્યાસીની જીંદગી તે ગુજારતો હતો તે વેળા કીધી હતી. ગુલેસ્તાનના પાંચમા બાબની સોલમી હેકાયત[12] ઉપરથી માલમ પડે છે કે જે વર્ષમાં સુલતાન ખ્વારેઝમ શાહે, રાજનીતિનાં કારણસર, ચીનના

૧. ગુલેસ્તાન, બાબ ૮ મો, નીતિવચન ૨૨. ઐલકાન—શીરવાન અને આઝરબઇજાનની વચ્ચે આવેલા અરરાન અથવા કરારબાગ નામના પ્રાંત મધે આવેલું એક શેહેર. આ પ્રાંત હાલ રશ્યાના કબજામાં છે. આગલના વખતમાં તે ઘણું અગત્યનું શેહેર ગણાતું હતું.

૨. ગુલેસ્તાન, બાબ ૩ જો, હેકાયત ૧૭ મી.

૩. ગુલેસ્તાન, બાબ ૨ જો, હેકાયત ૩૧ મી.

૪. ગુલેસ્તાન, બાબ ૩ જો, હેકાયત ૧૯ મી.

૫. ગુલેસ્તાન, બાબ ૩ જો, હેકાયત ૨૩ મી.

૬. ગુલેસ્તાન, બાબ ૭ મો, હેકાયત ૪ થી.

૭. અસલનો મૅસોપોતેમિયા. ગુલેસ્તાન, બાબ ૬ ઠો, હેકાયત ૩ જી.

૮. ગુલેસ્તાન, બાબ ૫ મો, હેકાયત ૧૭ મી.

૯. ગુલેસ્તાન, બાબ ૩ જો, હેકાયત ૨૮ મી.

૧૦. બુસ્તાન, બાબ ૧ લો, બેત ૧૯ મી.

૧૧. બુસ્તાન, બાબ ૯ મો, બેત ૨૮૮ મી.

૧૨. જુઓ આ પુસ્તક, સફે ૨૯૫.

પાદશાહ સાથે સુલેહ કીધી હતી તે વર્ષે[1] તે ત્યાં જઇ પોંહોચ્યો હતો. તે વેળાએ પણ, ઉપલીજ હેકાયત મુજબ, તેનું નામ આવા દૂરના મુલકમાં જાણીતું થઇ ચુક્યું હતું,[2] જે બતાવે છે કે એક લેખક તરીકે તેણે, પોતાની ૨૬ વર્ષની ટુંક ઉંમરે, દૂરદરાજ મુલકોમાં કેટલી સારી વિખ્યાતી મેળવી હતી.

## શાએર હુમામ સાથની મુલાકાત

આ અઇયામમાં તબ્રીઝવાળા જાણીતા શાએર ખ્વાજે હુમામ-ઉદ-દીન સાથે સાઅદીને કેમ ઓળખાણ થઈ તે વિષેની એક રસુજી વાર્તા કેહવામાં આવે છે. સાઅદી જ્યારે તબ્રીઝ ગયો ત્યારે આ શાએર વિષે તેણે ખબર કાહડી, અને બીજી વિગતોમાં તેને આ પણ માલમ પડ્યું કે તેનો એક બેટો હતો જે અનુપમ ખૂબસૂરતી ધરાવતો હતો. આ છોકરાને શાએર પોતે બેગાના મરદોથી ઘણોજ સાચવતો હતો, અને તેને પોતાની સાથેનો સાથેજ રાખતો હતો, અને એક ખાનગી હમામખાનામાં લઈ જતો હતો. જે દિવસે શાએર હુમામ તે હમામખાનામાં જનાર હતો તેજ દિવસે સાઅદી પણ ત્યાં ગયો, અને તે શાએર પોતાના બેટા સાથે ત્યાં આવી લાગ્યો ત્યાં સુધી એક ખુણાંમાં છુપાઇ બેઠો. તે આવ્યા બાદ તેણે પોતાનો દરવીશનો ઝભ્ભો કાહડી નાખ્યો અને હમામમાં ઉતર્યો. ખ્વાજે હુમામ આ જોઈ લગાર ચીરડાયો, અને પોતાના બેટાને પોતાની પાસે બેસાડી સાઅદીને પુછ્યું કે, "તું ક્યાંથી આવ્યો છે, અને તાહરો ધંધો શો છે?" સાઅદીએ કહ્યું કે, "હું શીરાઝની

૧. આ સુલેહ ઇ. સ. ૧૨૧૦ નાં સાલમાં થઇ હતી.

૨. જુઓ આ પુસ્તક, સફે ૨૭૭.

પવિત્ર ભૂમીથી આવ્યો છું, અને હું શાએર છું." હમામ બોલ્યો, "પાક પરવરદેગાર! આ શેહેરમાં તો કુતરાઓ કરતાં પણ શીરાઝનાં માણસો વધારે સંખ્યામાં દેખું!" સાઅદીએ કહ્યું, "માહરાં વતનમાં તો એથી ઉલટુંજ છે. ત્યાં તો તબ્રીઝનાં લોકો કુતરાઓ કરતાં પણ ઓછી ગણત્રીનાં છે!" ત્યાર પછી હમામે એક પાણીનું વાસણ જે નજદીકમાંજ હતું તે હાથમાં લીધું, અને કહ્યું કે, "અજબ જેવું છે કે શીરાઝનાં લોકોનાં માથાં આ વાસણનાં તળિયાં જેવાં બોડકાં છે." સાઅદીએ તેજ વાસણને ઉંધું ફેરવીને કહ્યું, "વધારે અજબ તો એ છે કે તબ્રીઝનાં લોકોનાં માથાં આ વાસણ સરખાં પોકલ છે." હમામને આથી ભારી પડી ગયું અને તે ઝંખવાણો બન્યો, અને તેણે પુછ્યું કે, "શીરાઝમાં હમામની કવિતા કોઇ મોહડે કરે છે?" સાઅદીએ કહ્યું કે, "હા," અને તેણે તેની એક ગઝલમાંની એવટની કળી કહી સમજાવી.

હમામ બોલ્યો, "હું ધારૂં છું કે તમો શેખ સાઅદી છો, કારણકે બીજો કોઇ પણ શખ્સ, સવાલ જવાબ કરવામાં, આવી હિમ્મત ધરાવે નહિ." સાઅદીએ હા કહ્યું, અને હમામે તે ઉપરથી તેનો હાથ ચુંબ્યો, અને પોતાના બેટાને પણ તે ચુંમવા ફરમાવ્યું, અને સાઅદીને પોતાને ત્યાં લઈ જઈ કેટલાક દિવસ સુધી તેની પરોણાગત કીધી.

### સફરોમાં સાઅદીએ વેઠલી હાડમારી

સાઅદીનાં પોતાનાં લખાણો, અને મુખ્ય કરી તેનાં ગુલેસ્તાન, ઉપરથી જોતાં માલમ પડે છે કે તેની આ જુદી જુદી મુસાફરીઓમાં તેની ઉપર તરેહવાર વિટંબણાં ગુજર્યાં હતાં,

અને તેને અનેક હાડમારીઓ તથા જંજાલી વેઠવી પડી હતી. કોઇ વેળા અરબસ્તાનની બળતી રેતીનાં રણોમાંથી હાજીઓની એકાદ વંજાર પુઠે થોકડાતો તેને જવું પડ્યું હતું, તો કોઇ વેળા ખ્રિસ્તિ ટ્રુઝેડરોના હાથ ઉપર કેદ પકડાઇ સીરિયા પ્રાંતના ત્રીપોલી શેહેરની ખાહીઓમાં, યાહૂદીઓ સાથે, તેને ખોદકામ કરવાની સખત મજુરી કરવી પડી હતી, અને તેમાંથી છુટકારો થતાં એક કલાંત ઓરતની તોક તેને ગળે ઓળવાઈ હતી.[1] બલ્ખથી બામિયાન સુધીની મુસાફરી કરતાં, બે હિંદુ વાટપાડુઓના હુમલાથી બચવા માટે, તેને અને તેના એક સાથીને પોતાનાં કપડાં, હથિયાર અને સરસામાન સર્વ પાછલ મેલી દઇને નાહસવું પડ્યું હતું. આ વિષેનું રમુજી વર્ણન ગુલેસ્તાનના સાતમા બાબમાં[2] એક ઠેકાણે આપવામાં આવ્યું છે.

### હિંદુસ્તાનની સફર અને સોમનાથનાં દેહરાંની મુલાકાત

પણ સાઅદીની સઘળી સફરોમાં હિંદુસ્તાન મધેની તેની સફર જીવ સટોસટની પુરવાર થઇ હતી, કારણ કે સોમનાથનાં દેહરાં મધેની જે મૂર્તિને પોતાનો હાથ હલાવતી ત્યાંના બ્રાહ્મણોએ તેને એક મોજેજા દેખે બતાવી હતી તે મધે ઠગાઇ હોવીજ જોઇએ એમ માની તે ઠગાઇ શોધી કાહડવાનાં કામમાં તે રોકાયો હતો, જેવામાં ત્યાંના રખેવાલ બ્રાહ્મણની તેની ઉપર નજર પડતાં રખેને પોતાની ઠગાઈ પકડાઇ જવાથી તે બ્રાહ્મણ તેને હેરાન કરે એવી ધાસ્તીથી તેણે તેનો જાન લીધો હતો. એમ કરવામાં તેણે કશું ખોટું જોયું હતું નહિ, એટલુંજ

૧. જુઓ બાબ ૨ જો, હેકાયત ૩૧ મી.

૨. જુઓ એ બાબની હેકાયત ૧૬ મી.

નહિ પણ એ સર્વ હકીકતનું વર્ણન તે કશી પણ આંચકે વિના, ખુશખુશાલ, બુસ્તાન મધ્યે, લંબાણથી આ પ્રમાણે, આપે છે:[1]

"અજ્ઞાન જમાનામાં મનાત[2]ના જેવી હાથીદાંતની બનાવેલી એક હીરાજડીત મૂર્તિ મેં સોમનાથમાં જોઇ. તેના કોતરનારે એવો તો આકાર ઘડી કાહાડ્યો હતો કે તે કરતાં વધારે સુંદર આકાર બીજો કલ્પિ શકાય નહિ. તે જાન વગરનો આકાર જોવાને માટે દરેક દિશાએથી વંજારો આવતી હતી. સાઅદી જેમ પોતાની સંગદિલની મેહબુબથી વફાદારીની આશા રાખતો હતો, તેમ ચીનના અને ચગલ શેહેર[3]ના રાજાઓ આ પથ્થરની મૂર્તિથી વફાદારીની આશા રાખતા હતા. અલંકારીક અને છટાદાર બોલનારાઓ દરેક ઠેકાણેથી ત્યાં આવીને આ મૂગી મૂર્તિ પાસે નમ્રતાઇ ભરેલી આજીજી કરતા હતા. આ ભેદના ખુલાસાની મને કંઈ પણ સમજણ નહિ પડતી હતી કે જીવતાં માણસો આ જીવ વગરના પથ્થરની શા માટે પૂજા કરતાં હતાં. મૂર્તિપૂજકોમાંનો એક કે જે નેક બોલનારો હતો, અને મારી સાથે રહેતો હતો અને મારો મિત્ર હતો, તેને મેં સભ્યતાથી કહ્યું કે, 'ઓ બ્રાહ્મણ! આ મંદિરમાં થતાં કામથી હું અચંબો પામું છું, કારણ કે લોકો આ અશક્ત મૂર્તિ કે જેના હાથ પગમાં ન હીલવાની કે ન ચાલવાની શક્તિ, અને જો નાખી દેવામાં આવે તો ન જેનામાં પાછું ઉભું થવાની શક્તિ, તેની ઉપર ગાંડાં ઘેલાં થઈ ગયાં છે, અને પોતે ગુમરાહીના ખાડામાં સપડાઈ ગયાં છે. તું જોતો નથી કે તેની આંખ કેરબાની બનાવેલી છે? અને બખીલો એનાથી વફાદારીની આશા રાખે એ ભુલ ભરેલું છે.' આ સાંભળીને મારો મિત્ર મારા શત્રુ જેવો બની ગયો, અને ક્રોધને લીધે આતશ જેવો થઇ ગયો અને મને બાઝી પડ્યો. મેજાઇઓને[4] અને તે મંદિરના વડાઓને તેણે આ બાબતની ખબર

---

૧. જુઓ બુસ્તાન બાબ ૮ મો.

૨. અરબોએ બનાવેલી એક મૂર્તિ.

૩. તુર્કસ્તાનમાં આવેલું એક શેહેર.

૪. સાઅદી તે મંદિરના હિંદુ બ્રાહ્મણોને જરથોસ્તી ધર્મગુરૂઓ સમજવાની ભુલ કરે છે.

કીધી, અને મેં તે ટોળામાં ભલાઇનો એક પણ ચેહરો જોયો નહિ. જ્યારે તેઓની સનમુખ તે આડો રાહ[1] સિદ્ધો લાગતો હતો, ત્યારે સિદ્ધો રાહ[2] તેઓની નજરમાં આડો જણાતો હતો, કારણ કે જે માણસ ડાહ્યો અને પરહેજગાર દિલનો હોય તે મૂર્ખ માણસોની નજરમાં અજ્ઞાન દેખાય છે. ડુબતાં માણસની માફક હું ઇલાજ વિનાનો થઇ પડવાથી મારી સોહે નરમી સિવાય બીજો કંઇ રસ્તો રહ્યો નહિ. જ્યારે તું જોય કે કોઇ અજ્ઞાન માણસ વેર લેવા તલપી રહે છે ત્યારે તારી સલામતી તાબેદારી અને નરમીમાં સમાયલી છે. મેં પેલા વડા બ્રાહ્મણની વખાણ કીધી અને હું બોલ્યો કે, 'ઓ ઝંદ અવસ્તાના જાણનારા ગુરૂ![3] હું પણ આ મૂર્તિનો આકાર જોઇને ખુશ છું, કારણ કે એનો દેખાવ મનોરંજક અને એની સૂરત દિલ બેહલાવનારી છે. એનો આકાર મારી નજરમાં અજબ જેવો લાગે છે, પણ એ આકાર શું મતલબ ધરાવે છે તે હું સમજી શકતો નથી. હું આજ કાલ આ જગ્યાએ મુસાફર તરીકે આવી લાગેલો છું, અને એક અંજાણો માણસ સારૂં નરસું ભાગ્યેજ પિછાની શકે. તું જાણે છે કે તું આ ધાર્મિક જગ્યામાં સરવરી ધરાવે છે, અને આ શાહના[4] સલાહકાર જેવો તું છે. નકલી પૂજા કરવી એક જાતનું અધર્મિ-પણું છે. સુખી તેજ મુસાફર કે જે આ બાબદના રસ્તાથી વાકેફગાર છે. આ મૂર્તિની સૂરતમાં શું અર્થ સમાયલો છે (તે જો તું મને સમજાવે તો) હું એનો પેહેલો પૂજારી થાઉં.' આ સાંભળ્યાથી બ્રાહ્મણનાં મોહોડાં ઉપર ખુશાલી પ્રગટી રહી, અને તે બોલ્યો કે, 'અએ નેક વચન બોલનાર! તારો સવાલ વાજબી છે, અને તારૂં કામ સુંદર છે. જે માણસ સાબેતી માંગે છે તે પોતાની મંજલે પોંહોચી જાય છે. આ જગ્યાએ જે સઘળી મૂર્તિઓ છે તે મધેથી આ સિવાય બીજી કોઇ પણ મૂર્તિ પોતાનો હાથ,

૧. યાને, મૂર્તિપૂજાનો તરીકો.

૨. યાને, ઈસલામી ધર્મ.

૩. જુઓ આગલા સફા ઉપરની ૪ થી ફૂત-નોત.

૪. યાને, મૂર્તિના.

કર સહવારે, ઈશ્વર તરફ ઉપાડી શકતી નથી. અગરજો તારી મરજી હોય તો આજની રાત અહિં વાસો કર, કે જેથી આ ભેદ તારી આગળ આસાની હાલે ખુલ્લો થઈ જાય.' બેજન મિસાલ, આ જમાના ખાડામાં, એક કેદી તરીકે, તે પીરનાં ફરમાન મુજબ, હું ત્યાં રાતે રહ્યો. રાત કિયામતના દિવસની માફક લાંબી લાગી, અને પેલા મેજાઈઓ મારી આસપાસ હાથ પગ ધોયા વિના પૂજામાં મશગુલ રહ્યા. અંગ ઉપર કદી પણ પાણી નહિ રેડેલું એવા મેજાઈઓ ત્યાં હાજર હતા કે જેઓની બગલ તડકામાં પડેલી લાશની માફક ગંધ મારતી હતી. મેં કંઈ મોટો અપરાધ કીધો હશે કે તે રાત્રે મને આવી સાહ વેદના ખમવી પડી. એક હાથ છાતી ઉપર મુકીને. અને બીજે હાથે દુવા માંગતો, આખી રાત આવા બખેડામાં હું સપડાએલો હતો. એટલામાં એકાએક ઢોલીઓએ ઢોલ વજાડ્યાં, અને મરઘે એ તે બ્રાહ્મણોની કજા પોકારી. રાતના કાળા પોશાકવાળા વાઅજ કરનારે દિવસની તલવાર મિયાનમાંથી ખેંચી કાહડી.[1] સહવારના આતશે[2] મતનાં બળેલાં લાકડાંમાં પલાથી આખી દુન્યા એકાએક પ્રકાશિત થઈ, તું કહેશે કે ગોયા જંગબારે ઘેરેલી હદનાં એક ખુણાંમાંથી એકાએક એક તાતાર નિકળી આવ્યો.[3] આ બાતલ વિચારના મેજાઈઓ પોતાના વસીલા ચેહેરા સાથે મંદિર તરફ, આસપાસની સઘળી ઉજાડ તેમજ વસ્તીવાળી જગ્યાએથી, આવી લાગ્યા. આખું શેહેર તે મંદિર તરફ ધસડાઈ આવ્યું, અને એક સોય જેટલી પણ જગ્યા મંદિરમાં રહી નહિ. હું તો ઉંઘ વગર અને બળાપાને લીધે બેચેન હતો, કે જ્યારે એકાએક પેલી મૂર્તિએ પોતાના હાથ ઉંચકયા. ગોયા દરિયો તોફાનની વખતે જોશ પકડે તેમ એકાએક આ મૂર્તિપૂજકોમાંથી શોર મચી રહ્યો. જ્યારે મંદિર લોકથી ખાલી થયું ત્યારે તે બ્રાહ્મણે મારી તરફ હસીને જોયું (જાણે એમ કેહતો હોય) કે

---

૧. યાને, રાત પુરી થઈ અને સહવારું પડ્યું.

૨. યાને, સુરજ.

૩. • જેમ કાળા હબસીઓનાં ટોળામાં ગોરા ચેહરાનો એક આદમી આવી નિકળે તેમ.

હવે હું સમજું છું કે તારી મુશ્કેલીનો છેડો આવ્યો છે, સચ્ચાઇ પ્રગટીજ રહી હશે અને ખોટું બાકી રહ્યું ન હશે. જ્યારે મને માલમ પડ્યું કે અજ્ઞાનપણું તેની અંદર મક્કમ બેઠેલું છે, અને ખોટા ધખારાથી તે દોરવાઇ ગયલો છે, ત્યારે કોઇ પણ સચ્ચાઇ હું બોલી શક્યો નહિ, કારણકે બાતલ લોકોથી સચ્ચાઇ છુપાવવીજ જોઇએ. જ્યારે તું એક જબરા માણસને પડેલો જોય ત્યારે તેની સાથે પંજો મેલવવામાં બાહાદુરી સમાયલી નથી. થોડો વખત સુધી મેં રડવાના ઢોંગ કરીને જણાવ્યું કે, 'મેં જે કર્યું તેને માટે મ્હને પસ્તાવો થાય છે.' માહરા રડવાથી પેલા કાફરોનું દિલ મારી તરફ પીગળી ગયું. પાણીના ધોધ આગળ પથ્થર ગબડી જાય તો તેમાં નવાઇ નથી. તેઓ ખિદમત બજાવતા મારી તરફ દિલસોજીથી દોડી આવ્યા અને માહરી બાજુ ઇજ્જત સાથે પકડી. અબતુસનાં લાકડાંના તખ્તા ઉપરની સોનામાં મઢેલી ખુરસી ઉપર બેસાડેલી પેલી હાથીદાંતની મૂર્તિ આગલ હું માફ માગતો ગયો. મેં તે મૂર્તિના હાથને ચુંબન કીધું, (અને મનમાં બોલ્યો) કે તેની ઉપર અને તેના પૂજારીઓ ઉપર લિયાનત હોજો. થોડા દિવસ સુધી હું ઢોંગ કરી એક કાફર બન્યો, અને ઝંદ ભણતર[1]માં બ્રાહ્મણ બની ગયો. જ્યારે મેં જોયું કે મંદિરમાં હું સલામત છું ત્યારે હરખથી હું જમીનમાં પણ સમાયો નહિ. એક રાત્રે મંદિરનો દરવાજો મેં મજબુત બંધ કીધો અને વિંછુની માફક ડાબી અને જમણી તરફ દોડવા લાગ્યો. મેં તે મૂર્તિની બેઠકની નીચે અને ઉપર નેગાહ કીધી તો જરીકામના ભરતનો એક પરદો મહને ત્યાં જણાયો. તે પરદાની પાછળ હાથમાં દોરી લઇને મૂર્તિની રખેવાલી કરતા બેઠેલા એક આતશપરસ્ત પૂજારીને મેં દીઠો. જેમ દાઉદના હાથમાં લોખંડ મીણ થઇ ગયું, તેમ તેજ વખતે ખરૂં ખોટું શું હતું તે સઘળું હું તુરત પામી ગયો. જ્યારે તે દોરીને ખેંચે છે ત્યારે પેલી પુટલી પોતાનો અરજ કરતો હાથ નાચારીએ ઉંચકે છે. મારો ચેહરો જોઇને પેલો બ્રાહ્મણ લજવાઇ

૧. બ્રાહ્મણોને જરથોશ્તી ધર્મ પાલનારા સમજવાની ભુલને લીધે સાઅદી આ મુજબ લખે છે.

ગયો, કારણ કે (પોતાનો) ભરમ ફુટી જવાથી માણસ હલકો પડી જાય છે. તે દોડ્યો અને હું પણ તેની પાછળ ધસ્યો, (અને) એક ઉંડા ખાડામાં મેં તેને ઉંધે મસ્તક ગબડાવી દીધો, કારણ કે મેં જાણ્યું કે જો એ બ્રાહ્મણ જીવતો રેહશે તો મારો જીવ લેવાની કોશેશ તે કરશે. રખેને તેનો ભેદ ભરમ હું ખુલ્લો કરૂં તેથી તે માહરૂં ભેજું કાહાડવાનું વધારે પસંદ કરશે. જ્યારે કોઇ બુરાનાં કરતુકની તુને ખબર પડે ત્યારે જો તારેથી બની શકે તો તેના ખીલા ઉપાડ કરી નાખજે, કારણ કે જો તે નાલાયકને તું જીવતો છોડી દેશે તો તે તને વધુ વખત જીવતો જોવાને રાજી થશે નહિ. અગર તે તાહરા દરવાજા ઉપર પોતાનું માથું ખિદમત માટે મેલશે, તોપણ જો તેને લાગ ફાવશે તો તાહરૂં માથું તે કાપી નાખશે. દગારાની પુઠે તું પગ મેલતો ના, પણ જો તેની તું પુઠે ગયો અને તેને તેં દીઠો તો તેને સલામત જવા દેતો ના. મેં તે ખવીસને પથ્થરે પથ્થરે તદ્દન પુરો કીધો, કારણકે મુવેલાંઓને મોહડેથી કંઇબી વાત નિકળી શકતી નથી. મેં જોયું કે જ્યારે મેં આટલો બધો ફિત્નો મચાવ્યો ત્યારે તે દેશ મેં છોડ્યો, અને હું નાહસી ગયો. નેતરનાં જંગલોમાં જો તું આગ લગાડે તો અગર દાનાવ હોય તો ત્યાંના સિંહોથી સંભાળ રાખજે. માણસને નુકસાન કરનારાં સાપનાં બચ્ચાંને તું મારતો ના, અને જો માર્યું તો તે ઘરમાં વધારે વાર થોભતો ના. જો મધપુડાને તેં છેડ્યો હોય તો તારાં રહેઠાણમાંથી નાહસી જજે, નહિ તો તુને ભારી પડી જશે. તારાં કરતાં જે વધારે ચપળ હોય તેની ઉપર તીર ફેંકતો ના, અગર ફેંક્યો તો તાહરી દામન દાંતમાં પકડજે.[1] સાઅદીના (સઘળા) સફાઓમાં કોઇ પણ શિખામણ એવી નથી કે જે દીવાલ ખોદી હોય તેની હેઠે તું થોભજે. આ રસ્તાખેજ પછી હું હિંદુસ્તાન[2] તરફ આવી લાગ્યો, અને ત્યાંથી યમનને રસ્તે હું હજ કરવા નિકળી ગયો."

---

૧. યાને, તુરત નાહસી જજે.

૨. આ દેશનો ઉત્તર તરફનો ભાગ હિંદુસ્તાન નામથી ઓળખાતો હતો.

આ વર્ણન ઉપરથી સાઅદીના સંબંધમાં બે બાબદ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. પેહલી, ઈનસાનના જાન માટેની તેની બેદરકારી, કે જેથી પોતાને નુકસાન પોંહચવાના ભયથી એક માણસનો જાન લેવામાં તે કશું ખોટું સમજતો નથી. અલબત્તાં, સાઅદીનું આ કામ તેના જમાનામાં ઇનસાનની જીંદગીના કીંમતના વિચારને કદાચ અનુસરતું હશે, જોકે હાલના વખતમાં એવો પ્રાણઘાત દરગુજર થઇ શકે નહિ. બીજી બાબદ જે આપણું ધ્યાન ખેંચે છે તે તેનું અજ્ઞાનપણું છે. સાઅદી પોતાના ગમે એટલા એલમ તથા અનુભવ છતાં એક જરથોશ્તી ધર્મગુરૂ અને હિંદુ બ્રાહ્મણ વચ્ચેનો ફરક સમજી શકયો ન હતો, અને ઝંદ અવસ્તાને હિંદુઓનું ધર્મ-પુસ્તક ગણવાની ભુલ તેણે કીધી હતી. ખુદ ઇરાન મધે જ્યાં જરથોશ્તીઓની વસ્તી, તેમની પરાગંદેહ હાલત છતાં, ઓછી વધતી ચાલુજ હતી, તેમની વચ્ચે વસ્યા છતાં, તે હિંદુ બ્રાહ્મણોને જરથોશ્તી ધર્મગુરૂઓ સાથે ભેળી નાખવાની, અને ઝંદ અવસ્તાનાં પુસ્તકને હિંદુઓની ધર્મપોથી સમજવાની, ભુલ વાપરે એ સાઅદી જેવા વિદ્વાન અને બોહલી મુસાફરી કરી આવેલા પુરૂષ માટે કેવળ વિસ્મય પમાડનારૂં છે.

## દિલ્હી શેહેરની મુલાકાત

હિંદુસ્તાન મધે સોમનાથ ઉપરાંત સાઅદીએ દિલ્હી શેહેરની પણ મુલાકાત લીધેલી પોતે જણાવે છે, કે જે વેળાએ પથાન વંશના સુલતાન અલ્તમશનો ત્યાં અમલ ચાલતો હતો, અને જે હિજરી સને ૬૩૩ માં, ૨૬ વર્ષ સુધી રાજ કરી,

મરણ પામ્યો હતો. વળી કહે છે કે દિલ્હી દરબારનો નામીચો કવિ અમીર ખોસરૂ, કે જે બલ્ખ મધેની લાચીન નામની એક ઉંચ જાતના અમીરોની તોખમથી ઉતરી આવેલો હતો, અને સાઅદી જેનો વખાણનાર હતો, તેને મળવા માટે સાઅદીએ દિલ્હી ખાતે બીજી વાર આવવાનો કસદ કીધો હતો. જામીના કેહવા મુજબ, અને સાધારણ રીતે માનવામાં આવે છે તેમ, ગુલેસ્તાન કેતાબના પાંચમા બાબની ૧૯ મી હેકાયતમાં જે જવાન ઉપર કાશગર ખાતે પોતાને ફિદા થયલો સાઅદી ચિતારે છે તે જવાન આ અમીર ખુસરોજ હતો. શેખ આઝરીની બનાવેલી "જવાહીર-અલ-અસરાર" નામની કેતાબને આધારે દૌલતશાહ પણ જણાવે છે કે સાઅદીને તેની વૃદ્ધ ઉંમરે અમીર ખુસરો સાથે મિત્રાચારી બાઝી હતી, અને ખાસ તેને મળવા ખાતર તેણે એક વાર ફરીથી દિલ્હીની મુલાકાત લેવાનો ઠેરાવ કર્યો હતો. પણ દિલ્હી બીજી વાર આવવાના સાઅદીના આ કેહવાતા વિચારમાં કશું વજુદ ન હોવું જોઇએ તે જાણીતા ફારસી તવારીખનવેશ મહુમ્મદ ફિરેશ્તેહે પોતાની તવારીખની કેતાબમાં જણાવેલી નીચલી બિના ઉપરથી સાબેત થાય છે. તે કહે છે કે દિલ્હીના ગોરી વંશના સુલતાન ગિયાસ-ઉદ-દીન બલબને પોતાનો બેટો સુલતાન મહુમ્મદ, કે જે સાહિત્યના પૂજારીઓનો, અને મુખ્ય કરી કવિઓનો, મોહોટો મુરબ્બી હતો, તેને મુલતાનનો હાકેમ નેમ્યો હતો. આ સુલતાન

મહુમ્મદની દરબારમાં અમીર ખુસરો, તેમજ દિલ્હીનો એક બીજો નામીચો કવિ, ખૉજે હુસન,[1] બંધે પાંચ વર્ષ સુધી રહ્યા હતા. એક દિવસ, આ બંધે શાએરોએ, પોતાના આ ઉદાર સુરબ્બીની હજુરમાં, સાઅદીની વિદ્વતા અને ચતુરાઈ માટે ભારી તારીફ ગાઇ, જે ઉપરથી તે શાહજાદાએ ઘણીક કીમતી ભેટો સાથે એક ખાસ પેગામચી શીરાઝ ખાતે મોકલ્યો, અને સુલતાન ખાતે આવી વસવા સાઅદીને ઈજન કીધું, કે જો તેની દરબારમાં તે આવી રહે તો તેને વાસ્તે એક ખાસ મઠ તે બંધાવી આપે, અને તેના નિભાવ માટે ઘણાંક ગામડાંઓની આમદાનીની બખ્શેશ તે કરે. પણ પોતે ૯૨ વર્ષની ઝઇફ અને વૃદ્ધ વયે પુગેલો હોવાને લીધે તેણે શાહજાદાની દરગુજર ચાહી તેની મેહરબાની ભરી માગણી ના પાડી હતી, અને તેજ વેળાએ એવી મેહરબાનીની અદના કદરશનાસીમાં તેણે પોતાનાં સઘળાં લખાણોની, ખુદ પોતાને હાથે ઉતારેલી, એક નકલ સુલતાન ઉપર માનપુર્વક ભેટ મોકલી આપી હતી. તેણે વળી શાહજાદાની જનાબમાં પોતાના મિત્ર અમીર ખોસરૂ માટે શિફારસ કરવાની પણ તક લીધી હતી. હવે, સુલતાન મહમ્મદ, મગોલો સાથની એક લડાઈમાં, સને ૧૨૮૩ નાં સાલમાં માર્યો ગયો હતો, એટલે આ વાત સને ૧૨૮૦ ને આસરે બનેલી હોવી જોઇએ.

૧. સૈર–ઉલ–મોતાખરીન નામની અર્વાચીન તવારીખની કેતાબના કર્ત્તા ગુલામ હુસૈનના લખવા મુજબ સાઅદીના જમાનામાં તારતર સરદાર જંગીઝખાન અને તેની પુટે ગાદીએ આવનારાઓના જુલમાતથી બચવા માટે જે નામીરા આસામીઓ ઇરાનથી નાહસી ગયા હતા તેઓ મધે આ બે પ્રખ્યાત કવિઓ પણ હતા, કે જેઓએ હિંદુસ્તાન આવી દિલ્હીની દરબારમાં આશરો લીધો હતો.

## મક્કાની હજ

પોતાની સફરોની લંબાણ મુદત દરમ્યાન સાઅદીએ ૧૪ વેળા મક્કાની હજ કીધી હતી, જેમાંની પેહેલી હજ, ઉપર જણાવ્યું છે તેમ, તેણે શેખ અબ્દ-ઉલ-કાદર ગીલાનીની સંગતમાં કીધી હતી. સાઅદી પોતે કેવી ધાર્મિક પ્રકૃતિનો તથા પોતાના મઝહબ તરફ કેવી જાનફેશાની ધરાવનારો આસામી હતો, તે તેનાં લખાણો મધે, અનેક ઠેકાણેથી, જેમ માલમ પડે છે, તેમ વળી તેણે કીધેલી હજની આટલી મોટી સંખ્યા ઉપરથી પણ સાબેત થાય છે.

## સફરોની તારીખ

સાઅદીની જુદી જુદી સફરોની તારીખ આપવી જોકે ઉપયોગી થઇ પડે, તોપણ પૂર્વ તરફના જન્મ-વૃત્તાંત લખનારાઓ આ બાબદમાં એટલા બેદરકાર હોય છે કે તેમ કરવું ઘણું મુશ્કેલ છે. દોલતશાહ કે જેણે આપેલો અહેવાલ "આતશ કદેહ"ના બનાવનાર હાજી લોતફ અલી બેગે પોતાની કેતાબમાં ઉતારી લીધો છે, તે ફક્ત એટલુંજ કહી સંતોષ પામે છે કે પોતાની ૧૨ વર્ષની ઉંમર પછી સાઅદીએ ૩૦ વર્ષ અભ્યાસ પાછળ, અને ત્યાર પછી બીજાં ૩૦ વર્ષ સફર કરવામાં, ગુજાર્યાં હતાં. તોપણ, પોતે આવી ભટકતી જીંદગી ગુજારવાનું ક્યારથી શરૂ કર્યું તે સાઅદીનાં પોતાનાં લખાણો ઉપરથી આપણે નક્કી કરી શકયે. આપણે ઉપર જોઇ ગયા કે બગદાદ ખાતે તેણે એક ઉસ્તાદના હાથ હેઠલ અભ્યાસ કર્યો, કે જે ઇ. સ. ૧૨૦૧માં મરણ પામ્યો હતો. ગુલેસ્તાન ઉપરથી આપણને માલમ પડે છે કે આ બનાવ પછી પંદર સોલ વર્ષે તે ઇરાની એરાકમાં હતો,

અને આ બંધેની વચ્ચે તેણે તુર્કસ્તાનની મુલાકાત લીધી હતી. વળી આ બિના વધુ એટલા ઉપરથી સાબેત થાય છે કે તેની તારીખ સુલતાન ખ્વારેઝમે ખતાખોતન (ચીન) ના રાજકર્ત્તા સાથે કીધેલી સુલેહની તારીખ સાથે મળતી આવે છે. વળી ગુલેસ્તાન મધેની આ બિના એક બીજી રીતે પણ આપણું ખાસ ધ્યાન ખેંચે છે, અને તે એમ, કે સાઅદીએ પોતાનાં બે મુખ્ય પુસ્તકો લખ્યાં તેની નજદીક ૪૮ વર્ષ આગમજ એક કવિ તરીકેની તેની કીર્ત્તિ, ઉપર જોયું તેમ, શીરાઝથી કાશગર જેવા અતિ દૂર મુલકમાં ફેલાઇ હતી, કે જે તે જમાનાનાં મુસાફરીનાં સાધનોની મુશ્કેલીઓ જોતાં ખચીત વિસ્મય પમાડનારૂં છે. વળી રૉસ મુજબ સાઅદીએ દિલ્હી શેહેરની મુલાકાત હિજરી સને ૬૦૭ અને ૬૩૩ (ઇ. સ. ૧૨૧૦–૧૨૩૬) ની વચ્ચે લીધી હતી. પણ દર્બ્રેમરીનાં મત પ્રમાણે આ ભુલ રૉસે ઇરાકના શાહઝાદા અગ્લીમશનું નામ દિલ્હીના પથાન અથવા અફ્ગાન બાદશાહ અલ્તેમશનાં નામ સાથે ભેળી નાખવાથી ઉત્પન્ન થઇ છે.

## સફરોથી મેળવેલા ફાયદા

પોતાની સઘળી સફરોમાં સાઅદીએ પોતાનો વખત એક નવરા નકામા સેહલાની તરીકે ગુજાર્યો ન હતો. બનારસ-વાળો ઇબ્રાહીમખાન પોતાની "સોહોફે ઇબ્રાહીમ" કેતાબમાં લખે છે તેમ જે પણ મુલકમાં તે જતો ત્યાં દાનેશમંદો સાથની વાતચીત ઉપરથી, અને બીજી રીતે, તે પોતાના એલમ અને જ્ઞાનમાં વધારોજ કરતો રહ્યો હતો, અને અવલોકન અને અનુભવના વધતા જતા ભંડારથી તેવાં જ્ઞાનને તે દીપાવતો

હતો. પરિણામમાં, પોતાની બોહલી સફરોમાં તેણે દીઠેલાં શેહેરો અને મુલકોનાં દિલપઝીર વર્ણન, અને આ જીંદગીની ઉથલપાથલ અને ચહડતી પડતીના અને ઘણાક અદભુત બનાવોના અહેવાલ તેણે આપણને પુરા પાડ્યા છે. પોતાના ધર્મ તરફની જાનફેશાનીમાં એક વેળા તેને મક્કાનાં પવિત્ર સ્થળે હજ માટે મુસાફરી કરતો, તો બીજી વેળા પોતાના દીન દુશ્મન ગણાતા ખ્રિસ્તિઓ સામેની લડાઈમાં જીપલાવવા તેને પૅલેસ્તાઇન તરફ કુચ કરતો આપણે જોઇએ છિએ. હજ કર્યા પછી જેમ હાજીનો, તેમ આ લડાઈઓમાં ભાગ લેવા પછી તેણે ગાઝીનો, એલકાબ ધારણ કર્યો હતો. મુસાફરીથીજ તેને લાભ થયો હતો એમ બુસ્તાનમાં એક ઠેકાણે[1] તે ખુલ્લું જણાવે છે, જ્યાં તે કહે છે કે: "આ દુનિયાનો ગોળો સ્થિર ઉભો તે આગમજ શું તેનાં મધ્યબિંદુ સુધી તે ધ્રુજ્યો ન હતો? સાઅદીએ વિદ્યા અને જ્ઞાન, કે જે પોતાનાં દિલની ઉમેદો હતી, તે મેલવ્યાં ત્યાં સુધી, શું તેને સફર કરવાની ફરજ નહિ પડી હતી?" વળી મુસાફરીના ફાયદાઓ વિષેના તેના પક્કા ઇતબારની સાબેતી ગુલેસ્તાન મધે પણ અનેક ઠેકાણે મળી આવે છે. એ પુસ્તકના ત્રીજા બાબની ૨૮ મી હેકાયતમાં જ્યાં એક બાપ પોતાના બેટાને મુસાફરીની જંજાલીઓ અને તેનાં સંકટોથી બીહવડાવી સફરે જવાથી તેને અટકાવવાની કોશેશ કરે છે ત્યાં મુસાફરીના ફાયદાઓ વિષેનું અગતનું વિવેચન તે બેટાના મુખમાંથી સાઅદી આપણને કહી સંભળાવે છે.

જેમ્સ રૉસ, ગુલેસ્તાનના પોતાના તરજુમા મધે આપવામાં

૧. જુઓ બાબ ૬ ઠો, હેકાયત ૧૬ મી.

આવેલા શેખ સાઅદીના એહવાલમાં એક ઠેકાણે તેની સફરોના સંબંધમાં લખે છે કે

"Amidst the real distress of poverty, and the dissipation of a wandering and unsettled life, he rose to eminence in wisdom and learning; for, ill supplied with the gifts of fortune, the most precious part of that life was a continued sojourn from city to city, and from kingdom to kingdom, first perhaps led by a hope of patronage and preferment, and afterwards through choice and habit. During this period, though he began them late in life, his kulliat, or works, were composed; and amidst a roving activity he contrived to write more than another might, in a like condition, have managed to read."

## ત્રીજો તબક્કો—એકાંતવાસનો

મુસાફરી કરવાનો પોતાનો સઘળો શોખ પુરતી રીતે પાર પાડી, સાઅદી, ઇ. સ. ૧૨૫૬ માં, પોતાનાં વતન શીરાઝ તરફ પાછો ફર્યો, કે જ્યાં તે વેળાએ શાંતિ ફેલાયલી હતી. એ વિષેનો એશારો ગુલેસ્તાનના દીબાચામાં તેણે કીધો છે.[1] અહિંથી આ મહાન પુરૂષની જીંદગીનો ત્રીજો અને છેલ્લો, પણ સર્વથી વધુ ઉપયોગી, તબક્કો શરૂ થાય છે; કારણ કે આ તબક્કેજ સાહિત્ય સંબંધી તેની સર્વ જેહમતો તેણે પાર પાડી હતી.

---

૧. જુઓ નીચલી બેતઃ

"ચુ બૉઝ ઑમદમ કેશવર આસુદેહ દીદમ
પલન્ગી રેહા કર્દેહ ખુઇએ પલન્ગી."

શીરાઝ પાછો ફરવા બાદ સાઅદીએ એ શેહેરની બાહરે એક એકાંત જગ્યા પોતાને રેહવા માટે પસંદ કીધી, કે જે જગ્યા જાણીતા સૂફી ખફીફના બેટા શેખ અબુ અબ્દલ્લાનાં મઠની પડોસમાંજ હતી. દૌલતશાહના લખવા મુજબ સાઅદીએ આ જગ્યા પોતાની હૈયાતીના છેડા સુધી કદી છોડી હતી નહિ, પણ ત્યાં ઇશ્વરભક્તિ અને તપ અને ચિન્તનમાં, અને પોતાનાં અસંખ્ય લખાણો કરવાનાં કામમાં, તે મશગુલ રહ્યો હતો. પ્રખ્યાત આફ્રીકન મુસાફર એબ્ને બતુતાહ, જેણે ચૌદમી સદીના પેહેલા અરધા ભાગમાં બે ફેરી શીરાઝની મુલાકાત લીધી હતી, તે કહે છે કે સાઅદીએ પોતાનું મઠ એક સુંદર બગીચાની વચ્ચોવચમાં બાંધ્યું હતું. તે વધુ જણાવે છે કે "એ મકાન રોશનઆબાદ[1] નામની નદીનાં મૂળ આગળ આવ્યું છે. ત્યાં સાઅદીએ પોતાનાં કપડાં ધોવા માટે આરસપાહનની નાહની નાહની હોજ બાંધી હતી. આ મઠની નજદીકમાં આવેલી સાઅદીની ઘોરની મુલાકાતે શીરાઝના રેહવાસીઓ વારંવાર આવે છે. તેઓ ત્યાં ખોરાક પકાવીને ખાય છે, અને પોતાનાં કપડાં ત્યાંના ઝરામાં ધોય છે, પછી પોતાને ઘરેબારે પાછાં ફરે છે. મેં પણ એજ પ્રમાણે કર્યું હતું."

## સાઅદીની મોજેજાઇ શક્તિ

કહે છે કે આ મઠમાં સાઅદીની મુલાકાતે અદનાથી આલા સર્વ આવતા હતા. શાહજાદાઓ અને ઉમરાવો અને પરહેજગાર શખસો જેઓ તેને ભેટવા આવતા હતા તેઓ પોતાની સાથે સ્વાદીષ્ટ પકવાનો તેને માટે લાવતા હતા. સાઅદી આમાંનું થોડુંક પોતે ખાતો હતો, થોડુંક લોકોને

૧. આ નામ રોકનાબાદ હોવું જોઈએ.

વેંહચી આપતો હતો, અને બાકીનું પોતાની બારીની બાહેર ટાંગેલી એક ટોપલીમાં મેલી છાંડતો હતો. શિરાઝના કઠિયારાઓ આ બારી હેઠલથી પસાર થતા હતા, અને તેઓ મધેના જેઓ ભુખ્યા હોય તેઓ સાઅદીએ તેમને માટે તૈયાર રાખેલા આ તર નવાલાઓને ઇનસાફ આપતા જતા હતા. આના સંબંધમાં દૌલતશાહ અને લોત્ફ અલી બેગ એક હેકાયત કહે છે કે જે ઉપરથી સાઅદીને મોજેજા કરી બતાવવાની શક્તિ ધરાવનારો બતાવવામાં આવ્યો છે. એક દિવસ કોઇ ચોરે કઠિયારાનો વેશ લઇ તે ટોપલીમાં મેલેલો ખોરાક ચોરી જવાની કોશેશ કરી, પણ જેવો તે લેવા માટે તેણે પોતાનો હાથ લંબાવ્યો તેવોજ તે હાથ સુકાઇ ગયો. તેણે બુમો પાડી કે "ઓ શેખ! માહરી મદદે આવ!" સાઅદીએ કહ્યું; "જો તું કઠિયારોજ હોય તો તાહરી રાતની થાક, તુંને ભોકાયલા કાંટાઓની નિશાન અને તાહરા હાથ ઉપર પડેલા છાગરાઓનું શું થયું? અગર તું એક ચોર હોય તો દીવાલો ઉપર ચહડી જવાની તાહરી કમાન, તાહરાં હથિયારો અને તાહરૂં હિમ્મતવાન દિલ કયાં છે? ખચીત તને કંઇ જખમ થાય તે આગમજ તું તો બુમો પાડવા મંડી ગયો." તોપણ, સાઅદીએ જેવી તેને માટે બંદગી કીધી કે તેનો હાથ તુરત દુરસ્ત થયો, અને પેલો જે ખોરાક તે ચોરી જવા આવ્યો હતો તે ખોરાક પણ તેણે તેને બખ્શેશ કીધો.

વળી જામી, અને તેની પુઠે ઑન્ટ્રેમીર, ઘણી ગંભીરાઈથી જણાવી ગયા છે કે સાઅદીને પેગમ્બર ખેજર[૧]ની

૧. ખ્રિસ્તિઓનો Elias, અને યુનાનીઓનો Hermes.

સંગાતનું માન મળ્યું હતું, અને તેણે તેને અમરગીનું પાણી પાયું હતું, કે જેની બરકતથી, ખોન્દેમીરના કેહવા મુજબ, "તેના એલમ અને તેની વાકચાતુરીની કીર્ત્તિ શનિ સેતારાના દરવાજા સુધી પોંહોચી ગઈ હતી." જામી આ બાબદનો અહેવાલ આપતાં કહે છે કે, "સાઅદીએ પેલેસ્તાઈન (Holy Land) માં એક પાણીવાળાની જીંદગી ગુજારી હતી, અને તરસ્યા રાહદારીઓને પાણી પાઈ તેમની મદારત તે કરતો હતો. આથી ખેજ પેગમ્બરની પ્રસન્નતા તેની ઉપર ઉતરી, અને તેણે તેનું મોહડું અમરગોનાં પાણીથી ભીંજવ્યું. અલીના એક વંશજે આ બનાવની સચ્ચાઇ માનવા ના પાડી, અને તે માટે પેગમ્બરે તેને સ્વપ્નામાં ઠપકો આપ્યો. એક બીજા આસામીએ પણ આ વિષે શક બતાવ્યો, અને બીજીજ રાતે તેને એક સ્વપ્નો આવ્યો, જેમાં તેણે એવો દેખાવ જોયો કે જાણે બેહેસ્તના દરવાજા ઉઘડી ગયા છે, અને ફરેશ્તાઓની એક ફોજ પોતાના હાથોમાં કીર્ત્તિની તબકો લઈ હેઠલ આવે છે. તેઓમાંના એકને તે પુછે છે કે, 'આ સઘળું કોણને માટે છે?' તેને જવાબ મળ્યો કે, 'શીરાઝ શેહેરના શેખ સાઅદીને માટે, કે જેણે એક બેત[1] નીચે પ્રમાણે એવી લખી છે કે જે ખોદાતાલાની પસંદગી પામી છે:

"બર્ગે દરખ્તાને સબ્ઝ દર નઝરે હુશિયાર,
હર વરકી દફતરીસ્ત મઅરફતે કેરદેગાર."[2]

---

૧. તઇયબાત.

૨. યાને, હુશિયાર મરદની નજરમાં લીલાં ઝાડોનાં પાતરાં મધેનું દરેક પાતરૂં તે પેદા કરનાર માટેનાં જ્ઞાનનાં એકેક દફતર મિસાલ છે.



6

આ સ્વપ્નામાંથી બીદાર થતાં પેલો માણસ એકદમ સાઅદીની ઝુંપડીનાં બારણાં સુધી દોડી ગયો કે પોતે બતાવેલી શંકા માટે તે તેની માફી ચાહે, અને આવા શુભ દેખાવ માટે તેને મુબારકબાદી આપે. તેણે શેખને પોતાની આગળ એક બતી મેલી બેઠેલો, અને કંઇ ભજન ગાતો દીઠો, અને ધ્યાન દઈ સાંભળતાં ઉપલીજ બેત તેને કાને પડી." [1]

જામી દિલ્હીવાલા શાએર અમીર ખોસરૂની જીંદગીનો અહેવાલ આપતાં લખે છે કે તેણે પણ પોતાના ઉસ્તાદ શેખ નિઝામ-ઉદ-દીન ઔલીયાની સલાહથી પેગમ્બર ખેઝ્ર સોડે એજ અમરગીનાં પાણીના એક ગોટ માટે અરજ કરી હતી, પણ તેને જવાબ મળ્યો કે જે છેલ્લો ગોટ હતો તે સાઅદીને આપી દેવામાં આવ્યો હતો. આથી નાસિપાસ બની તે પોતાના ઉસ્તાદ સોડે ગયો અને તેને એ જવાબથી વાકેફ કીધો. ત્યારે નિઝામ-ઉદ-દીન, તેને સધિયારો આપવા, તેનાં મોહમાં થુંકયો, કે જે મેહરબાનીની બરકતથી કહે છે કે અમીર ખોસરૂ ૯૯ પુસ્તકો લખવા શક્તિવાન થયો હતો, અને ચારથી પાંચ લાખ બેત જોડવા માટે વડાઇ લેતો હતો!

૧. જામીએ આપેલો આ અહેવાલ ઉતારી લેતાં રોસ નીચે મુજબ લખે છેઃ "Incredible as this is, one of the fathers of our church, St. Chrysostom, tells us that 'consecrating the element of bread and wine, he has instantaneously seen a multitude of white-robed angels surrounding the altar, and bring their heads as soldiers do in making their homage to the sovereign!' "

## સાઅદીનો માન મરતબો અને દરજ્જો

સાઅદી પોતાના જમાનાના અમીર ઉમરાવો અને રાજ્યના મોહટા અમલદારો વચ્ચે કેવો ઉંચો દરજ્જો અને માન મરતબો ભોગવતો હતો તેની ગવાહી ગુલેસ્તાન મધેની ઘણીક બિનાઓ ઉપરથી મળી આવે છે. આ માન ભોગવવાને લીધે તે ઘણો મોહટો વગ વસીલો ધરાવતો હતો, જે તેની જીંદગીના છેડા સુધી ચાલુ રહ્યો હતો. અબુ બક્ર બિન સઅદનાં મરણ પછી થોડાંજ વર્ષમાં જ્યારે અતાબેકોના વંશની પડતી શરૂ થઈ, ત્યારે એ વંશના શાહજાદાઓને જે માન મળતું ન હતું તે સાઅદીને પોતાને ઇરાનના નવા મોગલ અમલમાં મળતું રહ્યું હતું. આ નવા અમલમાં વટીક, રાજ દરબારમાં સાઅદીને કેટલો બધો વગવસીલો હતો તે નીચલી બિના ઉપરથી માલમ પડે છે.

મલેક આદેલ શમ્સ-ઉદ-દીન તાઝીગુઇ કે જે પાદશાહનો વડો વઝીર હતો તેના શીરાઝ ખાતેના અમલદારોએ એક વેળા સરકારી ખજુર, તેના બજાર ભાવ કરતાં ઘણી મોંઘી કીમતે, ત્યાંના પસ્તાગીયાઓને જબરીથી વેચ્યો. સાઅદીનો ભાઇ પણ એક પસ્તાગીયાનો ધંધો કરતો હોવાથી તેણે આ જુલમની વાતથી પોતાના ભાઇને વાકેફ કર્યો, અને સાઅદીએ તુરત ઘટતી દાદ ચાહવા માટે એક પત્ર મલેક શમ્સ-ઉદ-દીન ઉપર લખ્યો. તેણે આ અરજી વાંચી સઘળા પસ્તાગીયાઓને પોતાની સોડે બોલાવ્યા અને તેઓથી સઘળી બિના જાણી લીધી, તથા હોકમ કીધો કે તે ખજુરનાં વેચાણ માટે જે પૈસા તેઓ સોડેથી લેવામાં આવ્યા હોય તે દરેકને પાછા

આપવા, અને જેઓએ તે નહિ ભર્યા હોય તેઓ સોડેથી તે લેવા નહિ. આ પછી તે તુરત સાઅદી આગળ ગયો, અને તેના અમલદારોની કસુર માટે દરગુજર ચાહી તેના આશીર્વાદ માગ્યા, તથા કહ્યું કે, "મેં હોકમ કીધો છે કે તાહરા ભાઇને વેચેલા ખજુર માટે તેની સોડેથી કંઇ પણ દામ લેવું નહિ. વળી મેં જાણ્યું છે કે તાહરો ભાઇ મુફલેસ છે, અને તેથી આટલું સોનું તેની ઉપર મોકલી આપવા તુંને અરજ કરૂં છું." સાઅદી પોતાને માટે તો કંઇબી પૈસો કબૂલ રાખનાર નથી એમ તેની ખાતરી હોવાથી, તેણે એક હજાર દિરમ ચુંમીને સાઅદીના પગ આગળ જમીન ઉપર મેલ્યા અને ત્યાંથી રૂખસદ લીધી. મલેક શમ્સ–ઉદ–દીન સાઅદીને માટે જે માન ધરાવતો હતો તે સબબે શીરાઝના પસ્તાગીયાઓને તુરત ઘટતી દાદ મળી એમ સઘળે ઠેકાણે જણાઇ ગયું.

એજ ખોજે શમ્સ–ઉદ–દીન તથા તેનો ભાઇ અલા–ઉદ–દીન અતા મલેક, બંધે, સાઅદી તરફ કેટલું બધું માન ધરાવતા હતા તેનો એક બીજો દાખલો પણ સાઅદીનાં લખાણો ઉપરથી મળી આવે છે. વળી આ દાખલા ઉપરથી વધુ એ જણાય છે કે જે વર્ષમાં ઈરાનના મોગલ રાજકર્ત્તાઓ મધેનો બીજો બાદશાહ અબાકા ખાન ગાદીએ આવ્યો તેની સેહજ આગમજ, એટલે ઇ. સ. ૧૨૬૫ માં, સાઅદી ઘણી વૃદ્ધ ઉંમરે મુસાફરીએ નિકળેલો હતો. તે લખે છે કે, "જ્યારે હજ કરી હું પાછો ફરતો હતો ત્યારે રાજધાની શેહેર તબ્રીઝમાં ત્યાંના આગેવાન પુરૂષો, વિદ્વાનો અને પરહેજગારોને હું મળ્યો હતો. ત્યાં શમ્સ–ઉદ–દીન તથા

તેના ભાઈ અલા-ઉદ-દીનને મળવા માટે હું ઈંતેજાર હતો. એક દિવસે તેઓને મળવા જવા હું નિકળ્યો ત્યારે મેં તેઓને બાદશાહની સાથે ઘોડેસવાર થઈ આવતાં દીઠા. આથી દૂર થઇ જવાનો હું વિચાર કરતો હતો, પણ તેટલાં તેઓ માહરી નજદીક આવી ચહડ્યા. તે બધે ભાઇઓ તુરત પોતાના ઘોડાઓ ઉપરથી નીચે ઉતરી પડ્યા, અને માહરી નજદીક આવ્યા, અને જમીન સુધી વાંકા વળી તેઓએ મહને નમન કીધું, તથા મહને મળવાથી કેટલા બધા ખુશી થયા તે જણાવી માહરા હાથ પગ ચુંમ્યા. તેઓએ કહ્યું કે માહરા તબ્રીઝ આવવા વિષેની ખબરથી તેઓ વાકેફ ન હતા. બાદશાહે જ્યારે આ સઘળું જોયું ત્યારે તે બોલ્યો કે, 'શમ્સ-ઉદ-દીન આટલાં વર્ષ થયાં માહરી નોકરીમાં છે તે જાણે છે કે હું કુલ જેહાનનો માલેક છું, અને તોપણ તેણે આટલું બધું માન તથા આવી ફિદાગીરી ખુદ માહરી તરફ બતાવ્યાં નથી, કે જે તેણે આ શખ્સ તરફ બતાવ્યાં છે.' પેલા બંધે ભાઇઓ પોતાના ઘોડા ઉપર પાછા સવાર થઇ રવાને થયા." પાદશાહે શમ્સ-ઉદ-દીન તરફ ફરીને પુછ્યું, "એ કોણ શખ્સ હતો, કે જેની તરફ તમે આટલી બધી સભ્યતા બતાવી ?" તેણે જવાબ દીધો, "ખોદાવંદ, એ અમારો પિતા હતો." બાદશાહે કહ્યું, "મેં આગળ ઘણી વાર તમારા પિતા માટે પુછ્યું હતું ત્યારે તમો કેહતા હતા કે તેવણ મરણ પામ્યા છે." વઝીરે જવાબ વાળ્યો, "એ અમારો પિતા અને શેખ થાય છે, અને કદાચ એનાં નામ તથા કીર્ત્તિ વિષે પાદશાહે પોતે સાંભળ્યું પણ હશે. એ શેખ સાઅદી છે, અને તેના સુખન આખી દુનિયામાં

મશહુર છે." અબાકા ખાને હોકમ કીધો કે તેને તેની આગળ હાજર કરે. તેઓએ કહ્યું, "અમો બાદશાહનો હોકમ બજા લાવીશું." આટલા માટે, થોડાક દિવસ સાઅદીની સોબતમાં ગુજારવા બાદ તેઓએ તેને બાદશાહની હજુરમાં આવવાની અરજ કીધી. પણ તેણે ના પાડી અને કહ્યું કે, "કંઈ બાહનું કાહડી મહને આ જંજાલમાંથી બચાવો." તેઓ બોલ્યા, "તમો અમારે ખાતર જરૂર આવો, અને પછી તમારે ગમે તેમ કરજો." પેલા બંધે વઝીર ભાઈઓને રાજી રાખવા કાજે સાઅદી થોડાક દિવસ પછી બાદશાહની હજુરમાં હાજર થયો. જ્યારે મુલાકાત પુરી થવે તે રૂખસદ લેવા ઉઠયો ત્યારે બાદશાહે કહ્યું, "કંઈ શિખામણના સખુન મહને કહી સંભળાવ." સાઅદીએ કહ્યું, "આ દુનિયામાંથી પેલી દુનિયામાં દરેક જન, પોતાની કરણી માટે, ઈનાસ યા સજા સિવાય, બીજું કંઇ પણ લઈ જતું નથી, માટે તુંએ શું એખત્યાર કરવું તે હાલ તાહરા હાથમાં છે." આ વિચાર કવિતામાં દર્શાવવા માટે બાદશાહે પોતાની મરજી જણાવવાથી સાઅદીએ ઇનસાફની ખૂબીમાં નીચલી સતરો તેને કહી સમજાવી :

"જે બાદશાહ પોતાની રૈયતનાં ભલાં માટે કાળજી ધરાવે છે તે તેઓ સોડેથી કર ઉઘરાવે એ બરહક છે, કારણ કે તે કર એક ગોવાળિયા યા રખેવાલના પગાર મિસાલ છે. પણ અગર પોતાની રૈયતનો રખેવાલ તે ન હોય તો એક સરપ તેને ડંસજો, કારણ કે તે જે ખાય છે તે સઘળું મુસલમીનો ઉપર નાખવામાં આવેલા જજીયામાંથી તે મેળવે છે."

અબાકા ખાન રડ્યો, અને ફરી ફરી સાઅદીને પુછયું,

"પણ હું એક રખેવાલ ગોવાળિયો છું કે નહિ?" સાઆદીએ કહ્યું, "અગર તું હોય તો ઉપલી બેતનો પેહેલો ભાગ તાહરે માટે બસ છે. અગર નહિ તો છેલ્લો ભાગ તુંને લાગુ પડે છે." જતાં જતાં તેણે બાદશાહને નીચલી બેતો કહી સંભળાવી:

"બાદશાહ આ દુનિયામાં ખોદાનો પડછાયો છે. પડછાયો એ શરીર સાથે અતલકનો સંબંધ ધરાવે છે. પાદશાહની તલવારથી આંકોશ રાખવામાં આવે નહિ ત્યાં સુધી એક રૈયત ભલાઈ કરી શકતો નથી. જેણી ફાયદો ખલકતને પોંહોચે છે તે એક બાદશાહના ઇનસાફને લીધે છે. જે બાદશાહની બુદ્ધિ દુષ્ટપણાં ઉપર સ્થાપલી હોય તેનો અસલ કદી પણ ઇનસાફી નિવડે નહિ."

આ બોલવા સાથે અબાકા ખાન તદન એકમત થયો. અલી બિન અહમદ કહે છે કે "તેના વખતમાં પરહેજગાર મરદો અને વિદ્વાનો એક સાધારણ દુકાનદારને વટીક આવી રીતે શિખામણ દેવાની હિમ્મત કરે નહિ, કે જેમ કરવાની હિમ્મત સાઆદીએ બતાવી હતી." આવીજ હિમ્મતનો એક બીજો દાખલો પ્રાચીન તવારીખમાંથી આપણને શાએર અગાથો, જે યુરીપીડીસનો મિત્ર થતો હતો, તેનો મળી આવે છે, કે જેણે મેસીડોનના રાજા આરકીલોસને નીચલી શિખામણ આપી હતી:

"એક બાદશાહે આ ત્રણ શિખ ધ્યાનમાં રાખવી જોઈએ: (૧) કે તે ઇનસાનો ઉપર રાજ કરનારો છે; (૨) કે તેણે કાયદા મુજબ રાજ ચલાવવું જોઇએ; અને (૩) કે તે કંઇ હમેશાં રાજ કરી શકનાર નથી."

એક વેળા શમ્સ–ઉદ–દીને સાઅદીને કેટલાક સવાલો[1] લખી મોકલ્યા અને તે પત્ર પોતાના એક નોકર સોડે મોકલી આપતાં તેની સાથે એક સરપાવ અને ૫૦૦ દીનાર સાઅદીનાં પક્ષીઓને ચારો ખવાડવા માટે મોકલી આપ્યા. નોકરે જોયું કે તેનો શેઠ દર વેળા મોહટી રકમના સુન્નાના સિક્કાઓ સાઅદીનાં પક્ષીઓ માટે મોકલી આપે છે, પણ સાઅદી તે કોઈ વેળા રાખતો નથી. આથી આ વખતે દિયાનત બગાડી, પોતેજ પક્ષી બની, પેલા સિક્કામાંથી કંઇ "ચાંચ મારી જવા"ની ઇચ્છા તેણે કીધી. તેણે પેલા સિક્કાની કોથળી મધેથી ૧૫૦ સિક્કા સેરવી લીધા અને ઇસ્ફહાન ખાતેની એક દુકાન ઉપર તે સલામતી માટે મેલ્યા. ત્યાર પછી શીરાઝ આવી પોહોચતાં તે પેલો રૂકો તથા બાકીની રકમ શેખ સાઅદી આગળ લઇ ગયો. સાઅદીએ કાગળ વાંચવા પછી જોઈ લીધું કે પેલા નોકરે પોતાની દિયાનત બગાડી હતી. આથી તેણે પેલા પત્રના જવાબ માટે વળતે દિવસે તેને બોલાવ્યો. બીજે દિવસે જ્યારે પેલો નોકર જવાબ માટે ગયો ત્યારે સાઅદીએ તેને એક મોહરબંધ કાગળ આપ્યું, કે જેમાં નીચે મુજબ

---

૧. આ સવાલો પાંચ હતા, અને તે નીચે મુજબ હતા:

"(૧) ઇનસાન ચહડતો છે કે ખવીસ? (૨) માહરો એક દુશ્મન છે, જે માહરી સાથે દોસ્તી કરતો નથી. માહરે શું કરવું જોઇએ? (૩) જે કોઈ મક્કાની હજ કરે છે તે શું જે હજ કરતો નથી તેના કરતાં શ્રેષ્ટ છે? (૪) અલીના વંશથી ઉતરી આવેલો એક આસામી શું બીજા કોઇ માણસ કરતાં ચહડિયાતો છે? (૫) માહરો પિતા (યાને, સાઅદી) આ કાગળ લાવનાર સાથે મોકલેલી પાઘડી અને ૫૦૦ દીનાર પોતાનાં પક્ષીઓના ગુજારા માટે સ્વિકારવાની મેહેરબાની કરશે?"

લખેલું હતું: "માહરા વાહલા બેટાની કીમતી પળો ઇશ્વરની ભક્તિ અને ભલાઇનાં કામોમાં ગુજરજો. તેં માહરે માટે પોશાક તથા પૈસા મોકલ્યા છે. તાહરી ચહડતી દોલત થજો, અને તાહરા દુશ્મનો તાહરા પગ હેઠલ કચડાજો. તેં જેટલા દીનાર માહરે માટે મોકલ્યા છે તેમાંના દરેક દીનાર માટે અકેક સાલ જેટલી તાહરી હૈયાતી લાંબી થજો, એટલે તાહરી જીંદગી ૩૫૦ સાલ જેટલી થજો." આ કાગળ વાંચી વઝીર તુરત ચેતી ગયો કે તેના નોકરે પેલા પૈસામાંથી ૧૫૦ દીનાર ચોરી ફક્ત ૩૫૦ દીનાર સાઅદીને પોંહોચાડ્યા હતા. તે પેલા ગુલામ તરફ ફરીને બોલ્યો, "અરે કમબખ્ત! આ તેં શું કીધું? ચોરેલા પૈસા તું ક્યાં મેલી આવ્યો છે?" ગુલામે જવાબ દીધો, "મેં ઘણી વખત જોયું છે કે સાહેબે સુન્નાના સિક્કાઓની મોહટી મોહટી રકમો સાઅદી ઉપર મોકલી આપી છે, પણ દર વેળા તેણે તે લેવા ના પાડી છે. આ છેલ્લી રકમ તો સાહેબે સાઅદીનાં પક્ષીઓને માટે મોકલી હતી, એટલે મેં પોતાને એક પક્ષી તરીકે લેખ્યો, અને ૧૫૦ દીનાર કાહડી લીધા." વઝીરે પોતાના ભાઈ અલા-ઉદ-દીનને કહ્યું કે, "હમણાંને હમણાં તું ઉઠ અને શીરાઝ જા, અને આ કાગળ ખાજા જલાલ-ઉદ-દીન ખોતનીને આપ. તેને કેહ કે ૧૦,૦૦૦ દીનાર એક કોથળીમાં મેલી પોતાની સાથે લઇ જાય, અને શેખને તે ભેટ આપે." અલા-ઉદ-દીન પોતાના ભાઇનો હોકમ બજાવવા નિકળ્યો, પણ જ્યારે તે શીરાઝ આવી પોંહોચ્યો ત્યારે તેને માલમ પડ્યું કે જલાલ-ઉદ-દીન ૭ દિવસ આગમજનો મરણ પામ્યો હતો.

આથી તેની ઉપરનો પેલો લેખીત હોકમ તે સાઅદી આગળ લઇ ગયો અને તેને તે વંચાવ્યો. સાઅદીએ તે વાંચી ઉપકાર અને વખાણનો એક જવાબ કવેતમાં લખી આપ્યો. અલા-ઉદ-દીને પોતાના ભાઇ આગળ પાછો ફરી તેને તે પત્ર આપ્યો. સઘળી બિનાથી જ્યારે તેને વાકેફ કરવામાં આવ્યો ત્યારે તેણે ખજાનાના વડાને હોકમ કર્યો કે ૫૦,૦૦૦ દીનાર એક કોથળીમાં ભરી તે સાઅદીને પોંહોચાડે, અને તેને અરજ કરે કે એક મઠ બાંધવામાં તે પૈસો વાપરે. સાઅદીએ આ અરજ કબુલ રાખી અને ફહેન્દરના કિલ્લા[1] હેઠળ એક મઠ બાંધ્યું.

પાદશાહ અબાકા ખાન સાથે જે હિમ્મતથી સાઅદીએ વાત કીધી હતી, અને જેનો અહેવાલ ઉપર આપવામાં આવ્યો છે, તે ઉપરથી જોઇ શકાશે કે ગમે એવા મોહટા દરજાના માણસો સાથે પણ, જ્યાં સચ્ચાઇનો સવાલ આવ્યો ત્યાં, જોઈતા સખુનો કેહવાથી સાઅદી ડરી જાય, યા આંચકી ખાય, એવો આસામી ન હતો. આવી તેની હિમ્મતના દાખલાઓ ગુલેસ્તાન અને બુસ્તાન મધે ઘણે ઠેકાણે જોવામાં આવે છે. રાજા, પાદશાહ, અને લોકો ઉપર હકુમત ચલાવનારાઓએ દુનિયા વ્યવાહરમાં કેવી રીતે વર્ત્તવું તેને લગતું એક ખાસ પુસ્તક "નસીહાત-અલ-મલુક" (યાને, બાદશાહોને નસીહત) એવાં નામથી તેણે અન્કાનૌ, કે જે, મીરખોન્દ મુજબ,[2] અબાકા ખાનનાં

---

૧. આ કિલ્લાનાં વર્ણન માટે જુઓ સર વિલ્યમ ઉસલીની *Travels in Various Countries of the East*, પુસ્તક ૨ જું, સફે ૨૯-૪૦.

૨. અતાબેકોની તવારીખ, સફે ૫૩.

રાજ્યમાં, શીરાઝનો હાકેમ હતો, તેને માટે ખાસ લખ્યું હતું. સાઅદીની કલમથી લખાયલાં પુસ્તકોમાં આ છેલ્લુંજ હોવું જોઇએ એમ મનાય છે.

### સાઅદીનું મરણ

અબાકા ખાનનાં મરણ, અને તેના વડા વઝીર અને પોતાના ઉદાર મુરબ્બી શમ્સ–ઉદ–દીન ઉપર વિતેલી આફત[1] પછી, થોડાંજ વર્ષમાં, સાઅદી મરણ પામ્યો હતો. તેના જન્મના સને વિષે જે હેરફેર વિગત મળે છે તેવોજ હેરફેર તેનાં મરણનાં વર્ષ માટે પણ થોડેક દરજ્જે હસ્તી ધરાવે છે, જોકે સઘળા આ રીતે તો એક મત છે કે તેની ઉંમર સો વર્ષની ઉપર ગઈ હતી. તેના વખતના એક તવારીખનવેશ હમ્દ અલ્લા મુસતૌફી મુજબ સાઅદી હિજરી સને ૬૯૦ નાં સાલના ઝુલહેજ્જ મહિનાની તારીખ ૧૭ મી (એટલે, ઇસવી સનેની તારીખ ૧૧ મી દીસેમ્બર, ૧૨૯૧) ને દિને હક થયો હતો, અને ખોન્દેમીર પણ એજ તારીખ આપે છે. પણ જામી એ તારીખ સાથે મળતો ન થતાં સને ૬૯૧ ના શેવાલ મહિનાના એક શુક્રવારે (એટલે, તારીખ ૭ મી અથવા ૮ મી અકતોબર ૧૨૯૨) ને દિવસે તેનું મરણ નિપજેલું જણાવે છે. જામીએ આપેલી મરણની તારીખ સાથે દૌલતશાહ મળતો થાય છે, તો જોકે તેની ઉંમર વિષે બંધે વચ્ચે મતફેર છે.

---

૧. અબાકા ખાન પછી ગાદીએ આવનાર તેના બેટા સુલતાન અરગુન ખાને પોતાના બાપને ઝેહર દેવાનું તોહમત શમ્સ–ઉદ–દીન ઉપર મેલી તેને હિજરી સને ૬૮૩ માં મારી નાખ્યો હતો. આ બનાવથી સાઅદીના પાછલા દિવસો ઘણી ગમગીનીમાં ગુજર્યા હતા.

દૌલતશાહ અને ઇબ્રાહીમખાન બંધે સાઅદીની ઉંમર ૧૦૨ વર્ષની જણાવે છે, પણ જામી તેનો જન્મ હિ. સ. ૫૭૧માં થયલો અને મરણ હિ. સ. ૬૯૦ માં નિપજેલું જણાવી એ ઉંમર ૧૨૦ વર્ષની ગણાવે છે. મરણની તારીખ માટે દૌલતશાહ તે સંબંધમાં જોડાયલો એક Chronogram ટાંકી બતાવે છે, જેમાં જણાવવામાં આવ્યું છે કે "સાઅદીનાં મરણનો વખત શુક્રવારની રાત હતી, અને મહિનો શેવાલ, અને સાલ અરબોના સનેનું ૬૯૧."

મૌલાના હસૈન અલ હરાવીએ પણ, એજ બાબદ ઉપર, સને ૬૯૧ ના ઝુલકદેહ મહિનામાં, નીચલી બેતો જોડી હતી:

"સાઅદીના આત્માનું હોમા પક્ષી સંપૂર્ણ પવિત્રાઇથી ઉડી ગયું ત્યારે શેવાલનો મહિનો હતો, અને એક શુક્રવારની સાંજ હતી, જ્યારે તે (આત્મા) દયા સાગરમાં ડુબી ગયો."

સાઅદીએ બુસ્તાન[1] મધે પોતાનાં મરણને લાગુ પડતી જે લીટીઓ લખી છે, અને તેમાં પોતાની ખાક ઉપરથી પસાર થઇ જનારને તે જે અરજ કરે છે, તે ખચીત ઘણી અસરકારક છે. તે કહે છે:

"ઓ તું! કે જે માહરી ખાક ઉપરથી પસાર થાય છે તેને પ્યારાંઓની ખાકના સોગંદ લઈ હું અરજ કરૂં છું કે મહને યાદ કરજે. સાઅદી અગર ખાક થયો છે[2] તો તેનો તેને શું ગમ છે? કારણ કે પોતાની હૈયાતીમાંજ તે ખાક હતો.[3]

૧. બાબ ૪ થો, હેકાયત ૩૦ મી.

૨. યાને, મરણ પામ્યો છે.

૩. યાને, ખાક જેવો નાચીઝ હતો.

તેણે નાચારીએ પોતાનું તન ખાકને સ્વાધીન કીધું, જોકે દુનિયાની આસપાસ તે પવનની માફક ફરી વળ્યો હતો. ખાક તેને ખાઇ જાય તે માટે કંઈ લાંબો વખત નહિ જોઇશે, અને ત્યારે પવન વળી બીજી વખત તેને દુનિયાની આસપાસ લઇ જશે. તું જો કે આત્મજ્ઞાનનો બગીચો ખીલી નિકળ્યો ત્યારથી કોઈ એવું બુલબુલ નહિ હશે કે જેણે ત્યાં આવું[1] ખુશ ગાણું ગાયું હોય. અગર આવું એક બુલબુલ મરણ પામે, અને તેનાં હાડકાં ઉપરથી ગુલાબ નહિ ઉગી નિકળે તો તે અજબ થવા જેવું છે."[2]

## સાઅદીની કબર

જામીના કેહવા મુજબ સાઅદીની ઘોર શીરાઝથી બાહેર એક ફરસંગને છેટે આવેલી છે, અને તેના સંબંધમાં એક પાઠશાળા તથા એક મઠ પણ ત્યાં સ્થાપવામાં આવ્યાં છે. દર બુધવારે શીરાઝથી અને બીજી જગ્યાએથી લોકો સાઅદીની કબરની જિયારતે મોહટી સંખ્યામાં ત્યાં ભેગાં મળે છે. દૌલતશાહ લખી જાય છે કે સાઅદીની ઘોર એક ઘણીજ ખુશનુમા જગ્યાએ ફુવારાઓ અને સુંદર ઇમારતોની વચ્ચે આવેલી છે, અને ઇબ્રાહીમખાન તેને "સાઅદીયા" નાં

---

૧. યાને, સાઅદીએ ગાયું તેવું.

૨. સરખાવો

Nor yet for the ravage of winter I mourn,
  Kind nature the embryo blossoms will save;
The roses shall bloom round my mouldering urn,
  And spring again dawn on the night of my grave.

DR. BEATTIE.

નાસથી ઓલખાવે છે. એન્ગલબર્ત કીમ્પફર, કે જેણે ઈ. સ. ૧૬૮૬ માં શીરાઝની મુલાકાત લીધી હતી, તે કહે છે કે દૌલતશાહે જે ઇમારતો માટે એશારો કીધો છે તે ઈમારતો હાફેઝ અને બીજા મહાન અને વિદ્વાન પુરૂષોની કબરો હતી, પણ તે સઘળી તેણે જોઈ તે વેળા ઘણીજ માઠી અને બીસ્માર હાલતમાં હતી. કરનલ ફ્રૅન્કલીન જ્યારે ઇ. સ. ૧૭૮૭ માં ત્યાં જઇ પોંહોચ્યો ત્યારે તેણે સાઅદીની કબરને તેને દાટયા હતો તે વેળાનીજ હાલતમાં જોઇ હતી એમ લખે છે, અને કીમ્પફરની માફક તે પણ કહે છે કે કબરની સઘળી બાજુએ લેખ કોતરેલા હતા. તોપણ, આ બંધે મુસાફરોમાંથી એકને પણ આ લેખ ઉતારી લેવાનું સુજ્યું હતું નહિ. સાઅદીવાલી કબર, ફ્રૅન્કલીનના લખવા મુજબ, એક મોહટી ચોરસ ઇમારત હતી, જેમાં બે ઓરડા બનાવેલા હતા. જમણી તરફના ઓરડામાં ૬ ફુત લાંબી અને રાા ફુત પોહલી, પથ્થરની બનાવેલી, સાઅદીની ઘોર હતી. તેના કેટલાક પૂજારીઓને આ ઈમારતની પડોસમાં દાટવામાં આવ્યા છે. કરનલ ફ્રૅન્કલીને શીરાઝની મુલાકાત કરીમખાનના વખતમાં લીધી હતી કે જેણે શીરાઝને સણગારવા પાછળ ઘણી મેહનત લીધી હતી, અને જેણે હાફેઝને માટે એક નવો સ્થંભ ઉભો કર્યો હતો, પણ સાઅદીની કબર જેવી હાલતમાં હતી તેવીજ હાલતમાં રેહવા દીધી હતી. તોપણ, રૉસ કહે છે તેમ, સાઅદીની યાદને એવા નાશ પામનારા ટેકાની કશી જરૂર નથી, કારણ કે પોતાનાં લખાણોથીજ તેણે એવો એક સ્થંભ ઉભો કીધો છે કે જે, 'હોરાસનાં

કાવ્યોની માફક, ઇજીપ્તની પીરેમીડો કરતાં પણ વધુ જમાનાઓ સુધી નિભશે.

## સાઅદીનો દેખાવ

સાઅદીના દેખાવ વિષે લખતાં રૉસ જણાવે છે કે ઇન્ડીયા હાઉસની લાઇબ્રેરીમાં તેનાં લખાણોની ઘણાંજ સુંદર ચિત્રોથી સણગારેલી જે એક નકલ છે તેમાં તેને બોડે માથેનો, અને માથાંની આસપાસ ખોરેહ સાથે, ચિતારવામાં આવ્યો છે. બુસ્તાન અને ગુલેસ્તાનના જુદા જુદા ફકરાઓ ઉપરથી એટલું કેહવાઇ શકાય કે તે કદમાં ટુંકો હતો, અને શરીરે પતલો અને કાવલો હતો. અને જેમ સાહિત્યના પૂજારીઓમાં સાધારણ હોય છે તેમ પોતાના પોશાક માટે ઘણો બેદરકાર હોવાથી, એના જેવા ઠીંગણા માણસોના બાણમાં બનવું જોઈએ તેમ, તેનો દેખાવ લગાર નબોજો અને ચિથરેહાલ લાગતો હતો. શરીરની અને પેહરવેશની આ સઘળી ખામીઓ ઢાંકવા માટે તે દરવીશોનો લાંબો બલુ રંગનો ખરકો ( ઝભ્ભો ) પેહરતો હતો. કરનલ ફ્રૅન્કલીને એની કબરની પરોસમાં આવેલાં એનાં ચિત્રમાં તેને એવાજ ઝભ્ભામાં અને હાથમાં એક ભરવાડના દંડુકા સાથે ચિતારેલો જોયો હતો, કે જે દંડુકો એક હાજી અને તપસ્વીની નિશાની હતી. એક બીજા લખનાર મુજબ પણ તે ઠીંગણાં કદનો હતો અને દેખાવમાં સોહામણો ન હતો. તોપણ, તેની ઉંચી મનશકિત તેના ચેહરામાં પ્રકાશતી હતી, અને તેની લાંબી દાઢીથી તેનો દેખાવ મનરંજન તથા બુજરોગ લાગતો હતો.

## સાઅદીનાં લખાણો

પોતાની લાંબી સફરેથી પાછા ફરવા પછી એક વર્ષે, યાને સને ૧૨૫૭ માં, બુસ્તાન, અને ત્યાર બાદ બીજાં એક વર્ષે,[1] ગુલેસ્તાન કેતાબ સાઅદીએ પ્રગટ કરી હતી. તેનાં આ મુખ્ય બે પુસ્તકો ઉપરાંત બીજાં ઘણાં લખાણો તેણે બાહેર પાડ્યાં હતાં. આ સર્વ લખાણોનો એક સામટો સંગ્રહ સાઅદીનાં મરણ પછી ૩૩ વર્ષે, અને પાછો ૪૧ વર્ષે, બીસતુનવાળા અલી બિન અહમદે બાહેર પાડ્યો હતો, જેના પોતાની તરફના દીબાચામાં તે સાઅદીએ લખેલાં પુસ્તકોની નીચે પ્રમાણે ૨૨ ની ગણત્રી આપે છે:

૧–૬. રેસાલેહ (નિબંધો)
૭. ગુલેસ્તાન
૮. બુસ્તાન
૯. અરબી ભાષામાં લખેલા કસીદા
૧૦. ફારસી ભાષામાં લખેલા કસીદા
૧૧. મરાસી (શોકગીત)
૧૨. મુલમ્મઆત (ફારસી અને અરબી કવેતો)
૧૩. તરજીઆત (ફરી ફરી આવતી લીટીઓ સાથની કવિતા)
૧૪. તૈયબાત (સાદી ગઝલો)
૧૫. બદાય (અલંકારીક ગઝલો)

૧. સાઅદી પોતે ગુલેસ્તાનના દીબાચાની આખેરીએ એ કેતાબ પુરી થવાનું સાલ હિજરી સને ૬૫૬ નું આ પ્રમાણે આપે છે:

"દર ઑન મુદ્દત કે મારા વક્તે ખૂશ બુદ,
ઝ હેજરત શેશ સદો પનજાહો શેશ બુદ."

૧૬. ખવાતીમ ( આખેરીનાં લખાણો )
૧૭. કદીમ ( શરૂઆતનાં લખાણો )
૧૮. સાહેબિયા ( શમ્સ-ઉદ-દીન ઉપર લખેલી કવિતાઓ )
૧૯. મકાએતાત ( અપૂર્ણ લખાણો )
૨૦. ખબીસાત ( બીભત્સ લખાણો )
૨૧. રોબાઈયાત ( પદ )
૨૨. મુફ્રીદાત. ( દોહરા )

આ બાવીસ પુસ્તકો મધ્યેનાં રેસાલાનાં છ પુસ્તક અને ગુલેસ્તાન તથા ખબીસાતનો એક ભાગ ગદ્યમાં છે, જ્યારે બાકીનાં સર્વ પદ્યમાં લખાયલાં છે.[1]

## સાઅદીનાં લખાણોની નીતિ

સાઅદીને, સાધારણ રીતે, નીતિ શિખવનારા એક શાએર તરીકે વર્ણવ્યામાં આવે છે. આ બિના જોકે બેશક ખરી છે, તોપણ, પ્રોફેસર બ્રાઉન વાજબી રીતે ટીકા કરે છે[2] તેમ, તેનું નીતિશાસ્ત્ર આજના સુધરેલા દેશોના અને સુધરેલા જમાનાના સામાન્ય રીતે સ્વિકારાયલા નિયમોથી લગાર જુદીજ કિસમનું હતું. ગુલેસ્તાનના પેહેલાજ બાબની પેહેલી હેકાયતમાં તે, ચોક્કસ સંજોગોમાં, જુઠું બોલવાની

1. એ બાવીસ પુસ્તકો ઉપરાંત બીલ પોતાનાં Oriental Biographical Dictionary વાળાં પુસ્તકમાંના સાઅદીની જીંદગીના અહેવાલમાં નીચલાં વધુ પુસ્તકો ગણાવે છેઃ—પંદ નામે, મઝહકાત, ગઝલિયાત, મફલતિઆત, મુરક્કઆત, મજાલિસ ખાન.

2. *A Literary History of Persia*, સફે ૫૩૦.



8

તરફદારી કરે છે. તે કહે છે કે "શુભ ઇચ્છામાં આમેજ થયલી જુઠાઇ, ફિત્નો ઉઠાવનારી સચ્ચાઇ કરતાં બેહતર છે."[1] ચોથી હેકાયતમાં તે ઘણી સારી રીતે દર્શાવે છે કે એક માણસમાં બદ ખસલત ઓધે ઉતરી આવી હોય તે ગમે એવી પણ તરબિયતથી સુધારી શકાતી નથી. આંઠમી હેકાયતમાં તે પાદશાહોને શિખામણ આપે છે કે જેઓ તેમનાથી ડરતા હોય તેઓને કશી પણ દયા વિના મારી નાખવા, કારણ કે "જ્યારે બીલાડી આજેઝ થાય છે, ત્યારે ચિત્તાની આંખોને (પણ) પંજાથી ખેંચી કાહડે છે."[2] નવમી હેકાયતમાં તે આ બિના ઉપર ભાર મેલે છે, કે એક માણસના બુરામાં બુરા દુશ્મનો, ઘણું કરીને, તેની મિરાસના વારેસો હોય છે. ચૌદમી હેકાયતમાં એક લશ્કરી સિપાહ પોતાનો પગાર ન મળવે લશ્કર છોડી જાય છે તે બિના તે પસંદ કરે છે. પંદરમી અને સોલમી હેકાયતોમાં એક માણસે બાદશાહોની નોકરી કરવામાં કેટલો બધો જોખમ સમાયલો છે તે સમજાવવામાં આવ્યું છે, અને એવી નોકરીથી હાથ ઉઠાવવાની સલાહ આપવામાં આવી છે. ત્યાં સાઅદી લખે છે કે, "ડાહ્યાઓએ કહેલું છે કે 'પાદશાહોની ઢંગઢડા વગરની ચાલચલણથી પુરતી સાહુચેતીમાં રેહવું જોઇએ છે, કારણ કે કોઇ વાર એક સલામથી તેઓ ગુસ્સે થાય છે, અને કોઇ વાર એક ગાળથી તેઓ સરપાવ આપે છે.'"[3] આવા આવા તો બીજા અનેક દાખલા વાંચનારને આ કેતાબ મધેથી મળી આવશે.

૧. જુઓ આ પુસ્તક, સફે ૨૭.
૨. જુઓ આ પુસ્તક, સફે ૫૪.
૩. જુઓ આ પુસ્તક, સફે ૫૯.

સાઅદીનાં લખાણોની નીતિ બાબે સીલવૅસ્તર દ સેસી ઘણો સારો વિચાર આપે છે, જોકે તેને પણ કબલ કર્યા વિના ચાલતું નથી કે તેનાં "કુલ્લીઆત" માં કેટલીક કવિતાઓ એવી બીભત્સ છે કે જેનાં નિર્લજપણાંનો કોઈ પણ પ્રકારે બચાવ કરી શકાય નહિ. ગુલેસ્તાન અને બુસ્તાન વટીકમાં કેટલેક ઠેકાણે આપણ એવા અમર્યાદશીળ એશારાઓ અને વાક્યો જોઇએ છિએ કે જે નીતિની નજરે વાંધાભર્યા લેખી શકાય.[1] તોપણ, જે જમાનામાં સાઅદી જીવતો હતો તે જમાનાના નીતિ સંબંધી વિચારો અને આજના જમાનાના તેવાજ વિચારો વચ્ચે, અલબત્તાં, ઘણો મોહટો ફરક સમજવો જોઇએ. સુધારા વધારામાં દુનિયા આગળ વધે તેમ લોકોના આચાર વિચારોમાં પણ ફેરફાર થતો જાય, અને એક જમાનામાં જે રીતભાત, યા રેવાજ, યા લખાણ વાંધાભર્યાં ન જણાય તે બીજા જમાનામાં તેવાં ગણાય. આટલા માટે આપણે એટલું સમજવું જોઇએ કે, સાઅદીના જમાનામાં, એનાં લખાણોમાં કેટલેક ઠેકાણે નજરે આવતું અમર્યાદશીળપણું, કોઇ પણ રીતે વાંધાભર્યું ગણાયું ન હશે. આજની આપણી સુધરેલી નજરે જોતાં, અને નીતિના કાનુનોની વધારે બારીક સમજણને લીધે, જે એશારાઓ આપણને મર્યાદાની હદ ઓલંગી જતા જણાય, તેમ સાઅદીના જમાનામાં ન હોવાને સબબે તેણે એવું લખવામાં કશું ખોટું જોયું હતું નહિ એમ કેહવામાં

૧. ગુલેસ્તાનના તરજુમાનાં આ પુસ્તક મધે અસલ લખાણના વાંધા ભર્યા અથવા મર્યાદશીળ રીતે દર્શાવી ન શકાય તેવા ભાગ છોડી દેવામાં આવ્યા છે. તોપણ, ગુલેસ્તાન મધે એવું વાંધા ભર્યું ઘણુંજ જુજ જોવામાં આવે છે.

એ મહાન પુરૂષને આપણે ફક્ત વાજબી ઇનસાફજ આપીશું. સેસી પોતે પણ એવોજ વિચાર આપતાં લખે છે કે

"His morality is, in general, pure, and can neither be charged with laxity nor undue strictness. He knew how to hold the middle course between the fatalism which reduces man to a being entirely passive and the independence which delivers him up entirely to himself, and seems to remove him from the power of the Deity. All the works of Sa'di are not, however, free from blame; and his collected writings contain some poetry, the obscenity of which nothing can excuse. Even the Gulistan offers certain passages, of which the ideas, as well as the expression, afford us a shocking contrast with the morality and wisdom of the rest of the book; but this pertains to the difference of manners, and proves nothing against the purity of the writer's intentions. A remarkable feature which strikes one in Sa'di's writings, and especially in the Gulistan is, that he uses the hyperbole, and the figurative style generally, with much more sobriety than most Oriental writers, and that he rarely falls into unintelligible nonsense and obscurity."

રૉસ પણ પોતે જોકે સાઅદીનાં ચોકસ લખાણોનાં નિર્લજપણાં માટે તેનો કશો બચાવ કરતો નથી, તોપણ અપક્ષપાત રીતે જણાવે છે કે ખુદ ઇંગ્રેજી સાહિત્ય પણ આવી એબથી કંઈ બકાત નથી. તે લખે છે કે

"Swift, Sterne and other wits of our last and the preceding age, could relish indecency and nastiness; and

સઘળું એવી દિલચસ્પ રીતે ભેલમભેલ કરી નાખવામાં આવ્યું છે કે જે તેનાં લખાણની મુખ્ય ખૂબી થઈ પડે છે. અને આ સઘળું વળી તેણે વાર્તાઓ અને હેકાયતોના ખુશ લેબાસમાં આપ્યું છે, કે જેથી નીતિના જે વચનો અને નીતિના જે વિષયો વાએજીઓ અને ફરમાનોના લુખ્ખા સુક્કા આકારમાં ઈનસાનને ગળે ઉતારવા મુશ્કેલ પડે, બલ્કે લોકો તે વાંચવા માટે હાથમાં પણ ન ધરે અને તેથી દૂર નાહસે, તે સઘળા સબકો દિલ બેહલાવનારી ભાષા અને હેકાયતોના ખેંચાણકારક આકારની શાકરની ગોળીમાં સેંહેકડો વર્ષો થયાં હજી ખુદ ઇરાનનાંજ નહિ, પણ દુનિયાનાં અનેક ઠેકાણેનાં લોકો, મોહટી મોજ સાથે, ગળે ઉતારતાં રહ્યાં છે. આજે પણ જ્યારે બાળકોને નીતિના સબકો વાર્તાઓના આકારમાં આપવાનું અવશ્યનું ધારવામાં આવે છે, અને ઉંમરે પુગેલાંઓનાં મગજો ઉપર વટીક એજ આકારમાં નીતિના નિયમોનો છાપ બેસાડવો વધુ સેહેલ થઈ પડે છે, તો જે જમાનાનાં લોકો સામાન્ય જ્ઞાનમાં બચ્ચાંઓ કરતાં સેહજ પણ ચહડતાં ન હતાં, તે જમાનામાં સાઅદીએ હેકાયતોના આકારમાં નીતિ શિખવવાની એખત્યાર કીધેલી રીત તેનાં ઉંડાં ડાહપણ અને દૂરઅંદેશીની એક વધુ સાબેતી આપે છે. સર જૉન માલકમ, જે, ઇરાન મધેના વસવાટ અને ઇરાની તવારીખ તથા ઇરાનની બાબદોનાં તેનાં ઉંડાં જ્ઞાનને લીધે, આવી બાબદ ઉપર બોલવાને એક સત્તા સમાન લેખાય, તે પોતાનાં એક પુસ્તકમાં પૂર્વ તરફની પ્રજાઓનાં હેકાયતો અને કથાઓ તરફનાં ખેંચાણ માટે એવોજ અભિપ્રાય આપે છે. તે લખે છે કે

"There is another reason why tales and fables continue so popular in the East; we observe how pleasing

and useful they are as a medium of conveying instruction in childhood; a great proportion of the men and women of the countries of which we speak are, in point of general culture, but children; and while they learn, through allegories and apologues, interspersed with maxims, to appreciate the merits of their superiors, the latter are, in their turn, taught by the same means lessons of humanity, generosity, and justice."[1]

## સાઅદીનાં લખાણોની ખૂબી

સાઅદીનાં લખાણો માટે એક અવાજે જે ઉંચો વિચાર જાહેર થતો આવ્યો છે તે તેની ખૂબીની અચુક ગવાહી પુરી પાડે છે. ફારસી સાહિત્યના દરેક અભ્યાસીના હાથમાં, શરૂઆતના જોઇતા સબકો પછી, જે પેહેલુંજ પુસ્તક મુકવામાં આવે છે તે ગુલેસ્તાન છે, અને તે તેની એબારત, તેની રચના, તેમાં દર્શાવેલા દુનિયાઇ ડાહપણ અને ફિલસુફીના વિચારો, શિખામણો, ખુશ મશ્કેરી, ટકોર, ટાહુકા, ટુચકા, વગેરેની ખૂબીને કારણેજ છે, કે જે સઘળું આગળ જણાવ્યું તેમ હેકાયતોના દિલપઝીર આકારમાં અભ્યાસ કરનારને જડે છે. બ્રાઉન પોતાનાં પુસ્તકમાં જણાવે છે તેમ, દરેક શોખના આદમીને માટે સાઅદીનાં લખાણો મધેથી કંઈ નહિ અને કંઈ પણ મળી આવે છે. જેમ ઉંચામાં ઉંચા દરજજાના અમીરને, તેમ હલકામાં હલકી પદવીનાં ઇનસાનને, શિખવા લાયકનું તેમાં ઘણું સમાવેલું જોવામાં આવે છે:

"Indeed, the real charm of Sa'di and the secret of his popularity lies not in his consistency but in his catho-

૧. *Sketches of Persia*, (London, 1849), સફે ૬૮–૬૯.

licity; in his works is matter for every taste, the highest and the lowest, the most refined and the most coarse, and from his pages sentiments may be culled worthy on the one hand of Eckhardt or Thomas à Kempis, or on the other of Cæsar Borgia and Heliogabalus. His writings are a microcosm of the East, alike in its best and its most ignoble aspects, and it is not without good reason that, wherever the Persian language is studied, they are, and have been for six centuries and a half, the first books placed in the learner's hands." [૧]

તેનાં લખાણોની આવી લોકપ્રિયતાને લીધે તે એટલાં બધાં માનીતાં અને સત્તાવાર થઇ પડ્યાં છે કે સર જૉન માલકમના કેહવા મુજબ ખુદ ઇરાન મધે તો તેમાં સમાવેલા નીતિના સબકોને, કોરાન અને તેની ઉપરથી નિકળેલી હદીસો પછી, ખુદ પેગમ્બરના ફતવાઓ જેટલુંજ વજન આપવામાં આવે છે:

"'Have you no laws,' said I one day to Aga Meer, 'but the Koran and the traditions upon that volume?' 'We have,' said he, gravely, 'the maxims of Sâdee.' Were I to judge from my own observations, I should say, that these stories and maxims, which are known to all, from the king to the peasant, have fully as great an effect in restraining the arbitrary and unjust exercise of power as the laws of the Prophet." [૨]

સાઅદી અને બીજા ફારસી શાએરોની જીંદગીના અહેવાલો લખનાર દોલતશાહ, કે જે સાઅદી પછી બસો વર્ષે થઇ ગયો

---

૧. *A Literary History of Persia*, સફે ૫૩૧–૩૨
૨. *Sketches of Persia*, (London, 1849); સફે ૬૯.

હતો, તે જણાવે છે કે જોકે તેના વખતમાં ફારસી સાહિત્યની પડતી શરૂ થઇ હતી, તોપણ સાઅદીનાં લખાણો આખા એશિયા ખંડમાં વિખ્યાતી પામ્યાં હતાં. અને દોલતશાહ પછીનાં બીજાં ૫૦૦) વર્ષોમાં તે યુરપ ખંડમાં પણ પગપેસારો કરી ચુક્યાં હતાં. ડીમ્પફ્ર, સાઅદી અને હાફેઝ બંધે માટે લખતાં, કહે છે કે

"Both are held in such esteem throughout the East that he can scarce be considered as a respectable character who has not read their works and treasured up their wisdom, so as to make them the rules of his future life."

વળી પ્રોફેસર વૅમબરી (Vambery) જેવો નામાંકિત "ઓરીઍનટૅલીસ્ત" પણ એવોજ ઉચો અભિપ્રાય આપે છે. તે લખે છે કે:

"This great poet and scholar is an object of veneration, not only to the people of Persia, but to every Mahomedan in the Asiatic world. His Gulistan is read with admiration and rapture in the middle of China, as well as on the extremest borders of Africa. European scholars have long since appreciated and admired the undying freshness of his style, his brilliant language, and his witty and telling similitudes."

ઉસલી સાઅદીને "The brightest ornament of Persia, the matchless possessor of piety, genius and learning" કહે છે.[૧]

૧. જુઓ *Notices of Persian Poets*, સફે ૨૨.

બીજો એક ઇંગ્રેજ લખનાર સાઅદીની વિદ્વતા માટે નીચલા સુખન કહે છે:

"Of all the great Persian poets Sa'di's genius agrees most with that of European methods, and the great beauty of his style is its elegant simplicity. His imagination is more sober than the erotic flights of Hafiz, or the mysticisms of Jalal-ud-din Rumi, while many good, useful and noble sentiments are to be found in all his works."[1]

## સાઅદીને આપવામાં આવેલી પેગમ્બરની ઉપમા

વળી શાએર જામી પોતે પણ સાઅદીને પેગમ્બરની ઉપમા આપી ગયો છે. પોતાની એક બેતમાં તે લખે છે કે: "જોકે મહમ્મદે કહ્યું છે કે સાહરી પછી કોઇ પેગમ્બરો થનાર નથી, તોપણ શાએરીમાં ત્રણ જન પેગમ્બર (જેવા) છે. એટલે કે ફિરદોસી વિરરસ કાવ્ય માટે, અનવરી મરસીઆ માટે, અને સાઅદી ગઝલ માટે ખોદાઇ બશારત પામ્યા હતા.[2]

## સાઅદીની ગઝલો

ગઝલો લખવામાં સાઅદી કોઇ પણ ફારસી કવિ કરતાં ઉતરતો ગણાતો નથી—હાફેઝથી પણ નહિ. આ ગઝલો

૧. જુઓ *Persian Portraits,* by F. F. Arbuthnot, (London, 1887,) સફે ૫૬.

૨. જુઓ બહારેસ્તાન, સફે ૧૦૦.

રૅસના લખવા મુજબ આ બેત જામીની નહિ, પણ તેના ભતિજા મૌલાના હતીફાની છે, કે જે જામી કરતાં બુદ્ધિબળમાં ઘણો ચહડિયાતો હતો.

સંખ્યામાં પણ ઘણી છે, અને તેથી તેનાં "કુલ્લીઆત" પુસ્તકની મુંબઈ મધે છપાયલી આવૃત્તિના ૧૫૩ સફ્ફા રોકાયા છે. આ ગઝલોમાંની ઘણીક સતરોનો સાઅદીએ પોતાનાં ગુલેસ્તાનમાં ઉપયોગ કીધો છે, જેના અનેક દાખલા બ્રાઉન પોતાની "લીતરરી હીસ્તરી ઑફ્ પરશ્યા"[1] માં આપે છે. વળી વધારે જાણવા જોગ તો આ છે કે હાફેઝ, જે ગઝલો જોડવામાં એક્કો ગણાયો છે, તે વટીક સાઅદીની ગઝલોમાંની લીટીઓનો કેટલેક ઠેકાણે ઉપયોગ કરે છે, જેના દાખલાઓ પણ બ્રાઉન પોતાની એજ ચોપડીમાં ટાંકી બતાવે છે.[2] જામી અને ઇબ્રાહીમખાન જણાવે છે કે વિદ્વાનોએ સાઅદીની દીવાન (ગઝલની કેતાબ) ને એટલી તો અહડિયાતી ગણી છે કે તેને તેઓએ શાએરોનાં "નમકદાન"[3] ની ઉપમા આપી છે, અને સાઅદીને બશારત પામેલો શાએર ગણ્યો છે. વળી જામી તેને "શીરાઝની ઝાડીઓનાં બુલબુલ" નો એલકાબ આપે છે. અને "આતશકદેહ"નો કર્ત્તા લોત્ફ્ અલી બેગ પોતાના નામાંકિત ઉસ્તાદ મીર સૈયદ અલી મુશ્તાકના શબ્દો ટાંકે છે કે તે સાઅદીને "હજાર ગાણાંનું બુલબુલ" એવાં નામથી ઓળખતો હતો.

## શરીર વિદ્યાને લગતું સાઅદીનું જ્ઞાન

ઇનસાનનાં શરીરમાં લોહીનાં ફરવાને લગતી શોધ સાધારણ રીતે હારવીએ કીધેલી માનવામાં આવે છે. પણ કહેછે કે હારવીના વખતની એક સદી આગમજ એ બિના માઇકલ

---

૧. જુઓ સફે ૫૩૬–૫૩૭.

૨. જુઓ સફે ૫૩૮–૫૩૯.

૩. નિમકદાની.

સરવીતસ નામના એક ગ્રંથકારને માલમ હતી કે જેનાં લખાણમાં તે વિષેનો એશારો મળી આવે છે. પણ રૉસ આ દાખલો આપતાં, આપણું ધ્યાન બુસ્તાનના આંઠમા બાબની ત્રીજી હેકાયત ઉપર ખેંચે છે કે જે ઉપરથી સાઅદીને આ બાબદનું જ્ઞાન હતું એમ ખુલ્લું માલમ પડે છે. તે લખે છે કે, "ઓ ભલા મરદ! તાહરાં શરીરની દુરસ્તવતખોરી રચનામાં ગોયા એક મેદાન છે કે જ્યાંથી ૩૬૦ નાળાંઓ વહે છે." અને વળી એજ બાબની ૧૪ મી હેકાયત ઉપરથી શ્વાસોશ્વાસ અને પાચન ક્રિયાને લગતું જ્ઞાન તે ધરાવતો હતો એમ પણ સાબેત થાય છે. તે કહે છે કે, "જો તાજી હવા દમ મારફતે ફેફસાંમાં ન જતી હોય તો આંતરડાંની ગરમી આપણાં શરીરને ગભરાટમાં નાખી દેય, અને જો બદનની ભઠ્ઠી ખોરાકને પકાવતી ન હોય તો સુંદર અને ભરેલું આંગ ચીમરાઇ અને સુકાઇ જાય."

## સાઅદીનું જુદી જુદી ભાષાઓનું જ્ઞાન

પોતાની માદર ઝબાન તેમજ અરબી ભાષા ઉપર સંપૂર્ણ કાબુ ધરાવવા ઉપરાંત, પૂર્વ તરફની બીજી અનેક ભાષાઓનું જ્ઞાન સાઅદી ધરાવતો હતો. હિંદુસ્તાની અથવા ઉરદુ ભાષા તેની હિંદુસ્તાનની સફર વેળાએ તે શિખ્યો હતો, અને એ ભાષામાં કવિતા જોડવામાં કહે છે કે તે પેહેલોજ શાએર હતો.

આ વિષે ઉસલી નીચે મુજબ લખે છે:

"We learn also by a paper in the *Journal Asiatique* of January, 1843, written by my learned and ingenious friend, M. Garcin de Tassy, that Shaikh Saadi was the

first person who composed verses in the Hindustani language, named 'Rikhta,' when sojourning in Somnath, in Gujrat."[૧]

બ્રાઉન કહે છે[૨] કે તેની આ કવિતાના નમુના રૉયલ એશિયાતીક સોસાયતીની માલેકીનાં એક હાથનાં લખાયલાં પુસ્તકમાં તેને મળી આવ્યા હતા, તો જોકે તે ખરેખર સાઅદીની પોતાનીજ જોડેલી કવિતા હતી કે નહિ તે વિષે તે કશું કહી શકતો નથી. તેણે વળી "પેહલવીયાત" નાં નામથી ઇરાનની વચલા જમાનાની બોલીઓ (mediæval dialects) માં પણ કેટલીક કવિતાઓ[૩] રચેલીછે. વળી બ્રાઉન કહે છે કે તેની એક બીજી કવિતા એવી બનાવેલી છે કે જેમાંની દરેક બેત સાઅદી જે જુદી જુદી ભાષાઓ અને ઉપભાષાઓ જાણતો હતો તેમાં લખાયલી છે. સર ગોર ઉસલી આ બિનાના સંબંધમાં લખતાં આ પ્રમાણે કહે છે:

"Saadi was a consummate linguist, as may be gathered from one of his 'Fragments,' in which he gives a line in each of the eighteen different languages, dialects and idioms, as spoken in the various regions he had visited."[૪]

---

૧. જુઓ *Notices of Persian Poets*, સફે ૧૧.

૨. *A Literary History of Persia*, સફે ૫૩૨–૫૩૩.

૩. આવી કવિતાઓના નમુનાઓ બ્રાઉને *Journal of the Royal Asiatic Society* ના અકતોબર ૧૮૯૫ ના અંકમાં "Notes on the Poetry of the Persian Dialects" વાળી પોતાની આરતીકલમાં આપ્યા છે.

૪. જુઓ *Notices of Persian Poets*, સફે ૧૦–૧૧.

પણ જ્યાં સુધી સાઅદીનાં એવાં સઘળાં લખાણોનો એક સત્તાદાર તૅક્સ્ત આપણી સોડે મોજુદ હોય નહિ ત્યાં સુધી જુદી જુદી ભાષાઓનાં તેનાં આ કેહવાતાં જ્ઞાન વિષે ખાતરી સાથે કેહવાઇ શકાય નહિ.

વળી કીમ્પફર[1] એમ પણ કહે છે કે પૂર્વ તરફની ભાષાઓમાં સાઅદી ઘણો કાબેલ હતો, એટલુંજ નહિ, પણ તેણે લૅતીન ભાષાનો પણ અભ્યાસ કર્યો હતો, અને સૅનીકાનાં પુસ્તકો તે ઘણી હોંસે હોંસે વાંચતો હતો. આ બાબદમાં કેટલી સચ્ચાઇ છે તે કેહવાઈ શકાતું નથી, પણ એટલું તો ખરૂં છે કે તેનાં લખાણોમાં પશ્ચિમ તરફના અનેક વિદ્વાનો જેવા કે સૉક્રેતીસ, પ્લેતો, ગેલન, હીપૉક્રીતીસ, ઇસપ, લુકમાન વિગેરે માટે એશારા મળે છે. વળી ઇસુ ખ્રિસ્ત તેમજ સેંત જૉન ધી બૅપતીસ્ત માટે પણ તે સારા સખુનો લખે છે, અને ગુલેસ્તાનના પેહેલા બાબની ૧૦ મી હેકાયતમાં તો તે દમાસકસ મધે એજ સેંત જૉનની ઘોર આગલ પોતાને એબાદત કરતો જણાવે છે.[2]

ઇરાન અને હિંદુસ્તાનમાં સાધારણ રીતે એવું માનવામાં આવે છે કે સાઅદીના અરબી ભાષામાં લખેલા કસીદા ઘણા ઉત્તમ છે. પણ અરબી ભાષાના વિદ્વાનોનો અભિપ્રાય તેવો નથી. તેઓ તેને ઘણા ઉતરતા ગણે છે. બ્રાઉન કહે છે કે એથી ઉલટુંજ ફારસી ભાષામાં એના લખેલા કસીદા ઘણા સરસ છે.[3]

---

૧. *Amœnitates Exoticæ.*

૨. જુઓ આ પુસ્તક, સફે ૫૭.

૩. *A Literary History of Persia,* સફે ૫૩૩.

## સાઅદીનું સૂફીપણું

જોકે હાફેઝ માફક સાઅદી પણ એક સૂફી હતો, તોપણ પોતાના જમાનાના સૂફીઓના ઢોંગ અને બગલા-ભગતપણાંનો તે હડહડતો શત્રુ હતો, અને તેમની સર્વ ઠગ–વિદ્યા ઉઘાડી પાડવા તથા તેમની ઝાટકણી કાહડવા માટેની કોઇ પણ તક તે જવા દેતો હતો નહિ. આ બાબદમાં સીલવૅસ્તર દ સેસી જે વિચારો જણાવે છે તે ઘણા જાણવાજોગ છે. તે લખે છે કે:

"Sa'di was not one of those hypocritical Sufis who embrace the spiritual life to live in voluptuousness and idleness at the expense of the credulity of pious Muslims; for, he treated with scant ceremony those who brought dishonour on the religious profession by such conduct."

## ગુલેસ્તાન કેતાબના જુદી જુદી ભાષાઓમાં થયલા તરજુમા

સાઅદીનાં લખાણો, અને મુખ્ય કરી ગુલેસ્તાન, પશ્ચિમ તરફના મુલકોમાં પણ કેટલાં લોકપ્રિય છે તેની સાબેતી યુરપમાં જુદે જુદે ઠેકાણે નિકળેલી તેની આવૃત્તિઓ અને ત્યાંની જુદી જુદી ભાષાઓમાં તેના થયલા તરજુમા ઉપરથી મળી આવે છે. યુરોપ્યન પ્રજાને સાઅદીનાં બેમૂલ ગુલેસ્તાનની ખૂબીઓથી પેહેલવેહેલી જાણીતી કરવાનું માન જ્યૉર્જ જૅનશ્યસને ઘટે છે, કે જેણે ઇ. સ. ૧૬૫૧ નાં સાલમાં ઍમસ્તરદમ શેહેરમાં એ પુસ્તકનો લૅતીન ભાષામાં કીધેલો તરજુમો "Rosarium Politicum" નાં નામથી પ્રગટ કર્યો હતો. આ લૅતીન તરજુમા પછી દોહડ સદી ગુજરવા બાદ ગ્લૅદવીને ગુલેસ્તાનનો અસલ તૅક્સ્ત તથા ઇંગ્રેજી તરજુમો કલકતા ખાતે

સને ૧૮૦૬ નાં સાલમાં બાહેર પાડ્યો હતો. લગભગ એજ વખતે દુમુલઁ ( Dumoulin ) એ કલકતા ખાતે સને ૧૮૦૭ માં, અને લી ( Lee ) એ લન્દન ખાતે સને ૧૮૨૭ માં, એવા તરજુમા પ્રગટ કર્યા હતા. સને ૧૮૨૩ માં ઇસ્ત ઇન્દીયા કમ્પનીની નોકરીમાંથી ફારેગ થયલા સીવીલ્યન જેમ્સ રૉસે ઇસ્ત ઇન્દીયા કૉલેજના અભ્યાસીઓને ઉપયોગી થઇ પડે એવી નેમથી ગુલેસ્તાનનો શબ્દે શબ્દનો (literal) તરજુમો પ્રગટ કર્યો હતો, અને આ પુસ્તક તેણે ઇસ્ત ઇન્દીયા કમ્પનીના પ્રમુખ અને દીરેકતરોને, તેમની રજામંદીથી, અર્પણ કર્યું હતું. આ તરજુમા સાથે તેણે સાઅદીની જીંદગી અને તેનાં લખાણો સંબંધી એક લંબાણ અને વિદ્વતાભર્યો નિબંધ જોડ્યો છે, કે જે નિબંધની મદદ આ અહેવાલમાં ઘણેક ઠેકાણે લેવામાં આવી છે. વળી સને ૧૮૨૮ માં મૉંસ્યે સૅમેલે ( Semele ) નામે એક ફ્રૅંચ ઉસ્તાદે પેરીસ ખાતે ગુલેસ્તાનનો તૅકસ્ત છપાવી બાહેર પાડ્યો હતો, અને ત્યાર પછી છ વર્ષે તેણે તેનો તરજુમો ફ્રૅંચ ભાષામાં પ્રગટ કર્યો હતો, કે જે ત્યાર સુધી થયલા બીજા સર્વ તરજુમાઓમાં સર્વથી ઉત્તમ ગણાયો છે. વળી એજ ( ફ્રૅંચ ) ભાષામાં એક બીજો તરજુમો મૉંસ્યે દફ્રેમરી ( Defrémery ) નામના એક બીજા વિદ્વાને પેરીસ ખાતે સને ૧૮૫૮ માં પ્રગટ કર્યો હતો. આ તરજુમા પાછળ તેના લખનારે દેખઇતી રીતે ઘણી મેહનત લીધેલી લાગે છે, અને મુખ્ય કરી તેની ફુત-નોતો ઘણા ઉંડા અભ્યાસ તથા શોધખોળનું પરિણામ માલમ પડે છે. રૉસની માફક એણે પણ પોતાના તરજુમા સાથે સાઅદીની જીંદગી વિગેરેનો એક

ઘણો વિદ્વતાભર્યો નિબંધ જોડ્યો છે, કે જે નિબંધની મદદ પણ આ અહેવાલમાં અનેક ઠેકાણે લેવામાં આવી છે. સને ૧૮૫૦ માં ઈ. દબલ્યુ. ઇસ્તવીકે હર્તફર્દ ખાતે, એજ પુસ્તકનો તૅક્સ્ત, અને ત્યાર બાદ બે વર્ષે, એટલે ૧૮૫૨ માં, તેનો ઇંગ્રેજી તરજુમો, પેહેલ વેહેલો બાહેર પાડ્યો હતો, કે જેની બીજી આવૃત્તિ, "Trübner's Oriental Series" માં, લન્દન મધે સને ૧૮૮૦ માં પ્રગટ થઈ હતી. વળી ગુલેસ્તાનનો એક વધુ તૅક્સ્ત હર્તફર્દ ખાતે સને ૧૮૬૩ માં ફ્રાન્સીસ જૉનસને બાહેર પાડ્યો હતો. ઇસ્તવીકનો છેલ્લો ઇંગ્રેજી તરજુમો બાહેર પડ્યા પછી વીસ વર્ષે ગુલેસ્તાન કેતાબનું એક બીજું ભાષાંતર જૉન તી. પ્લાત્સે બાહેર પાડ્યું હતું, જેની ત્રીજી આવૃત્તિ ૧૯૦૪ માં પ્રગટ થઈ છે. એજ તરજુમો કરનાર તરફથી ગુલેસ્તાનનો ઘણી સંભાળથી તૈયાર કરેલો એક તૅક્સ્ત પણ પ્રગટ કરવામાં આવ્યો છે, કે જે તૅક્સ્ત આ પુસ્તક મધેનો ગુજરાતી તરજુમો બનાવવામાં ઉપયોગમાં લેવામાં આવ્યો છે. આ ઉપરાંત ગુલેસ્તાન કેતાબની મુંબઈ શેહેરમાં પ્રગટ થયલી જુદી જુદી આવૃત્તિઓ, તેમજ તેનાં કુલ્લે લખાણોની ઈરાન મધે પ્રગટ થયલી, અને મુંબઇ, કલકતા અને લખનો શેહેરની આવૃત્તિઓને ભુલવી જોઇતી નથી.

## સાઅદીની સંસારી જીંદગી

આ અહેવાલ ખતમ કરવા આગમજ સાઅદીની સંસારી જીંદગી વિષે જે કંઇ થોડું ઘણું જણાયલું છે તે જોઈશું. સાઅદી બે વખત પરણ્યો હતો એમ તેનાં લખાણો ઉપરથીજ માલમ પડે છે, તો જોકે તેની પરણેલી જીંદગી સુખી નિવડી હતી

નહિ. પેહેલી વેળા તે એલેપ્પો ખાતે પરણ્યો હતો કે જેને લગતી એક રમુજી વાર્ત્તા તે પોતેજ, ગુલેસ્તાનમાં,[1] આપે છે. આ વાર્ત્તામાં, ફ્રેંકોના હાથ ઉપર કેદ પકડાયા પછી સીરિયાનાં તરાબુલુસ (ત્રીપોલી) શેહેરની ખાહીઓમાં, યાહૂદીઓની સંગાતે, ખોદકામ કરતાં એલેપ્પો શેહેરના પોતાની ઓળખાણના એક સરદારે દસ દીનારની રકમ આપી તેને કેદમાંથી કેમ છોડવ્યો, અને ત્યાર પછી પોતાનાં શેહેરમાં લઇ જઇ સો દીનારની રીત આપી પોતાની એક બદ ખસલત છોકરીની તોક તેને ગળે કેમ ઓળવી, તેનું વર્ણન કરવામાં આવ્યું છે. આ ઓરત સાથની સાઅદીની જીંદગી તદન કંગાળ બની હતી એમ તે પોતેજ કબૂલ કરે છે. તેણીના બાપે સાઅદીને ખ્રિસ્તિઓના બંદમાંથી પૈસા આપી છોડવવા માટે એક વેળા તેણીએ તેને તાનો મારી કહ્યું કે, "શું તું પેલોજ નથી કે જેને માહરા બાપે દસ દીનારે ફિરન્ગીઓના બંદમાંથી ખરીદિયો હતો?" તે વેળા સાઅદીએ તેનો આપેલો જવાબ ખરેખર ઘણોજ રમુજી અને ચટકો લગાડનારો હતો. તે બોલ્યો, "હા, મહને દસ દીનારે ફિરન્ગીઓના બંદમાંથી તેણે છોડવ્યો, અને સો દીનારે તાહરા હાથમાં બંધવો કીધો."

સાઅદીનાં બીજી વારનાં લગ્ન પણ તેનાં વતનથી બાહેરજ થયલાં જણાય છે, જોકે તેનાં લખાણોમાં એ લગ્ન વિષે કશો એશારો મળતો નથી. તેનું એક બાળક યમનનાં રાજધાની શેહેર સનાઅમાં મરણ પામવા વિષે બુસ્તાન કેતાબમાં એક ઠેકાણે[2] તે વિલાપ કરે છે તે ઉપરથી માલમ

૧. બાબ ૨ જો, હેકાયત ૩૧ મી.
૨. બાબ ૯ મો, હેકાયત ૨૩ મી.

પડે છે કે તેની બીજી ઓરત એ શેહેરની વતની હશે. તે ઘણી લાગણી સાથે પોતાનાં આ એકપુરાં બાળક[1] (છોકરા) માટે લખે છે કે, "આ મરણથી જે ગમ મને ઉપજ્યો છે તે હું કેવી રીતે દર્શાવી શકું? તકદીરે યુસુફના સરખો ખૂબસૂરત આકાર કોઈ પણ એવો બનાવ્યો ન હશે કે જેને કબરની મચ્છી યૂનસની માફક ગળી ગઇ ન હોય.[2] આ બાગ (દુનિયા)માં કોઈ પણ એવું સરોવર નથી ઉગ્યું કે જેને આખરે મોતના પવને જડમુળથી ઉખેડી કાહડ્યું ન હોય. ગુલાબ સરખા દેખાવનાં એટલાં બધાંઓને જમીને પોતાની હેઠળ ઢાંક્યાં છે, કે આ અજબ જેવું નથી કે તેજ જમીનમાંથી ગુલાબની કળી ફુટી નિકળે." તોપણ સાઅદી ઘણા સંતોષવાળો આદમી હતો, કે જે સંતોષ ધરાવવા વિષે તે પોતાનાં લખાણોમાં જગેજગ આપણને શિખામણ આપે છે. ઉપલો વિલાપ કરવા પછી તે લખે છે કે, "આ ઉદાસીનાં ધામ (દુનિયા)માં અગર નિરાશી તાહરી ઉપર ગલબો કરે તો ડાહપણ ધરજે અને એક વધારે આનંદવાળી જગ્યા માટે તૈયારી રાખજે. જો કબરની રાતને તું દિવસના સરખી રોશનીવાળી જોવા ઇચ્છતો હોય તો ભલાં કામોની દરૂસ્ત ફીધેલી બતી તું તાહરી સાથે લેતો ચાલજે." આ મુજબ સાઅદીએ પોતાનાં એકપુરાં બાળકનાં મરણથી ગયલી ભારે ખોટ માટે ધીરજ

1. બીજાઓના કેહવા મુજબ સાઅદીને ત્યાં એક છોકરી પણ જન્મી હતી.

2. યુનસ (Jonah) ને મચ્છીએ ગળી જવા બાબેના આ ઈશારાની સમજણ માટે જુઓ આ પુસ્તકના સફે ૪૨૮ ઉપર આગલામાં આવેલી ફુટ-નોટ.

ધરાવી હતી. તે ધાર્મિક હતો એટલે ખોદાનાં કરવા સામે ફરિયાદ ઉઠાવવી એ ગુનાહ સમજતો હતો, અને ફિલસુફ હતો એટલે સમજી શકતો હતો કે બનેલો બનાવ નહિ બનેલો થતો નથી, અને તેને માટે બળાપો કરવો એ ફોકટ છે.

બન્ને વખતની પરણેલી જીંદગીમાં સાઅદીએ કશું સુખ ભોગવેલું ન હોવાથી તેણે ત્રીજી વેળા તેમાં પડવાનું ડાહપણભર્યું જોયું ન હતું. આથી સંસારી જીંદગી ત્યાગ કરી, ઉપર જોયું તેમ, તેણે એક તપસ્વીની એકાંત જીંદગી પસંદ કીધી હતી, અને તેથીજ પોતાની હૈયાતીનાં છેલ્લાં સાઠથી સીતેર વર્ષ તેણે પોતાનાં મઠની એકાંત કોટડીમાં ગુજાર્યાં હતાં. પૂર્વ તરફનાં લોકો મિસાલ ઓરત જાત માટે તેનો વિચાર સારો ન હતો. તે ગુલેસ્તાનમાં ખુલ્લું કહે છે કે "ઓરતો સાથે મસલત કરવી એ પાયમાલી છે."[1] અને એક બીજી જગ્યાએ તે કહે છે કે, "તાહરી ઓરતની સલાહ તું લેજે, પણ તેથી ઉલટીજ રીતે કામ કરજે." વળી ઓરતો વિષે તે એટલો હલકો વિચાર ધરાવતો જણાય છે કે બુસ્તાનમાં તે ખુલ્લી શિખામણ આપે છે કે, "ઓ દોસ્ત! બાહરની દર નવી મોસમે (યાને, દર નોરોજે) તું એક નવી બાયડી પસંદ કરજે, કારણ કે ગયાં સાલનું પંચાંગ કામ આવતું નથી!"[2]

સાઅદી પોતે સંસારી આદમી ન હતો, અને તે પોતાની પાછળ કશું કુટુંબ મેલી ન ગયો હતો તેમાં તેનો કસુર ન હતો. ઉપર જોયું તેમ, સંસારની ઝુસરી તેણે સૉક્રેતીસની માફક બે વેળા

૧. જુઓ બાબ ૮ મો, વાઅજ ૫૩ મી.
૨. જુઓ બાબ ૭ મો, હેકાયત ૨૩ મી.

પોતાને ગળે ઓળવી હતી, અને બંધે વેળા તેને નિરાશી મળી હતી. આ અનુભવ પછી એકાંતવાસમાં સંતોષ પકડવા તે શિખ્યો હતો, અને તે સંતોષ કેટલી હદે હતો તે ગુલેસ્તાનની એક હેકાયત[1] ઉપરથી આપણ જોઈ શકયે છિએ, જ્યાં તે કહે છે કે તેની નાચાર સ્થિતિ વિષે કોઇ કાળે પણ તેણે ફરિયાદ કીધી ન હતી, સિવાય એક વેળા કે જ્યારે તેના પગમાં જોડા હતા નહિ, અને તે ખરીદવાના પૈસા પણ ન હતા. પણ જેવો તેણે એક પગ વિનાના આદમીને જોયો કે ખોદાની કરમ બખશેશ માટે તેણે હજારો શોકર કર્યા, અને પોતાની જોડા વિનાની હાલત માટે સબુરી પકડી.

## સાઅદીના જમાનાના જાણીતા પુરૂષો

સાઅદીએ જે રાજકર્ત્તાઓના જમાનામાં પોતાની જીંદગી ગુજારી હતી તેઓમાં મુખ્ય નીચલા હતા: (૧) અબ્બાસી વંશનો છેલ્લો બાદશાહ મુસ્તાસમ બિલ્લે, (૨) હલાકુ ખાન, (૩) તેનો દીકરો અબાકા ખાન, અને (૪) અતાબેક સઆદ-બિન-ઝંગી. છેલ્લા બાદશાહનાં નામ ઉપરથી સાઅદીએ પોતાનો તખલ્લુસ ધારણ કીધો હતો એમ આપણ શરૂઆતમાં જોઇ ગયા. અતાબેક સઆદ મુખ્ય કરીને, તથા અબાકા ખાન કેટલેક દરજ્જે, સાઅદીના મુરબ્બી સરીખા હતા. વળી સાઅદીના જમાનામાં થઇ ગયલા બીજા નામીચા અને વિદ્વાન પુરૂષો અને શાએરોમાં પેહેલું નામ આપણને નામાંકિત સુફી શાએર મોલાના જલાલ-ઉદ-દીન રૂમીનું મળે છે.

૧. જુઓ બાબ ૩ જો, હિકાયત ૧૯ મી.

દિલ્હીવાળો અમીર ખુસરો, કોહિસ્તાનવાળો નાઝીર અને તબ્રીઝવાળો હુમામ પણ એનાજ જમાનાના હતા. હલાકુખાનનો નામીચો વઝીર અતામુલ્ક મહમ્મદ જોઇની અને જાણીતો વિદ્વાન ખોજે નસીર-ઉદ-દીન તૂસી એઓ પણ સાઅદીનાજ જમાનમાં થઇ ગયા હતા.



# શેખ સાઅદીનું
# ગુલેસ્તાન

# ગુલેસ્તાન

## દીબાચો

**ખોદાના નામથી, (જે) મેહરબાન ને માયાલુ છે.**

વખાણ હોજો ખોદાની, ( જે ) ઇજતવાલો અને બુજોર્ગ છે, કે તેની બંદગી તેની નજદીક પોંહુચવાનો સબબ છે, અને તેના શુક્ર માનવાથી ન્યામતોનું વધવું છે. હરેક દમ કે જે અંદર લેવામાં આવે છે તેથી જીંદગીનો તકવો છે, અને ( હરેક દમ ) કે જે બાહેર કાહડવામાં આવેછે તેથી (માણસનાં) વજુદને કુવ્વત છે. એટલા માટે દર દમે બે ન્યામત મોજુદ (થયલી) છે,

અને દર ન્યામતે ( તેનો ) આભાર માનવો લાજમ છે. કોણના હાથ અને જબાનથી એવું બની શકે કે જેથી તેની શુકરગુજારીનાં કામથી તે પરવારે?

બુલંદ મરતબાના ખોદાનું કેહેવું છે ( કે ) "એ દાઉદની ઓલાદથી ઉતરેલાઓ! તમો શુકર માનો કે માહરા બંદાઓમાંના થોડાજ ( માહરા ) શુકર માનનારા છે."

બંદાના હકમાં આએજ બેહતર છે કે, પોતાની તકસીરથી ખોદાની દરગાહમાં માફી ચાહે. જો તેમ નહિ કરે, તો તેની ખોદાઇને લાયકનું કોઇથીબી કાંઈ બનવાનું નથી.

તેની હિસાબ વગરની મેહરબાનીનો વરસાદ સઘલી જગાએ વરસેલોછે, અને તેની તરેહવાર ન્યામતનું ખાનું સઘલી જગે પંથરાયલુંછે, અને માણસોની આબરૂનો પરદો તે ( તેમના ) નિર્લાજરા ગુનાહને લીધે (કદી) ફાડતો નથી, અને રોજી મેલવનારાઓનું દરરોજનું ગુજરાન, તે એકાદ મોટા વાંકને લીધે (કદી) મોકુફ કરતો નથી.

એ માયાલુ ખોદા! તું, જે તાહરા ગેબી ખજાનાથી, ગબ્રને[1] અને ખ્રિસ્તીને (પણ), રોજી પોંહચાડે છે;[2] દોસ્તોને તું કેવી રીતે નામુરાદ કરવાનો, જ્યારે કે તું દુશ્મનોની ઉપર બી નજર રાખે છે?

ગાલીચો બિછાવનારી સહવારની લેહકીને (તેણેજ) હોકમ કીધો કે પાનાના રંગનો ગાલીચો તે બિછાવે, અને વસંતનાં

૧ જરથોસ્તી ધર્મ પાલનારાઓને મુસલમાનો ધિક્કારમાં 'ગબ્ર' કહે છે.

૨ અસલમાં "રોજી ખાનારા રાખેછ" છે.

વાદલની દાયાને (તેણેજ) ફરમાવ્યું કે વનસ્પતિની બાલાઓને જમીનનાં પાલણાંમાં તે ઉછેરે; અને ઝાડોને નવાં વરશના પોશાક તરીકે કિનખાબનો ઝભ્ભો તેણેજ પેહરાવ્યો, અને વસંતરૂતુની વધાઇમાં ડાહલીઓનાં છોકરાંઓનાં સરની ઉપર કલીઓની ટોપીઓ તેણેજ મેલેલી છે; અને દરાખનો રસ તેની કુદરતથી મધથી (બી) ચહડતો બનેલો છે; અને ખજુરનો એક ઠલિયો તેની સંભાલને લીધે એક ઉંચી ખજુરી બનેલી છે.

વાદલ, અને પવન, અને ચંદર, અને ખોરશેદ, અને આસમાન, કામમાં (ગુંટાયલાં) છે, કે તું (તાહરો) રોટલો હથેલીમાં લાવે, અને (તે) તું ખોદાને ભુલી જઇને નહિ ખાય. (તેઓ) સઘલાં ગોલ ફરતાં છે, અને હોકમ મુજબ ચાલનારાં છે, (તો આએ) ઇનસાફને અનુસરતું નથી[1] કે તું હોકમ બજા નહિ લાવે.

સઘલી પેદા થયલી ચીજોનો સરદાર, અને સઘલી હૈયાત ચીજોનો ઉપરવાર, અને તમામ આલમની ઉપર બક્ષેસનો કરનાર, અને તમામ આદમીઓમાં પસંદ પડેલો, અને જમાનાના દોરની સંપુર્ણતા, (અને) વખાણ પામેલો, (અને) ચુંટી કહડાયલો મહમદ મુસ્તફા—જેની ઉપર ખોદાના દરૂદ હોજો, અને જેને ખોદા સારૂં મકાન બખશજો—અને તારણ કરનારો, (અને) હોકમવર, માયાલુ પેગામબર, (અને) ખુબસુરત, સરખા બાંધાનો, (અને) હસતા ચેહરાનો, અને મસો ધરાવનાર[2] (જે) પોતાની

૧ અથવા, આએ ઇનસાફના કાયદાથી ઉલટું છે.

૨ મહમદને વાસ્તે એવું કેહછે કે તેનાં ખભાંની ઉપર એક અખરોટનાં કદનો બાલવાલો મસો હતો, જેને મુસલમાનો ખોદાની મોહર કરીને કેહતા હતા.

કમાલ્યતથી ઉંચે દરજ્જે પોંહતો, અને ( જેણે ) પોતાનાં ખોરેહુથી અંધારીને નહસાડી; જેના સઘલા ગુણો સોહામણા છે, જેની ઉપર અને જેના વંશની ઉપર તમો દરૂદ ગુજારો, ( જેના ) ચેલાઓની દેવાલને તેના જેવો ટેકો ધરાવાથી શાનો ગમ હોય? ( જેમકે ) જેનો કિશ્તીબાન નુહ ( પોતે ) હોય, તેને દરિયાના મોજાની શું બીહક હોય? તેનાથી દંતકથામાં ( કેહવાયલું ) છે કે, જ્યારે ગુનેહગાર, અને પડતા દાહડાવાલા બંદાઓમાંનો કોઇ, પસ્તાવાના હાથ, દુવા કબુલ રખાવાની ઉમેદથી, મોટા અને દબદબાવાલા ખોદાની દરગાહમાં ઉઠાવેછે, ત્યારે તે મોટો ખોદા તેની ઉપર ધ્યાન આપતો નથી. જો ફરીથી તે તેની આજેજી કરેછે, તો ફરીને તે તેની ઉપર ધ્યાન ધરતો નથી. ફરીને તે કાલાવાલા અને મિન્નતગુજારી કરેછે, ત્યારે ઘણોજ પવિત્ર ખોદાતાઅલા કેહછે કે, “ ઓ માહરા ફરેશ્તાઓ માહરા નોકરથી હું પોતે શરમિન્દો થાઉંછ, કારણ કે માહરા સિવાએ તેનું બીજું કોઇ નથી. તેટલા માટે ખરેખર મેં તેને માફ કીધું, ( અને ) તેની બંદગી મેં કબુલ કીધી, અને તેની ઉમેદ હું બર લાવ્યો, કારણ કે બંદાની ઘણી દુવાઓ, અને મિન્નતગુજારીઓથી હું શરમિન્દો થાઉંછ.” ખોદાની સખાવત અને મેહરબાની તું જો! કે ગુનાહ બંદો કરેછ, અને શરમિન્દો તે થાયછ!

તેની કીર્તિનાં મંદીરના પુંજારીઓ, પોતાની એબાદતની તકસીર કબુલ કરેછે, કે “ હમોએ તુંને પુંજવો ઘટે તેમ પુંજ્યો નથી.” અને તેની ખૂબસુરતીના ઝલકાટનું વર્ણન કરનારા અચરતીની અંદર ગરકાવ છે, કે “ હમોએ તુંને પિછાનવો ઘટે તેવી રીતે પિછાન્યો નથી.”

જો કોઇ તેનું વર્ણન માહરેથી જાણવા માગે તો (હું જેવો) એક વગર દિલનો[1] (માણસ), એક વગર નિશાનવાલાને માટે શું કહી શકું? આશકો માશુકથી માર્યા ગયલાછે, માર્યા ગયલાઓથી કાંઇ પણ અવાજ નિકલી શકતો નથી.

પરહેજગારોમાંના એકે (પોતાનું) માથું વિચારની કોથલીમાં મેલ્યું હતું, અને તે ખોદાઈ ધ્યાનના દરિયામાં ગરક થયલો હતો. જ્યારે તે આએ હાલતમાંથી ફારેગ થયો, ત્યારે તેના એક મિત્રે હસતાં હસતાં તેને પુછયું, "આએ બાગ કે જ્યાં તું હતો, ત્યાંથી કેઇ કરામતનો હદિયો તું હમારે માટે લાવ્યો?" તેણે કહ્યું, "(માહરા) મનમાં (એવું) હતું કે, જ્યારે ગોલાબનાં ઝાડની પાસે હું પોંહચું, ત્યારે માહરી દામન, મિત્રોની ભેટને સારૂં, હું (ફુલોથી) ભરૂં, અને તે માહરા મિત્રો આગલ હદિયા તરીકે લેઇ જાઉં; (પણ) જ્યારે હું ગોલાબનાં ઝાડની પાસે (જઇ) પોંહચ્યો ત્યારે ગોલાબના વાસે મહને એવો તો મસ્ત બનાવ્યો કે માહરી દામન (માહરા) હાથમાંથી પડી ગઇ."

ઓ બામદાદનાં પંખી[2]! તું પરવાનાંથી એશકને શિખ, કે તે બલી ગયલાંનો જાન ગયો પણ તે બોલ્યું નહિ.[3] આએ ડોલ-

---

૧ યાને, જેણે ખોદાની રાહમાં પોતાનું દિલ ગુમ કીધું હોય એવો.
૨ બુલબુલ.

૩ યાને, ઓ બુલબુલ! તું ખોદાઈ મોહબતમાં ગિરફતાર થઇને ગડબડ ઘોંઘાટ કરેછ, તોપણ ખરી મોહબતમાં તું પછાત છે. ખરી મોહબત જો તું શિખવા માગે તો તે સબક તું પરવાનાંથી લે, કે જે ચેરાગની મોહબતમાં તેની ઉપર બલી જાયછે, અને જાન ખોયછે તોપણ મુખેથી એક પણ હરફ કાહડતું નથી.

ઘાલુઓ ખોદાઈ શોધમાં બેખબરા છે, જ્યારે કે જેને તેને વિષે (યાને, ખોદાને વિષે) માહેતી છે, તેને વિષે કોઇને માહેતી નથી.

ઓ તું (ખોદા !) ખ્યાલ, અને વિચાર, અને ગુમાન, અને કલ્પનાથી પણ (તું) ઉપરવાર છે, અને જેબી કંઇ તાહરે વિષે બોલાયલું છે, અને હમોએ સાંભલેલું છે, અને વાંચેલું છે, તેનાથી (પણ તું ચહડિયાતો છે.)

મિજલસ બરખાસ્ત થઇ, અને ઉંમરનો છેડો આવ્યો, તોપણ પેહલ્લાંનીજ માફક હમો તાહરી તારીફમાં (અધુરા) છિએ.

**ઈસલામોનો પાદશાહ, ખોદા જેનું રાજ કાયમ રાખે, તેના સદગુણો (ની તારીફ) માં.**

સાઅદીને વિષેના સારા સખુન, જે આમ લોકોનાં મોહડાંમાં રમી રહેલાછે, અને તેના વચનોની વખાણ, જે જમીનની સપાટી ઉપર પોંહચેલીછે, અને તેના સખુનોની મિત્રાચારી ભરેલી કલમ, કે જે શેલડીની માફક ચાખવામાં આવેછે, અને તેનાં લખાણના તુકડાઓ, કે જે ચલણી કાગજની માફક લોકોમાં ચાલેલાછે, તે તેની હુશ્યારી અને વાકચાતુરીની સંપૂર્ણતાને લીધે નથી, પણ જેહાનનો માલેક, અને જમાનાનાં ચક્કરની ધરી, (અને) સુલેમાનનો વારેસ, અને ઇમાનદાર લોકોનો[1] મદદગાર, (અને) ઇજત પામેલો શાહનશાહ, મોટો અતાબેક,[2] દુનિયા અને દીનની

૧ યાને, મુસલમાની ધરમ પાલનારાઓ.

૨ "અતાબેક" એ તરકીશ ભાષાનો શબ્દ છે, જેનો અર્થ "શાહજાદાની ઉપર દેખરેખ રાખનારો અથવા તેનો શિક્ષક" થાયછે. "અતાબેક" નામે ઇરાનના તરકોમન પાદશાહોનો એક ટોલો થઇ

ઉપર ફતેહ મેલવનાર, અબુબક્ર બિન સાઅદ બિન ઝંગી—જે આએ દુનિયામાં ખોદાનો છાંયડો છે,[1] (અને) જેની ઉપર જગતનો પતિ ખુશાલ રેહજો—તેણે ઘણીજ મેહરબાનીથી (આ કેતાબના બનાવનાર તરફ) નજર કીધી, અને (તેની) ઘણીએક તારીફ કીધી, અને (તેની તરફ) સાચ્ચો પ્યાર દેખાડયો (તેને લીધે છે); જેથી આમ અને ખાસના સઘલા લોકો, તેની મોહબતમાં ભેગા મલેલાછે, કારણ કે માણસ પોતાના પાદશાહના એતેકાદ પ્રમાણે ચાલનારૂં છે.

જે વખતથી તાહરી નજર હું મિસકીનની ઉપર છે, તે વખતથી માહરી ખુબીઓ આફતાબ કરતાં પણ વધારે મશહુર થયલીછે. જોકે સઘલી એબો આએ બંદામાં (જમાવ થયલી) છે (તોપણ), દરેક એબ, કે જે સુલતાનને પસંદ પડી, તે એક હુન્નર (બરાબર) છે.

હમામખાનાંમાં એક દિવસે, (માહરા) એક મિત્રના હાથથી, (થોડીક) સુગંધી મટોડી, મોહરે હાથ આવી. મેં તેને કહ્યું કે, "તું કસતુરી છે કે અબીર છે? કારણ કે તાહરા દિલપસંદ વાસથી

---

ગયોછે, જેમને એવી રીતે ઓલખવાનું કારણ એ કે, તેમનાં ખાનદાનનો વડો, સાઅદ બીન ઝંગી, સુલતાન સનજારનો શિક્ષક હતો, જેણે પોતાની પાદશાહી તેને સપુરદ કીધી હતી. આ "અતાબેક" ઓલખના પાદશાહો ઈ૦ સ૦ ૧૧૪૮ થી ૧૨૬૪ સુધીના અંતરમાં રાજ ચલાવી ગયા હતા, અને તેઓ મધેના છઠ્ઠા પાદશાહને ગુલેસ્તાન કેતાબ અર્પણ કરવામાં આવી હતી. (જોન ટી. પ્લૅટ્સ.)

૧ કોરાનમાં ઇસલામી પાદશાહોને "ખોદાના છાંયડા" લેખેલાછે.

હું મસ્ત થયોછું." તે બોલી, "હું (પ્રથમ) એક બિસાદ વગરની મટોડી હતી, પણ કાંઇ એક મુદ્દત સુધી હું ગોલાબની સાથે રહી; તેથી માહરા મિત્રની ખુબીએ માહરાંમાં અસર કીધી, બાકી તો હું તેજ ખાક છેઉં કે જે હું (પ્રથમ) હતી.[૧]"

એ ખોદા! તું, તેની (યાને, અબુબક્રની ઉમર) લાંબી કરીને, મુસલમાનોને સુખ બખશ! અને તેની નેકી અને કમાલ્યતનો બદલો તું જ્યાદે કર! અને તેના મિત્રો અને હાકેમોનો દરજ્જો તું વધાર! અને કોરાનની સતરોમાં લખાયલી વાણીઓ મુજબ, તું, તેના છુપા અને જાહેર દુશ્મનો, અને બુરૂં ઇછનારાઓનો નાશ કર! એ ખોદા! તેનાં રાજનો તું નેગેહબાન અને તેના બેટાનો તું વાલી થા! ખરેખર, દુનિયા જે સુખ ભોગવેછે, તે તેનેજ લીધે છે. તેનો બુલંદ સેતારો સદા કાયમ રેહજો! અને ફતેહના વાવટા સાથે ખોદા તેનો મિત્ર થજો! એવીજ રીતે, પાદશાહ જે ડાંખલીનું થડ છે, તે ડાંખલી પણ ખીલતી રેહજો! કારણકે જમીનમાંથી સારો પાક ઉતરવાનો આધાર બીજની ખુબી ઉપર રેહછે.

મોહટો અને પાક પરવરદેગાર, શિરાઝની જમીનને, તેના અદલ હાકમોની ધાકથી, અને તેના વિદ્વાન કારોબારીઓની બરકતથી, કિયામતના દહાડા સુધી (પુરતી) સલાહ સંપજમાં બંધાવી રાખજો!

૧ ગોલાબનો અરક કાહડતી વખતે જે વાસણમાં તેને ઉકાલવામાં આવે છે તેનું મોહડું મટોડીથી બંધ કરવામાં આવેછે, જેથી તે મટોડીમાં ગોલાબની ખુશબો ઉતરેછે.

તું શું નથી જાણતો કે, પારકા મુલકોની અંદર, હું શા સબબથી આટલો વખત ખોટી રહ્યો ? હું તુર્ક લોકોના જુલમથી (બીહને) બહાર જતો રહ્યો, કારણ કે આલમને મેં એક હબસીના બાલની મિસાલ ગુંચવાઇ ગયલી દીઠી. જોકે સઘલાઓ આદમીની ઓલાદના હતા, તોપણ વરૂઓની મિસાલ ખુના મરકીને માટે તેજી ચુંગાલના બન્યા હતા. (શેહેરની) અંદર નેક ખસલતનાં ફરેસ્તા જેવા માણસો હતાં, (પણ) બહાર લડાયક વાઘોની મિસાલનું એક લશકર હતું. જ્યારે હું પાછો ફર્યો ત્યારે રાજને મેં શાંત થયલું દીઠું. ચિત્તાઓએ પોતાની ચિત્તા લાયક ચાલ છોડી દીધેલી હતી. જે પેહલું રાજ મેં જોયું તેમાં, આ પ્રમાણે, જેહાન, કંકાસ અને તાસવીસ અને તંગીથી, ભરપુર હતી. (પણ) આદેલ્ પાદશાહ અતાબેક અબુબક્ર બિન સાઅદ ઝંગીના વખતમાં આ પ્રમાણે (એથી ઉલટુંજ) થયું.

પારસનાં મુલકને દુનિયાની કાંઈ પણ ધાસતીનો ગમ નથી, જ્યાં સુધી કે તેના સર ઉપર તું જેવો ખોદાનો છાંયડો છે. આજે કોઈ આખી દુનિયાના વિસ્તારમાં, તાહરા દરવાજાના ઉંબર જેવું, એક રક્ષણ–ઘર દેખડાવી શકશે નહિ. નાચારોનાં મનની ખરદાસ્ત લેવાનું કામ તાહરૂં છે, અને શુકરગુઝારી કરવાનું કામ હમારૂં છે, અને (તેનો) બદલો આપવાનું કામ જેહાનને પેદા કરનાર પરવરનું છે. એ ખોદા! જ્યાં સુધી ખાક અને પાણીની હસ્તી છે ત્યાં સુધી, પારસની જમીનને, તું ફિત્નાના પવનથી બચાવી રાંખજે !

**આએ કેતાબ લખવાના સબબમાં (એનો બનાવનાર) કહે છે.**

એક રાત્રે ગુજરેલા વખત ઉપર હું વિચાર કરતો હતો, અને ગુમાવેલી ઉંમરની ઉપર હું નિસાસો મુકતો હતો, અને દિલની કોઠડીના પથ્થરને આંખનાં પાણીના હીરાઓથી હું વીંધતો હતો, અને માહરી પોતાની હાલતને અનુસરતી નીચલી બેતો હું બોલતો હતોઃ—

**(અસલ બેતો ચાલુ નસરમાં.)**

હરદમ ઉમરની અંદરથી એક પલ (ઘટતી) જાયછ. જ્યારે હું જોઉંછ તો કંઈ ઝાઝું બાકી રહ્યું નથી. અરે! તાહરાં પચાસ વરશ તો ગુજર્યાં, અને (હજી) તું ઉંઘેલો છે! આએ (બાકી રહેલા) પાંચ દહાડા ઉપર તો તું (તાહરો) વિચાર પોહુચાડ! શરમીંદો તે શખ્સ છે કે જે ગયો, અને કંઇ કામ કીધું નહિ, (અને) કુચ કરવાનું પડઘમ વાગ્યું, પણ જેણે સામન તૈયાર નહિ કીધો. કુચ કરવાની બામદાદે મિઠી ઉંઘ, મુસાફરને (તેના) રસ્તા ઉપર (વધતો) અટકાવેછે. (આએ દુનિયા મધે) જેબી કોઇ આવ્યો તેણે નવી ઇમારત બાંધી, (પણ) તે ગયો, અને તે મકાન બીજાને માટે તે છોડી ગયો, અને તે બીજાએ (પણ) આએજ પ્રમાણે ખ્યાલો બાંધ્યા, અને તે ઇમારત કોઇએ પણ પુરી કીધી નહિ. નાપાયદાર મિત્રની દોસ્તી તું નો રાખ! દોસ્તીને માટે આએ દગલબાજ (દુનિયા) લાયક નથી. માણસની મોજનું મૂલ (તેનું) પેટ છે. જ્યાં સુધી અંદાજાસર તે ચાલેછ ત્યાં સુધી (તેને) શું ફિકર છે? અગર જો એવી રીતે તે બંધાઈ જાય, કે પાછું ખોલી નહિ શકાય, તો અગર ઉંમર ઉપરથી તે દિલ ઉઠાવી

હોય તો વાજબી છે. અને અગર જો તે એવી રીતે ખોલ્લું થાય, કે પાછું બંધ કરી ન શકાય, તો (તેને) કેહ કે, "દુનિયાની હૈયાતીથી તું હાથ ધો!" એકકથી ઉલટાં, અને ફેરાવન, ચાર તત્વો, થોડાએક દાહડા એકક સાથે ખુશ મલેલાં રહેછે. જો એક, એ ચારમાંનું, ફતેહમંદ નિવડેછે, તો મિઠો જાન બદનમાંથી નિકલી જાયછે. એટલા માટે, એક જાણકાર અને પાહવરડો માણસ, દુનિયાની હૈયાતી ઉપર, (પોતાનું) દિલ બાંધતો નથી. નેક અને બદ જ્યારે મરીજ જવાનું છે ત્યારે, સુખી માણસ તે છે, કે જે નેકીની દડી જીતી જાયછ. (બીજી દુનિયાનાં) સુખનો તોસો તાહરી ઘોર તરફ તું મોકલ! (તે) કોઈ તાહરી પાછલ લાવવાનું નથી, (તેથી તેને) તું આગલથી મોકલ! ઉંમર બરફ છે, અને સુરજ ઉનાલાનો છે. (તે) થોડીજ બાકી રહીછ, અને શેહિયા! હજી તમો ભોલવાયલા છો! ઓ તું ખાલી હાથે બજારમાં ગયલા! મહને બીહક છે કે તું (તાહરી) પાઘડી પાછી લાવવાનો નથી. જે ધણી કે પોતાનું વાવેલું કાચુંજ ખાઈ જાયછ તેને પાકની વેલાએ છલતાં વીણવાં પડેછે. સાઅદીની શિખામણ તાહરાં દિલના કાનથી સાંભલ, (કારણકે ખરો) માર્ગ એજ છે. મરદ (બચ્ચો) થા! અને (તું તાહરો) માર્ગ ધર!



આએ બાબદ ઉપર વિચાર કર્યા બાદ મેં દરૂસ્ત એ જોયું કે એકાંતવાસની જગ્યામાં હું બેસું, અને (લોકોની) સોબતથી માહરી દામન હું ઉંચકું, અને મૂર્ખાઈભરેલું બોલવાથી (માહરૂં) દફતર ધોઊં, અને ત્યાર બાદ કંઈ પણ બિનઅર્થનું બોલું નહિ. જેની જબાન તેના હોકમ તલે નથી તેના કરતાં એક જબાન

કપાયલો, ખુણાની અંદર મુગો (તથા) બેહેરો (થઇને) બેઠેલો, બેહતર છે.

એમ કરતાં માહરા દોસ્તોમાંનો એક, કે જે ગમની ઉંઠ-ડોલીમાં માહરો શરીક હતો, અને (જે) દલગીરીના ઓરડામાં માહરો સોબતી હતો, તે પોતાની અસલી રસમ મુજબ (મહને મલવા સારૂ) દરવાજામાંથી અંદર આવ્યો. ગમે એટલીબી તેણે હસવા બોલવાની મરજી જણાવી, અને ઠઠ્ઠા મશકરીનો ગાલીચો પાંથર્યો, પણ મેં તેને જવાબ આપ્યો નહિ, અને એબાદતનાં ઘુંટણ ઉપરથી (માહરૂં) માથું ઉઠાવ્યું નહિ. રંજીદા થઇને તેણે માહરી તરફ જોયું, અને બોલ્યો, "અરે ભાઈ! હવડાં જ્યારે તુંને બોલવાને તક છે ત્યારે મેહરબાની અને ખુશીથી તું બોલ, કારણ કે આવતી કાલે જ્યારે અજલનો કાસદ આવી પોંહચશે ત્યારે જરૂર કરીને તાંહરી જબાન ખેંચાઈ જશે."

માહરા લાગતા વલગતાઓમાંના એકે તેને આ બાબદ વિષે વાકેફગાર કીધો કે, "એણે (યાને, હું સાઅદીએ) એવો વિચાર અને પક્કો ઠેરાવ કીધો છે કે, બાકીની ઉમર દુનિયાની અંદર પરહેજગાર (થઇને) તે બેસે, અને ખામોશી અખત્યાર કરે. તુંબી, જો તાહરેથી બની શકે તો, (તાહરો) પોતાનો વિચાર પકડ અને તેનાથી (યાને, હું સાઅદીથી) દુર રેહવાનો માર્ગ ધર." તેણે કહ્યું, "ખોદાની બુઝોર્ગીના અને (હમારી) કદીમ સોબતના કસમ છે કે, જ્યાં સુધી તે પોતાની અસલી રીત અને હંમેશની આદત પ્રમાણે સખુન બોલે નહિ, ત્યાં સુધી હું દમ ખાવાનો નથી, અને (માહરાં) કદમ ઉઠાવવાનો નથી, કારણ કે

દોસ્તોનું દિલ આઝુરદે કરવું (એ) નાદાની છે, અને કસમને પસતાવાથી રદ કરવો (એ) સેહલ છે. અને અક્કલમંદોનાં મતથી આએ ઉલટું છે, અને ડાહપણવાલા ધણીઓના વચન તોડ્યા સરીખું છે, કે અલીની ઝુલ ફેકાર[1] તેનાં મિયાનમાં, અને સાઅદીની જુબાન તેનાં મોહડાંમાં, હોય.

"એક ડાહપણવાલાનાં મોહડાંમાં જબાન એ શું (ચીજ) છે? (તે) એક હુન્નરવાલા ધણીના ગંજના દરવાજાની ચાવી છે. જ્યારે બારણું બંધ રહેલું હોય, ત્યારે કોઈ શું જાણે કે (અંદર) ઝવેર વેચનાર છે કે કાચ બનાવનાર?

"જોકે એક ડાહપણવાલાની હજુર ચુપકીદી સારી ચાલ ચલગત (ની એક નિશાન) છે, તોપણ જરૂરની વખતે આએ બેહતર છે કે સખુનો તું બોલે. બે ચીજ અક્કલથી ઉલટી છે: બોલવાની વેલાએ ચુપકીદી રાખવી, અને ચુપકીદીની વેલાએ બોલવું."

ટુંકામાં તેની સાથે વાત કરવાથી જબાન ખેંચી રાખવી (એમાં) મેં માણસાઇ વિચારી નહિ, અને તેની સાથે ગોફ્તેગો ચલાવવાથી ચેહરો ફેરવવો (એમાં) મેં મરવત ધારી નહિ, કારણ કે તે એક દિલપસંદ દોસ્ત હતો, અને (પોતાની) ધારણાઓમાં સાચવટવાલો હતો.

---

૧ બદ્રની લડાઇમાં હાથમાં આવેલી એક નામીચી બે ધારી તલવાર, જે મહમદના હાથમાં આવ્યા બાદ તેના જમાઇ અને વારેસ અલીના હાથમાં આપી હતી, અને જેના હાથમાં તે હરદમ દુસ્મનોની સામે વપરાતી રહી હતી.

જ્યારે તું લડવા નિકલે ત્યારે એવા સાથે કજ્યો શોધજે કે જેની ઉપર તું ફાવી શકે, યા જેની આગલથી તું નાહસી જઇ શકે.

ફરજનો માર્યો હું સખુન બોલ્યો, અને મજાહ કરતા હમો વસંતની રૂતુમાં બહાર નિકલ્યા, કે જ્યારે થંડીનાં જોરની નિશાનીઓ દફ્ટ પડેલી હતી, અને ગોલાબનાં રાજનો વખત આવી પોંહચ્યો હતો.

ઝાડોની ઉપરનું લીલું પેહરણ, નેકબખ્તોની ઇદના જામા જેવું હતું. (તે) અરદીબેહશ્તના ભપકાભરેલા મહિનાની શરૂઆત હતી, કે જ્યારે બુલબુલો ડાહલીઓનાં વકતાસન ઉપર બોલતાં હતાં, (અને) રતાશી ગોલાબો ઉપર દવનાં મોતીઓ ગુસ્સા ભરેલી માશુકના ગાલ ઉપર પરસેવાની મિસાલે પડેલાં હતાં.

(તે) રાત માહરા મિત્રોમાંના એકની સાથે મેં બાગમાં ગુજારી. જગ્યા ખુશી અને ખુરમીભરેલી હતી, અને ઝાડો દિલકશ અને અકેકમાં ગુંચવાઇ ગયલાં હતાં. તું કેહશે કે કાચની ટીલીઓ તેની (યાને, તે જગ્યાની) ખાક ઉપર પડેલી હતી, અને સાત સેતારાનો ઝુમખો તેના દરાખના વેલાઓ ઉપર લટકેલો હતો. (તે) એક (એવો) બાગ હતો કે જેનાં ઝરાઓનાં પાણી મિઠાં અને થંડ હતાં, (અને) જેનાં પંથરાયલાં ઝાડો ઉપરથી મધુર પક્ષીઓ ગાતાં હતાં. તે (બાગ) રંગરંગી ગુલલાલાઓથી ભરપુર હતો, અને આએ (ઝાડો) જાત જાતના મેવાઓથી ભરાયલાં હતાં. તેનાં

ઝાડોના છાયા હેઠલ પવને ભાતં ભાતના રંગનો (એક) ગાલીચો પાંથર્યો હતો.[1]

આમદ્દાદમાં જ્યારે (ત્યાં) બેસવાની ઇચ્છા ઉપર પાછું ફરવાની ઇચ્છા ગાલેબ આવી, ત્યારે મેં જોયું તો તેણે ગોલાબો, અને સબજાઓ, અને સુમબુલો, અને સુગંધી પાલાઓથી (પોતાની) દામન ભરેલી હતી, અને શેહરમાં જવાની ઇચ્છા કરતો હતો. મેં કહ્યું, " તું જાણેછ તેમ બાગનાં પુલોને અમાર્ગ અને બગીચાના વખતને વફાદારી નથી; અને દાનાવોએ કહેલું છે ( કે ) જેબી ચીજ લાંબે સુધી ટકી શકતી નથી તેની ઉપર દિલ બાંધવું ઘટિત નથી." તેણે કહ્યું, "( ત્યારે લાયક ) રસ્તો કીયો છે ?" મેં કહ્યું, "જોનારાઓની રમુજ અને હાજર રહેલાની ખુશાલીને ખાતર ગુલેસ્તાનની કેતાબ હું બનાવી શકું ( એમ છે ), કે જેનાં પાનાંઓ ઉપર પાનખરનો પવન પોતાનો જુલ્મી હાથ લંબાવી શકશે નહિ, અને જમાનાની ગિરદેશ જેની વસંતની મોજ પાન-ખર રૂતુની નાપાયદારીમાં બદલ કરી શકશે નહિ.

"ગોલાબની એક તબક તુંને કામ શું આવવાની છે ? માહરા ગુલેસ્તાનમાંથી એક પાન તું લઈ જા. ગોલાબ તો ( માત્ર ) આએ પાંચ છ દહાડા (જ) રેહશે, પણ આએ ગુલેસ્તાન તો હમેશ સુધી ખીલતી રેહશે."

જેવો હું એમ બોલ્યો કે તેણે ફુલોથી ભરેલી ( પોતાની ) દામાન વેરી નાખી, અને માહરી દામાન ઉપર ટીંગાયો, ( અને

[1] યાને, પવને, ઝાડોનાં પાતરાં, વગેરે, ફેરવીને, જમીનની ઉપર એક ગાલીચાના જેવો દેખાવ કીધો હતો.

કહ્યું ) કે "મોટાં માણસો જ્યારેબી વચન આપેછે ત્યારે ( તે ) ઇમાનદારીથી પાલેછે."

તેજ દહાડે મિત્રાચારીના વેહેવારની ખુબીમાં, અને અતલગની દોસ્તીના તરીકાઓ વિષે, એક બાબ[1] માહરી ચોપડી ઉપર લખાયો, ( તે ) એવા લેબાસમાં કે વકતાઓને કામ આવે, અને કાગજ લખનારાઓની વાકચાતુરીમાં વધારો કરે. ટુંકામાં, હજી તો બાગમાંનાં ફુલની જીંદગી બાકી હતી એટલામાં ગુલેસ્તાનની કેતાબ તમામ થઇ. પણ ખરેખર તમામ થયલી તો તે ત્યારે કેહવાય, કે જ્યારે જેહાનપનાહની દરગાહમાં તે પસંદ આવે, ( કે જે ) ખોદાનો છાયો, (અને) પરવરદેગારની મેહેરબાનીનું પ્રતિબીંબ, જમાનાનો માલેક, બચાવનું થાનક, ખોદાથી મદદ પામેલો, પોતાના દુશ્મનો ઉપર ફતેહ મેલવનાર, ફતેહમંદ શેહનશાહતની બાજુ, ઝલકાટ ભર્યા ધર્મનો ચેરાગ, માણસોનો શણગાર, મુસલમાનોની કીર્તિ, સાઅદ મોટા અતાબેકનો છોકરો, મોટો શેહનશાહ, પરજાઓની ગરદનોનો માલેક, અરબસ્થાન અને ઇરાનના મુલકોનો વાલી, જમીન અને દરિયાનો સુલતાન, સુલેમાનનાં રાજનો વારેસ, દુનિયા અને દીનને ફતેહ કરનાર, સાઅદ બીન ઝંગીનો છોકરો, અબુબક્ર છે. ખોદા એ બન્નેનું ( યાને, અબુબક્ર અને તેના દીકરાનું ) સારૂં એકબાલ કાયમ રાખજો ! અને તેઓનાં માનમાં બેવડો ઉમેરો કરજો ! અને ખોદા

૧ અતરે અસલમાં "બાબ"ને અર્થે "રતુ" શબ્દ આવેલોછે, જે સાઅદીએ પોતાની કેતાબને ગુલેસ્તાન યાને એક ફુલવાડીની સાથે સરખાવીછે તે વિચારને અનુસરતો વપરાયલો લાગેછે.

તેઓ બન્નેને સેવટનું સુખ ઘણું બખશજો! અને ખોદાની મેહેરબાનીથી આ ગુલેસ્તાન કેતાબ તે, (યાને, અબુબક્ર,) પાદશાહી મેહેરબાનીનાં નાજ નખરાથી, વાંચજો!

અગરજો તે ખોદાવંદની મેહેરબાની તેને (યાને, ગુલેસ્તાન કેતાબને) શણગારે, તો તે એક (ખરેખરૂં) ચીનાઇ ચિતારખાનું અને અરઝંગી[1] ચિતાર થઇ પડે. ઉમેદ છે કે આએ સખુનથી તે નાખુશીનો ચેહેરો ફેરવશે નહિ, કારણ કે ગુલેસ્તાન (એ કંઈ) નાખુશીની જગ્યા નથી. ખસુસ કરીને કે (જ્યારે) તેનો બખતાવર દીબાચો ઝંગીના છોકરા સાઅદ અબુબક્ર સાઅદનાં નામથી છે.

અદલ ઉમરાવ અમીર ફખ્ર-ઉદ-દીન[2]ની નેક
ખસલતોની ખુબીઓ વિષે—ખોદા જેનો
ઉંચો દરજજો સદા કાયમ રાખે!

માહરા વિચારની કુમારી કન્યા, (પોતાની) બદસુરતીને લીધે, સર ઉંચકશે નહિ, અને નાઉમેદીની આંખ શરમીંદગીની

૧ અરઝંગ—અરદેશર બાબેગાનના છોકરા શાપુરનાં રાજમાં થઇ ગયલા મેનીકીયન પંથના સ્થાપનાર માની ચિતારાની ચિત્રોવાલી એક કેતાબ, જે તેણે તારતરીના મુલકમાં બનાવી હતી, અને જે પોતાને બેહસ્તમાં ફેરેશતાઓની તરફથી મલેલી તેણે પોતાના પંથવાલાઓને જણાવી હતી.

૨ મીરખોન્દે પોતાની અતાબેકોની તવારીખમાં, અને ખોન્દમીરે પોતાની હબીબ-ઉસ-સિયારમાં જેને ખૉજે નીઝામ-ઉદ-દીન-અબુ-બક્રનાં નામથી ઓલખાવ્યો છે તેજ. આ ઘણું માલમ પડે છે, કે જેણે અબુ-બક્ર-બિન-સાઅદના, અને ત્યાર પછી તેના નાઘલા છોકરા અને વારેસ અતાબેક મહમ્મદનાં રાજ્યની શરૂઆતમાં તેના વઝીર તરીકે કામ ચલાવ્યું હતું.

પગની પાટલી ઉપરથી ઉઠાવશે નહિ, અને પરેહજગારોનાં મંડ-લમાં તે ઝગઝગાટભરેલી થશે નહિ, મગર તે વખતે કે (જ્યારે) મોટા અમીરની પસંદગીનાં ઘરેણાંથી તે શણગાર પામે, (જે છે) પરેહઝગાર, આદેલ, ખોદાથી મદદ પામેલો, ફતેહમંદ (અને) ફીરોઝી પામેલો, શેહનશાહી તખ્તનો ટેકો, રાજનો સલાહકાર, ગરીબોની પનાહ, તંગીમાં આવેલાઓનું થાનક, આલમાઓનો મુરબ્બી, પરેહજગારોનો દોસ્ત, ઈસલામી ધરમ અને મુસલમાનોનો બચાવનાર, પાદશાહો અને સુલતાનોનો થાંભો, અબુનસ્રનો છોકરો અબુબક્ર, ખોદા જેની જીંદગી લાંબી કરજો! અને જેની પદ્વીમાં વધારો કરજો! અને જેની છાતી ખીલતી કરજો! અને જેના બદલામાં બેવડો વધારો કરજો! કારણ કે તે દુનિયાના મોટા માણસોમાં વખાણ પામેલોછે, અને નેક ખસલતો તેમાં જમાવ થયલીછે.

જેબી કોઈ તેની મેહરબાનગીના છાંયા હેઠલ છે, તેનો ગુનાહ ધર્મિપણું (ગણાય) છે, અને તેનો દુશ્મન દોસ્ત (બને) છે. (તેના) સઘલા ગોલામો અને ખિદમતગારોમાંના દરેકને ચોકસ ખિદમત-ગારી સોંપાયલીછે, જેમાંનો જુજબી ભાગ બજા લાવતાં જો તેઓ ગફલતી અને બેદરકારી કરેછે, તો તેઓ ખચીત (પોતાને) ઠપકા-ભરેલી હાલતમાં અને ધમકીની જગ્યામાં લાવી મેલેછે, સિવાય દર-વેશોનો આએ ટોલો, જેઓને બુજોર્ગોથી પોતાની ઉપર થયલી બક્ષે-સોનો આભાર માનવો લાજમ છે, અને સઘલા લોકો વિષે સારૂં બોલવું અને સારી દુવા ચાહવી (જેઓની) ફરજ છે; અને એવી ખિદમતનું બજા લાવવું (તેવા બુજોર્ગોની) હાજરી કરતાં

ગેરહાજરીમાં વધારે ભલું છે, કારણ કે પેહલ્લું (કામ) ડોલ ઘાલવા બરાબર છે, અને પાછલું ઢોંગથી દુર છે. (દરવેશોની તેવી દુવાએ) ખોદાની મંજુરિયાતની નજદીકીમાં હોજો !

આસમાનની બેવડ થયલી પીઠ ખુશાલીમાં સીધી બની, જ્યારે તાહરા જેવું એક ફરજંદ વખત-માતાએ જણ્યું. જો દુનિયાને પેદા કરનારની કરમ બક્ષેસ (તું જેવા) એક બંદાને આમ લોકોનાં ભલાંને માટે ચુંટી કાહડે તો તે ચોખું ડાહાપણ છે. જે કોઈબી સારે નામે જીવ્યો તેણે હમેશગીની દોલત મેલવી, કારણ કે તેની પાછલ (તેનાં) ભલાં (કામ)નું બ્યાન (તેનું) નામ જીવતું કરેછે. જો ભણેલાઓ તાહરી વખાણ કરે યા નહિ (બી) કરે (તો તેનો શું મુજાકો છે?) એક ખુબસુરત નારના ચેહરાને શણગાર કરનારી ઓરતની જરૂર નથી.[1]

## (પાદશાહની) ખિદમતમાં હાજરી નહિ અપાયા માટેની દરગુજરી, અને એકાંતવાસ અખત્યાર કરવાનું કારણ.

પાદશાહની દરગાહની ખિદમતનાં બંતીપણાંમાં જે તકસીર અને ગફલતી થાયછે તે આને લીધે છે:— હિંદુસ્થાનના ઓલમાઓની એક ટોલી બુઝરચેમેહરની ખુબીઓ વિષે વાત ચલાવતી હતી, અને

૧ બ ઑબ ઓ રંગ ઓ ખૉલ ઓ ખત ચે હૉજત રૂયએ ઝીબૉરૉ (હાફેઝ.)

For loveliness needs not the foreign aid of ornament,
But is, when unadorn'd, adorn'd the most.—(Thomson.)

આખરે આએ તેની એબ સિવાય (બીજી કોઈ પણ) તેઓ કહી શકયા નહિ. (તે એ) કે સખુન બોલવામાં તે ધીરો છે, એટલે કે તે ઘણીજ ઢીલ કરેછે, અને સખુનો તે બોલે ત્યાં સુધી સાંભલનારાઓને ઘણો વખત સુધી થોભવું પડેછે. બુઝરચેમેહરે (આએ વાત) સાંભલી, અને કહ્યું, "હું શું બોલું તે વિષે વિચાર કરવો એ, હું શાને માટે બોલ્યો એ વિષે પસતાવો કર્યા કરતાં બેહતર છે."

તરબિયત પામેલો જુના જમાનાનો બુઢો વકતા (પેહલાં) વિચાર કરેછે, પછે સખુન બોલેછે. વિચાર કર્યા વગર બોલવા ઉપર તું દમ નો કાહડ. નેક બોલ, અગર મોડેથી બોલે તો (તેની) શું ફિકર છે! વિચાર કરજે, અને પછે દમ બહાર કાહડજે, અને લોકો "બસ" બોલે તેની આગમજ બસ કરજે. વાચા–શક્તિને લીધે આદમી હેવાનો કરતાં ચહડતો છે. જો તું અક્કલને અનુસરતું નહિ બોલે તો હેવાન તાહરા કરતાં બેહતર છે.

પાદશાહ, કે જેની ફત્તેહો બુલંદ હોજો, તેની દરબાર કે જે ડાહપણવાલા ધણીઓને જમાવ થવાની જગ્યા છે, અને સાગર પેરે બોહલી સમજ ધરાવનારા ઓલમાઓનું મધ્યબિંદુ છે, ત્યાં અગર ઉમરાવો અને બુજોર્ગોની નજર આગલ જો સખુનો બોલવાની હું હિમ્મત કરૂં, તો તે શોખાઈ કર્યા બરાબર છે, અને હલકો સર સામાન[1] (તેમની) માનવંત હજુરમાં લાવ્યા બરાબર છે. અને એક

૧ આ માટે અસલમાં "બઝાઅતે મુઝજાત" શબ્દો છે તે કોરાન મધે આવેલા યુસફના એહવાલ (પ્રકરણ ૧૨, ૮૮) ઉપરથી સાઅદીએ અતરે ઉછીના લીધેલા જણાય છે. બુસ્તાનની આખેરીએ પણ સાઅદી આજ શબ્દોનો ફરીથી એસારો કરે છે.

કાચનો દાણો ઝવેરીઓનાં બજારમાં એક જવની કીમતનો (પણ ગણાતો) નથી અને ચેરાગ આફતાબની આગળ છાંયો નાખી શકતો નથી, અને અલવંદના પાહડ[1]ની દામનમાં એક બુલંદ મિનારો નાધલો માલમ પડેછે.

જેણી કોઈ કન્યાને માટે પોતાની ગરદન ઉઠાવેછે, તેની ઉપર દુશ્મનો હર તરફથી દોડ્યા આવેછે. સાઅદી નફકરો પડેલોછે. પડેલાની સામને કોઈ લડાઈ ઉઠાવવા આવતું નથી. પેહલાં વિચાર (કરવો) અને પછે બોલવું. પેહલાં પાયો આવેછે, પછે દેવાલ. હું પુલને બનાવનારો છેઉં, પણ એક બાગની અંદર નહિ. હું ખુબસુરત છેઉં, પણ કેનાનમાં નહિ.[2]

લુકમાન હકીમને પુછવામાં આવ્યું, (કે) "તું ડાહપણ કોણથી શિખ્યો?" તેણે કહ્યું, "આંધલાઓથી, કારણ કે જ્યાં સુધી તેઓને

1 "અલવંદ" પાહડ, કે જેને ઘણી વાર "અરવંદ" પણ લખવામાં આવ્યો છે તે યુનાનીઓનો "ઓરોનતીસ" પાહડ હતો એમ જણાય છે. તોરસ પર્વતોની હારને છુટી પાડનારો આ પાહડ છે, જે હાલનાં હમદાન (અસલનાં એકબતાનાં) શેહરની નજદીકામાં છે. જુઓ ઓતેર (Otter) ની "Voyage en Turquie et en Perse" પુ. ૧ લું, સફે ૧૮૧.

2 યુસુફ પોતાની ખુબસુરતી માટે ઘણોજ વખણાયલો હતો. સાઅદી અતરે એટલી બધી નમ્રતા બતાવે છે કે જોકે તે ગમે એટલો ખુબસુરતબી હોય તોપણ કેનાનમાં (કે જ્યાં યુસુફ વસ્તો હતો ત્યાં) તો તે તેવો દાવો કરી શકેજ નહિ. યુસુફ વિષે આ કેતાબનાં પેહલાં પ્રકરણમાં આપણને અવાર નવાર એસારા મલેછે.

જમીન જણાતી નથી ત્યાં સુધી પગ મેલતા નથી." દાખલ થવાની આગમચ બહાર નિકલવાનો રસ્તો તું શોધી રાખ.

* * * * *

જોકે મરઘો લડાઇમાં બાહદુર હોય, તોપણ પિત્તલની ચુંગાલ-વાલા સકરા આગલ તે શું કરી શકે? એક બીલાડી ઉંદરને પકડવામાં વાઘ (જેવી) છે, તોપણ એક ચિત્તાનાં મેદાનમાં તે એક ઉંદર (સરીખી) છે.

તોપણ બુજોર્ગો કે જેઓ (પોતાના) હાથ હેઠલનાઓની એબો ઉપર આંખ વીચામણા કરેછે, અને (પોતાથી) ઉતરતાઓના ગુનાહો ઉંઘાડા પાડવાની કોશેશ કરતા નથી, તેઓના નેક ખવાસના બોહલા વિસ્તાર ઉપર ભરૂસો રાખીને, ટુંક એબારતમાં કેટલાએક અસાધા-રણ બનાવો, અને મિસાલો, અને કવિતાઓ, અને હેકાયતો, અને આગલા પાદશાહોની નેક ખસલતો વિષે કેટલાએક સખુનો મેં આએ કેતાબની અંદર સમાવ્યાછે, અને કીમતી જીંદગીનો થોડાએક ભાગ તેની ઉપર ખરચ્યોછે. ગુલેસ્તાન કેતાબ બનાવવાનું કારણ આ હતું, અને માહરી ફત્તેહ ખોદાની ઉપર છે.

વરશો સુધી આ (માહરી) કવિતા અને લખાણ ટકી રહેશે, (જોકે) માહરી ખાકની રજેરજ દરેક જગે (રખડતી) પડશે.[1] ટુંકામાં (આએ કેતાબ) એક ચિતાર છે, કે જે માહરી પાછલ રહી જશે, કારણ કે જીંદગીની અમર્ગી હું જોતો નથી. કદાચ કોઈ

૧ આબાદ આનેજ મલતો વિચાર સાઅદી પોતાનાં બોસ્તાનમાં પણ એક ઠેકાણે જણાવે છે. જુઓ બોસ્તાનની કલકતાવાલી આવૃત્તિ, સફે ૨૧૧, લીટી ૪.

દાહાડે કોઈ પરેહજગાર શખ્સ માયાથી (હું જેવા) દરવેશોનાં કામ ઉપર દુવા ચાહશે.

(આએ) કેતાબનાં લખાણ અને બાબોની ગોઠવણ ઉપર ઉંડો વિચાર કરવાથી, સખુનોનું ટુંકું બંધન રચવું દરૂસ્ત દિસ્યું, કે જેથી આ રોનકભરેલા બાગને અને (આ) બેહશ્ત મિસાલની ઉંચી વાડીને આઠ દરવાજા ગોઠવાયા. એટલા વાસતે એને ટુંકી કરવામાં આવી કે કંટાલામાં તેનો છેડો આવે નહિ, અને ખોદાએ તેને મેહરબાનીથી પાર ઉતારી. તે મુદત કે જ્યારે માહરો વખત ખુશી ભરેલો હતો, ત્યારે હિજરીનું છસો છપનસું વરશ[1] હતું.

માહરી મોરાદ નસીહત કરવાની હતી. હું બોલ્યો, (અને) ખોદાને મેં (તે) સોંપ્યું, અને હું ચાલતો થયો.



[1] આ વરશ ઇ. સ. ૧૨૫૮ ની મુકાબેલ હતરેછે.



# કેતાબનું સાંકલિયું.









# બાબ પેહલો.

## પાદશાહોની ખસલતમાં.

### હેકાયત ૧ લી.




પાદશાહ વિષે મેં (એવું) સાંભળ્યુંછે કે તેણે એક બંદીવાનને મારી નાખવાની ઇશારત કીધી.[1] બીચારો નાઉમેદીની તે હાલતમાં પોતાની જુબાનમાં પાદશાહને ગાલો દેવા લાગ્યો, અને સખત બોલવા માડ્યું; જેમ કે કેહવાયલું છે (કે) જે (ધણી) કે જાનથી

---

૧ ઉગમણ તરફના મુલકોમાં, તેમાં મુખ્ય કરીને ઇરાનમાં, જેની ઉપર પાદશાહની ઇતરાજી ઉતરી હોય તેને, પાદશાહની તરફથી ઇશારત થતાં, ગલાંમાં ફાંસો નાખીને, અથવા કોઈ તીણાં હથિયાર વડે, મારી નાખવાનો ચાલ હતો.

હાથ ધોયછ, તે જે કંઈ (કે તેનાં) દિલમાં આવેછ તે બોલેછ.[1]

જ્યારે માણસ આજેઝ થાયછ, ત્યારે તેની જુબાન લાંબી થાયછ; જેમકે બીલાડી જો હારેલી થાયછ, તો તે કુતરાની ઉપર કુદકો મારેછ.

જરૂરની વખતે જ્યારે નાહસવાનું બનતું નથી, ત્યારે હાથ તેજી તલવારનું મુઠું ધરે છે.[2]

રાજાએ પુછયું કે "એ શું કેહછ?" વજીરોમાંના એક નેક ખસલતનાએ કહ્યું, "ઓ ખોદાવંદ! એ એમ કેહછ કે, 'તે લોકો કે જેઓ ગુસ્સાને ખાઈ જનાર છે, અને જેઓ માણસોને માફીના બખશનારા છે, તેવા નેક ખસલતનાઓની ઉપર ખોદાનો ચાહ છે.'"[3]

---

૧ સરખાવો

Qui va répondre à Dieu, parle aux hommes sans peur.
(VOLTAIRE, *Tancrède*, Act III, Sc. 4.)

૨ બનેછ જ્યારે માણસ શિકસ્ત ને આજેઝ,
ઝબાન તેની બનેછે લાંબી ને તેઝ,
જેમકે બીલાડી જો હારેલી થાયછ,
તો કુદીને કુતરાપર કિનાથી જાયછ.
બને નહિ નાહસવું જરૂરને જે વખ્ત,
તેઝ શમશેરનું માથું ધરેછ ત્યારે દસ્ત.

(અસલ ફારસી લીટીઓનો જ. ન. પીતીતે કવિતામાં કીધેલો તરજુમો. જુઓ "માહરી મજેહ તથા બીજી કવિતાઓ," સફે ૩૦૦.)

૩ કોરાન, પ્રકરણ ૩ જું, ૧૨૮.

પાદશાહને તેની ઉપર દયા આવી, અને તેનાં ખુનના વિચારથી દરગુજર કીધી. બીજો વજીર જે તેનો વિરોદ્ધી હતો તે બોલ્યો, "હમારા ભાઇબંધોને ઘટારત નથી (કે) પાદશાહોની હજુરમાં રાસ્તી સિવાય (બીજો) સખુન કેહવો. એણે રાજાને ગાલ દીધી, અને નાલાયક બોલ્યો." પાદશાહે આ સખુનથી (પોતાનો) ચેહરો સંકોચાવ્યો[1] અને બોલ્યો, "તેની એ જુઠાઈ, આએ રાસ્તી કે જે તું બોલ્યો તેનાં કરતાં, મહને વધારે પસંદ આવી, કારણ કે તેની મતલબ શુભ ઇચ્છામાં હતી, અને આનો પાયો બદીની અંદર છે. અને દાનાવોએ કહેલું છે (કે) શુભ ઇચ્છામાં આમેજ થયલી જુઠાઈ, ફિત્નો ઉઠાવનારી સચ્ચાઇનાં કરતાં બેહતર છે."[2]

જો શાહ તે કરતો હોય કે જે તેને કોઈ કેહતો હોય, (તો) હેક઼ છે (તેવા કોઇની ઉપર) કે તે ભલાં સિવાય બીજું બોલે.

---

૧ યાને, ભવાં ચહડાવ્યા, ગુસ્સે થયો.

૨ જુઠાઈ જે આપે સુલેહની વધાઈ,
તે બેહતર છે કરતાંને પેલી સચ્ચાઈ,
જે ઉઠાવે ફિત્નો, ને કીનો, લડાઈ.

(અસલ ફારસી વાકયનો જ. ન. પીતીતે કવિતામાં કીધેલો તરજુમો. જુઓ "માહરી મઝેહ તથા બીજી કવિતાઓ," સફે ૨૯૩.)

આએ નુકતો ફરેદુન[1]ના અએવાનના મેહરાબ ઉપર લખેલો હતો:–

"જેહાન, ઓ ભાઈ! કોઇની સાથે રેહતી નથી, (માટે) દિલને જેહાનના પેદા કરનારની અંદર બાંધ, અને (એટલું) બસ (છે.) દુનિયાનાં દ્રવ્ય ઉપર તું ભરૂસો ના રાખ, અને (તેની ઉપર તું) ટેકેલો ના રેહ, કારણ કે તાહરા જેવા ઘણાએક શંખસોની તેણે પરવરેશ કીધીછ, અને મારી નાખ્યાછ. જ્યારે પાક જાન (તનમાંથી બાહેર નિકલી) જવાનો ઇરાદો કરે છે, ત્યારે શું તખતપર મરવું કે શું ખાકની સપાટી[2] ઉપર (એ એકસાન છે.)"[3]

---

૧ પેશદાદિયન વંશનો છઠ્ઠો પાદશાહ, જે ઝોહાકના જુલમી અમલનો અંત લાવી ઇરાનની ગાદીએ ચહડ્યો હતો.

૨ અસલમાં "રૂઇ" શબ્દનો અર્થ "ચેહરો" થાયછે. અંગ્રેજીમાં પણ જમીનની સપાટીને "Face of the earth" કેહવામાં આવેછે.

૩ અસલ બેતોને, તરજુમો કરનારે, નીચે મુજબ, કવિતામાં ગોઠવી છે:–

નથી રહી, ઓ ભાઇ! આ જગત કોઇની સાથ,
દિલ તાહરૂં જેહાનના બનાવનારસે બાંધ;
મુલક જગપર ટેકી, ભરૂસો ના રાખ,
કે પલઇ તું સમ ઘણા મર્યાછ તે હાથ.
જીવ જ્યારે જવાનો કરેછ કસદ,
મરવું છે એક, શું જમીન કે તખત.

## હેકાયત ૨૭.



ખોરાસાન[1]ના રાજાઓમાંના એકે સુલતાન મહમુદ સોબોકતગીન[2]ને તેનાં મરણ પછી સો વરસે સ્વપ્નામાં દીઠો, તે એવી રીતે કે તમામ તેનું તન ગલી ગયલું અને ખાક થયલું હતું, સિવાય તેની આંખો, જે જેવી ને તેવી આંખના ગોખલાઓ[3]માં ફર્યા કરતી હતી, અને તગર તગર જોયા કરતી હતી. સઘલા દાનાવો તે ખુવાબની તાસીરથી આજેજ રહ્યા, સિવાય એક દરવેશ, કે જે તાજીમ તવાજો બજા લાવ્યો, અને બોલ્યો, "હજી સુધી તેની આંખ તગર તગર જોયછે, કારણ કે તેનો મુલક બીજાઓ સોડે છે."

---

૧ અસલનો બેકત્રીયા.

૨ ગઝની વંશનો બીજો સુલતાન, જેણે પોતાના બાપ સોબોકતગીનની પછી ઈ૦ સ૦ ૯૯૭ થી ઈ૦ સ૦ ૧૦૩૦ (હિજરી સને ૩૮૭ થી ૪૨૧) સુધી રાજ ચલાવ્યું હતું. હિંદુસ્થાનનો એક મોટો ભાગ એણે જીતી લીધો હતો. દિલ્લી અને કનોજ જીત્યા બાદ ઈ૦ સ૦ ૧૦૩૦ માં તે મરણ પામ્યો હતો.

૩ અસલમાં "ચશમ-ખાને" શબ્દ આવેલોછે, જેનો અર્થ "આંખોનું ઘર, રેહઠાણ" એવો થાયછે, જેમકે ગુજરાતીમાં "ચશમાનું ઘર" ચશમો મેલવાના દાબડાને માટે વપરાયછે. સરખાવો

And in those holes where eyes did once inhabit.

(SHAKESPEARE.)

ઘણાએક નામવરોને જમીનની હેઠલ દફન કરવામાં આવેલા છે, કે જેઓની હસ્તીની એક (પણ) નિશાન જમીનની સપાટી ઉપર રહી નથી. પેલી બુઢી લાશ, જેને ખાકની હેઠલ સોંપેલી છે, ખાક તેને એવી તો ખાઈ ગઇ(છ) કે તેમાંનું એક હાડકું (બી) રહ્યું નથી. મુબારક નામ નોશેરવાનનું (તેના) ઇનસાફને લીધે હૈયાત છે, જોકે ઘણાં એક વરશ થયાં નોશેરવાન (તો) નથી રહ્યો. અએ ફલાના! (કંઇબી) નેકી કર અને ઉમરને ગનીમત ગણ, તેની આગમજ કે પોકાર ઉઠે કે "ફલાનો નહિ રહ્યો," (યાને, તું.)[1]

[1] સુતાછ ઘણા નામવરો જગની હેઠલ,
નિશાન જેમની ન રહી આ ધરતીપર તલ.
બુઢી તે લાશ જેને સોંપીછ જમીન,
ખાધી તેને જમીને એવી તો સાફ,
કે નામનું એક હાડકુંબી નહિ રહ્યું હાથ.
મુબારક છે નામ નોશેરવાનનું અમર,
ઇનસાફની બરકતથી તાજું ને તર.
ઘણાએકે આવીને દીઠી આ જેહાન,
પણ મેલવ્યું ન કોઇએ નોશેરી માન.
અરે ઓ ભાઇ! કંઇબી નેકી તું કર!
ને ઉમરની ઉપર તું સંતોષ પકડ!
અગાડી તેની કે ઉઠે પોકાર,
કે મોહતના હાથપર તું થયો શેકાર!

(અસલ ફારસી લીટીઓનો જ. ન. પીતીતે કવિતામાં કીધેલો તરજુમો. જુઓ "માહરી મજેહ તથા બીજી કવિતાઓ," સફે ૨૯૪.)

# હેકાયત ૩ જી.



એક પાદશાહજાદા વિષે મેં (એવું) સાંભલ્યુંછ કે, તે ટુંકાં કદનો અને દુબલો હતો, અને તેના બીજા ભાઇઓ ઊંચાં કદના અને સુંદર ચેહરાના હતા. એક વેલા પાદશાહે તેની તરફ ધિક્કાર અને તિરસ્કારથી નજર કીધી. દીકરો તીક્ષણ બુદ્ધિથી અને ચાલાક નજરથી પામી ગયો અને બોલ્યો, "ઓ બાપ! ટુંકાં કદનો દાનાવ, બુલંદ કદના નાદાન કરતાં ચહડતો છે. જેબી કંઇ કદમાં નાહનું હોયછ તે કિંમતમાં ચહડતું હોયછ. જેમકે બકરી પાક છે, અને હાથી નાપાક છે.[1]

"આએ જમીન ઉપરના પાહાડો મધેનો નાહનામાં નાહનો પાહડ તુર[2] છે, તોપણ તેનો મરતબો, બેશક, ખોદાતાલાની

---

૧ અસલ વાકયને, તરજુમો કરનારે, નીચે મુજબ કવિતામાં ગોઠવ્યો છે:—

ગરીબ છે બકરી ને નાધલું છે કદ,
પણ ગણાયછ તે પાક;
હાથી છે મોટો ને માતેલો મસ્ત,
પણ છે તે નાપાક.

૨ અરબસ્તાનની ઊત્તરે આવેલો સીનાઇ પર્વત. એ પાહડને મુસલમાનો બુજોર્ગ એટલા માટે ગણેછે, કે તેનાં મથાલાં ઊપરથી મુસા પેગંબર ખોદાને પોહચ્યો હતો એવો તેમનો એતેકાદ છે.

નજદીક બુજોર્ગ છે.[1]

"(એક) નબલા દાનાવે એક દિવસે એક માતેલા મુરખને કહ્યું (હતું) તે તુંએ સાંભલ્યુંછ, (કે) 'અરબ્બી ઘોડો જોકે નબલો હોય તોપણ તે એક (આખો) તબેલો ભરીને ગધેડાઓ કરતાં બેહતર (છે.)'"[2]

બાપ હસ્યો, અને રાજના સ્થંભો[3]એ (તેનું બોલવું) પસંદ કીધું, અને (તેના) ભાઈઓ ભિતરથી દુખી થયા.

જ્યાં તલક મરદે સખુન નહિ કહ્યો હોય, ત્યાં તલક તેની ખામી અને ખુબી છુપી રહેછ. (એવું) ગુમાન ના રાખ કે

---

૧ આ અસલ વાકયને, તરજુમો કરનારે, નીચે મુજબ કવિતામાં ગોઠવ્યો છે:-

ચોહરી ને પોહલી આ ધરતી ઉપર
નાહનામાં નાહનો છે તુરનો પર્વત,
પણ ખોદાનાં તખતની પાસે બેશક,
બુલંદીથી મલી છે તેને હોરમત.

૨ આ અસલ લીટીઓને, તરજુમો કરનારે, નીચે મુજબ કવિતામાં ગોઠવી છે:-

ઘરડો ને નબલો હોય અરબ્બી અસ્પ,
પણ ગંધર્વનાં ટોલાંથી ચહડતો બેશક
તે ગણાયલો છે.

૩ યાને, ઉમરાવો. સરખાવો

Brave peers of England, pillars of the state.

(SHAKESPEARE.)

દરેક ઝાડી ખાલી છે, બને કે ચિત્તો (તેમાં) ઊંઘાયો હોય.[1]

માહરા સાંભલવામાં આવ્યુંછ કે રાજાને તે અરસામાં એક કરડા દુશ્મને (પોતાનો) દીદાર દેખાડયો.

જ્યારે લશ્કર બંધે બાજુએથી (એકકની) સનમુખ આવ્યું, અને લડવાનો કસદ કીધો, ત્યારે જે પેહલા શખ્સે મેદાનમાં ઘોડો દપતાવ્યો તે પેલો છોકરો હતો, (જે) બોલવા લાગ્યો, "હું તે (શખ્સ) નથી કે લડાઈને દિવસે તું માહરી પીઠને જોય. હું તે (શખ્સ) છું કે જેનું સર તું ખાક અને ખુનની વચ્ચે જોય.[2] જે (શખ્સ) કે લડત કરેછ તે પોતાનાં (જ) લોહી સાથે બાજી

---

૧ અસલ લીટીઓને, તરજુમો કરનારે, નીચે મુજબ કવિતામાં ગોઠવી છે:—

બોલતો ન જ્યાં તક શખ્શને મરદ,
છુપેલી રહેછ તેની એબ ને હુનર;
ઝાડી છે ખાલી એમ ના રાખ ગુમાન,
બને કે ચિત્તાનું તે હોય મકાન.

૨ રીત માહરી નથી કે પીઠને માહરી
એ પગાર નાહસતી તું પાછળથી જોય;
રીત માહરી એ છે, કે માહરૂં આ સર
જોય તું કપાઇ પડતું ધરતી ઉપર.

(અસલ ફારસી લીટીઓનો જ. ન. પીતીતે કવિતામાં કીધેલો તરજુમો. જુઓ "માહરી મંજલ તથા બીજી કવિતાઓ," સફે ૨૯૬.)

ખેલેછ; (પણ) લડાઇને દિવસે જે (શખ્સ) નાહસી જાયછ, તે એક (આખાં) લશ્કરનાં ખુન સાથે (બાજી ખેલેછ.)"

એમ તે બોલ્યો, અને દુશ્મનના સિપાહો ઉપર હુમલો કીધો, અને કસાયલા લડવૈયાઓમાંથી કેટલાકને ફેંકી દીધા. જ્યારે બાપની પાસે તે પાછો આવ્યો, ત્યારે તેણે ખિદમતની જમીન ચુંમી, અને બોલ્યો, "ઓ તું! કે જેને માહરૂં બદન નબલું દિસ્યું, માતેલાં કદને તું હુનર ના વિચારતો. લડાઇને દિવસે પતલી કમરનો ઘોડો કામ આવેછ, નહિ કે ફ્રરબેહ (બદનની) ગાય."

કેહવાયલું છે કે દુશ્મનનું લશ્કર અસંખ્ય હતું, અને આ (લોકો) થોડા (હતા.) લશ્કરની એક ટુકડીએ નાહસવાનો ઈરાદો કીધો. છોકરાએ પોકાર માર્યો અને કહ્યું, "ઓ મરદો! કોશેશ કરો કે જેથી ઓરતનાં કપડાં તમો નહિ પેહરો." સવારોને તેના બોલવાથી હિમ્મત વધી, અને એકી વખતે હુમલો કીધો. મેં (એવું) સાંભલ્યુંછ કે તેજ દિવસે દુશ્મનની ઉપર તેઓ ફતેહ પામ્યા. પાદશાહે તેનો ચેહરો અને આંખ ચુંમી, અને કોટી કીધી, અને દરરોજ વધતાં જતાં હેતથી તેની તરફ જોવા લાગ્યો, તે ત્યાં સુધી કે તેણે (તેને) પોતાનો ગાદીવારસ કીધો. તેના ભાઈઓ અદેખાઈ લાવ્યા, અને તેના ખોરાકમાં ઝેર ભેલ્યું. તેની બેહને ઝરૂખા ઉપરથી (તે) દીઠું, અને બારીને એકઠ ઉપર

અફાળી. છોકરો તીક્ષણ બુદ્ધિથી પામી ગયો, અને હાથ ખોરાકથી પાછો ખાંચ્યો, અને બોલ્યો, "(આએ) અશકય છે કે હુનરમંદો મરણ પામે, અને બેહુનરો તેઓની જગ્યા લેય."

"ઘુવડના છાંયાની હેઠલ કોઈ નહિ આવશે, જોકે હોમા જેહાનથી નાબુદ થઈ જાય."[૧]

બાપને આએ વાતથી જાણીતો કરવામાં આવ્યો. તેણે તેના ભાઈઓને બોલાવ્યા, અને વાજબી રીતે કાન-ચીમેટી કીધી. પછી દરેકને માટે (તેણે પોતાના) મુલકોના દૂરના ભાગોમાંથી હિસ્સા નક્કી કીધા, (કે) જેથી ફિત્નો બેસી ગયો, અને કજ્યો ટલ્યો. કારણ કે કેહવાયલું છે (કે) દસ દરવેશો એક કામલીપર સુઈ શકે છે, પણ બે પાદશાહ એક મુલકમાં સમાઈ શકતા નથી.[૨]

---

૧ અસલ ફારસી લીટીઓને, તરજુમો કરનારે, નીચે મુજબ કવિતામાં ગોઠવી છે:—

જવા કોણ ઘુવડના છાંયામાં ચાહે,
જોકે હોમા જગથી અનદીઠું થાય.

એવો વેહમ છે કે હોમા પક્ષીનો છાંયો જેની ઉપર પડે છે તે પાદશાહી દરજ્જે પોંહચે છે.

૨ Two stars keep not their motion in one sphere;
Nor can one England brook a double reign
Of Harry Percy and the Prince of Wales.

(SHAKESPEARE, *King Henry IV.*)

એક ખોદાનો લાલ જો અરધું નાન ખાતો હોયછ તો તે બીજું અરધું દરવેશોને બક્ષી દેયછ; (એક) પાદશાહ અગર સાતે ખંડને જીતી લેયછ, તોપણ એક બીજા ખંડ માટે તેવાજ વિચારમાં હોયછ.[૧]

૧ અરધું એક નાન ખરો ધર્મી જો ખાય,
તો અરધું બીજું તેથી પારકાને જાય;
જીતી લેય શાહ અગર ખંડોને સાત,
પણ ઇચ્છે તે બીજો એક લાવવાને હાથ.

(અસલ ફારસી લીટીઓનો જ. ન. પીતીતે કવિતામાં કીધેલો તરજુમો. જુઓ "માહરી મજેહ તથા બીજી કવિતાઓ," સફે ૩૦૨.)



## હેકાયત ૪ થી.

અરબ ચોરોની એક ટોળી, એક પાહડનાં મથાલાં ઉપર ધામો નાખી બેઠી હતી, અને (તેઓએ) વંજારોનો રસ્તો બંધ કીધો હતો. શેહરોની રૈયતે તેઓનાં મક્કરોથી ધાસતી ખાધી હતી, અને સુલતાનનું લશ્કર હાર ખાઈ ગયું હતું, કારણ કે પાહડને મથાલે એક અજીત મથક તેઓએ હાથ કીધું હતું, અને પોતાનાં રેહડાણની અને બચાવની જગ્યા (ત્યાં) કીધેલી હતી. તે તરફના મુલકોના હાકેમોએ, તેઓની પીડા દૂર કરવા માટે મસલત કીધી, કે જો આએ ટોળી આવીજ રીતે થોડો વખત કાયમ રહી, તો (પછી) તેઓની સામા થવું અશક્ય થઈ પડશે.

એક ઝાડ, કે જેણે તરતનો (જ) પગ ધરેલો છે, તે એક (જ) શખ્સનાં કુવ્વતથી (તેની) જગ્યાથી બહાર કાહડી શકાયછ, પણ જો (તેને) જેવું ને તેવું થોડો વાર તુંએ રેહવા દીધું, તો (એક) ચક્કરથી પણ તેને તું મૂલમાંથી ઉખેડી શકશે નહિ. (એક) નાલાંનું મુખ કદાચ (એક) પાવડાથી અટકાવી શકાય, (પણ) જ્યારે તે (પાણીથી) પુર થાયછ ત્યારે તેને

(એક) હાથી ઉપર (બેસીને) પણ ઓલંગી શકાતું નથી.[1]

ઠેરાવ એમ મુકરર થયો, કે એક જનને તેઓએ તેમની શોધમાં મોકલ્યો, અને તક જોતા રહ્યા. એક વખતે જ્યારે તેઓ એક ટોલીની પુઠે લાગ્યા હતા, અને (તેઓનું) મકાન ખાલી પડેલું હતું, ત્યારે હાદેસા દીઠેલા અને જંગની અજમાયશવાલા થોડાએક મરદોને તેઓએ મોકલ્યા, જેઓ પાહડની કઢણમાં છુપ્યા રહ્યા. સંધ્યાકાળે જ્યારે ચોરો સફર કરીને અને લુટ લઇને પાછા આવ્યા, ત્યારે તેઓએ લુટનો માલ ઉતાર્યો, અને તનથી હથિયારને છોડ્યાં. પેહલો દુશ્મન, જે તેઓનાં સર ઉપર હુમલો લાવ્યો, તે ઉંઘ હતી. જેવી એક પોહર રાત ગુજરી, (અને) ખોરશેદનો ગોલો અંધારાંમાં ગયો—(જેમ) જોનસ માછલીનાં મુખમાં ગયો (તેમ)—તેવાજ દેલાવર મરદો છુપી જગ્યાથી બહાર કુદી પડયા, અને એકએકના હાથને ખભાં ઉપર બાંધી લીધા. સહવાર પડતાં સઘલાઓને

---

૧ ધર્યો હોય ઝાડે જો તરતનોજ પગ,
તો મરદ છે એક તેને ઉખેડવા બસ;
પણ થોડો વાર રહી તેની જમીનમાં જડ,
તો સંચોળી તોડવા છે મેખ તેની રદ.
પથરો એક અટકાવે નાલાંનું મુખ,
પણ આવી જો પુર તો તેની સનમુખ,
ઉડાવે જો હાથીણી પોતાનું કદ,
તો વટાવા નહિ પામે તે તેની હદ.

(અસલ ફારસી લીટીઓનો જ. ન. પીતીતે કવિતામાં કીધેલો તરજુમો. જુઓ "માહરી મજેહ તથા બીજી કવિતાઓ," સફે ૩૦૨.)

રાજાની દરબારમાં હાજર કીધા. રાજાએ સઘલાઓને મારી નાખવાની ઈશારત કીધી. એવું બન્યું કે તેઓની માંહે એક જવાન હતો, કે જેની જવાનીની શરૂઆતનો મેવો તરતનોજ પાકપર ચહડ્યો હતો, અને તેના ગાલની વાડીનો સબજો તરતનોજ ફુટેલો હતો.[1] વજીરોમાંના એકે રાજાનાં તખતના પૈયાને[2] બોસો દીધો, અને સિફારશનો ચેહેરો જમીનની ઉપર મેહલ્યો, અને બોલ્યો, "આએ છોકરાએ હજી જીંદગાનીના બાગમાંથી ફલ ખાધું નથી, અને જવાનીના જોબનથી ફાયદો મેલવ્યો નથી. (તમો) ખોદાવંદની સખાવત અને સારી ખસલતથી ઉમેદ (માહરી) એ છે, કે તેનો જાન બખશીને હું બંદા ઉપર અહેસાન કરો." રાજાએ આએ સખુનથી (પોતાનો) ચેહરો સંકોચાવ્યો, અને તે તેના બુલંદ વિચારને મલતું આવ્યું નહિ, અને બોલ્યો "જેની કે બુન્યાદ બદ છે, તે નેક માણસોનો પડછા મેલવી શકતો નથી, (યાને, તેમની અસર તેમાં ઉતરી શકતી નથી.)[3]

---

૧ યાને, તેના ગાલ ઉપર બાલ તરતનાજ ફુટેલા હતા.

૨ અંગ્રેજીમાં પણ તખતના હેઠલના ભાગને The foot of the throne કેહવામાં આવે છે.

૩ The children of a sturdy thief, if taken from him at birth and reared by honest men, would, doubtless, have to contend against a strongly dishonest inclination.—(The Rev. Henry Ward Beecher, *Lectures to Young Men.*)

નાલાયકને તરબિયત (આપવી, એ) ગુંબજની ઉપર અખરોટ (મુકવા) સરખું છે.[1]

એઓના ફેસાદની નસલ નાબુદ કરવી બેહતર છે, અને એઓની જાતની જડમૂલ ઉખેડી કાહડવી (એ) ખરેજ ડાહપણ ભરેલું કામ છે; કારણ કે આતશને બુજાવી નાખવો, અને ચિણગારીને રેહવા દેવી, અને અઝદાહને મારી નાખવો, અને (તેનાં) બચ્ચાંને સાચવી રાખવું, (એ) ડાહ્યાઓનું કામ નથી.

વાદલ અગર આબે હૈયાત વરસાવે, (પણ) કદીબી નેતરની શાખથી તું ફલ ચાખવાનો નથી. હલકાં માણસ સાથે તું (તાહરો) વખત ના ગુમાવ, કારણ કે ચટાઈ બનાવવાની નેતરથી તું શાકર ચાખવાનો નથી."[2]

---

૧ પરભા ને અંધકાર ન રેહે સંગ કદી,
ઓરત છે ગુંબજ ને ગનેઆન દડી;
દડી નહિ ઠરે ગોલ ગુંબજપર.—(મનસુખ.)

૨ સદા નાખે વાદલ જો અમ્રૂતી જલ,
પણ ઊગવાનાં નહિ તેથી નેતરને ફલ.
બુરાની સંગતમાં નો કાહડ વખત,
કે ચટાઇનો વાંસો ન આપે શકર.

(અસલ ફારસી લીટીઓનો જ. ન. પીતીતે કવિતામાં કીધેલો તરજુમો, જુઓ "માહરી મજેહ તથા બીજી કવિતાઓ," સફે ૨૯૦.)

વાંસ નહિ આપે શેરડીનો મિઠાસ,
નહિ રાખવી વરૂથી ખુબીની આશ.—(મનસુખ.)

વજીરે જ્યારે આએ સખુન સાંભલ્યા, ત્યારે તેણે ચાર–નાચાર (તે) પસંદ રાખ્યા, અને પાદશાહની અક્કલની ખુબી ઉપર આફ્રીન કીધી, અને બોલ્યો, "(તમો) ખોદાવંદ—કે જેમનો મુલક સદા કાયમ રેહજો !—જે ફરમાવો છો તે તદન વાજબી છે, અને તે નહિ જવાબ દેવાઈ શકાય એવું સિદ્ધાંત છે, પણ ખરી વાત એ છે કે જો તે બદ લોકોના સંબંધમાં ઉછરે, તો તે તેઓની ખસલત પકડે, અને તેઓમાંનો એક થાય, પણ બંદો ઉમેદવાર છે કે નેક લોકોની સોબતમાં તે તરબિયત પામે, અને ડાહ્યાઓની ચાલ પકડે, કારણ કે હજી તો તે (એક) બચ્ચું છે, અને બલવાખોરોની ખસલત, અને તે ટોલીની હઠીલાઈ, તેનાં દિલમાં મક્કમ થયલી નથી; અને દંતકથામાં છે (કે) 'જેબી જન્મ પામે છે તે મુસલમાની ધર્મ તરફ વલણ લઈને જન્મ પામેછે, ત્યાર પછી તેનાં માબાપો તેને એક યાહૂદિ, અથવા તો એક ખ્રિસ્તી, અથવા તો એક મેંજુસ (યાને, માજુસી) બનાવે છે.'

"નુહનો છોકરો બદ લોકોની સાથે બેઠો, તેથી તેનું પેગંબરીનું ખાનદાન ગુમ થયું, (અને) ગોફાના (પેલા) ધણીઓના[1]

---

૧ એફીસસના કેટલાએક જુવાન્યાઓને વિષે એવું કેહછ, કે દીસ્યસ શેહનશાહના જુલમથી કંટાલીને તેઓ એક ગોફામાં ભરાઈ બેઠા હતા. ત્યાં તેઓ 'થીઓડોસ્યસ ધી યંગર'નાં રાજ સુધી, યાને, દોહડસોથી ઉપર વરસ તલક, ઊંઘાઈ રહ્યા હતા. આ જુવાન્યાઓની સંખ્યા વિષે તફેકુર મત છે. કેટલાકોના કેહવા મુજબ તેઓ સાત હતા, અને બીજાઓના કેહવા મુજબ તેઓ પાંચ અથવા તો ત્રણ હતા.

(જૉન. ટી. પ્લૅટસ.)

કુતરાએ થોડાએક દિવસ સુધી નેક માણસોની પુઠ પકડી, તો તે માણસ થયો."[1]

આવી રીતે તે બોલ્યો, અને રાજાના દરબારીઓમાંની એક ટોલીએ (તેની) સિફારશ કરવામાં તેને મદદ કીધી, જેથી રાજાએ તેનાં ખુનના વિચારથી દરગુજર કીધી, અને બોલ્યો, "મેં માફ કીધું, જોકે હું એમાં સારૂં (સેવટ) જોતો નથી. જાલે રૂસ્તમ પેહલવાનને શું કહ્યું (હતું) તે તું જાણેછ, (કે) 'દુશ્મનને નબલો અને લાચાર ગણવો જોઈતો નથી? ઘણીવાર હમોએ દીઠું છે, કે એક નાધલા ઝરાનાં મુખમાંથી (નિકલતું) પાણી જ્યારે વધેછે, ત્યારે ઉંઠ અને (તે પર લાધેલો) બોજો (પણ) તે ઘસડી જાયછ.'"

ટુંકામાં, છોકરાને લાડમાં અને દોલતમાં ઉછેર્યો, અને (એક) ભણેલા ઉસ્તાદને તેની તરબિયતને માટે મુકરર કીધો, જેથી તકરાર કરવાની, અને જવાબને રદ કરવાની ચાલાકી, અને પાદશાહોની ખિદમત (માટે)ની સઘલી અદબઅદા તે શિખ્યો, અને તે (છોકરો) સઘલાઓની નજરમાં પસંદ પડતો આવ્યો. એક વાર વજીરે તેના સારા ગુણો વિષે સુલતાનની હજુરમાં કાંઇ સેહજ કેહવા માંડ્યું, કે "દાનાવોની કેલવણીએ તેની અંદર અસર કીધી છે, અને અસલી નાદાની તેની પેશાનીથી બહાર

૧ જુઓ કોરાન, બાબ ૧૮ મો.

કહડાયલી છે,[1] અને અક્કલમંદોની ખાસિયત તેણે લીધેલી છે." રાજાને આએ સખુનથી હસવું આવ્યું, અને તે બોલ્યો, "તુંને હમારાં દુધથી પોશણ મલ્યું છે, અને હમારી વચ્ચે તું ઉઘર્યોછે, ત્યારે તુંને કોણે કહ્યું કે તું એક વરૂનું બચ્ચું છે? જ્યારે જાતિ ખવાસ ભુંડાઇનોજ હોયછે, ત્યારે શિખવનારની તાલીમ કાંઈપણ કારગત લાગતી નથી. સેવટે વરૂ બચ્ચો વરૂજ થવાનો, જોકે તે આદમીઓ સાથે મોટો થાય."

આની ઉપર બે સાલ ગુજર્યાં. મોહલ્લામાંના બદમાશોની એક ટોલી તેની સાથે મલી ગઈ, અને દોસ્તીનો ગાંઠ બાંધ્યો, જેથી તક સાંધીને વજીરને તેના બંધે છોકરાઓની સાથે તેણે મારી નાખ્યા,[2] અને બેશુમાર દોલત લઇ ગયો, અને ચોરોના ગોફામાં બાપની જગ્યાએ બેઠો, અને બલવાખોર થયો. રાજાએ અચરતીનો હાથ દાંતમાં પકડયો, અને બોલ્યો, "ખરાબ લોહડાંમાંથી સારી શમશેર કોઈ કેમ કરી શકે? નાલાયક, કેલવણીથી લાયક થઇ શકતો નથી, ઓ દાનાવ મરદ! વરસાદ કે જેના ખવાસની ગુણીમાં (કશો) ફરક

૧ માણસના ભુંડા યા ભલા વિચારો પ્રમાણે, તેના ચેહરા ઉપર ભુંડી યા ભલી નિશાનનો છાપ પડે છે, એવું મુખ-લક્ષણવિદ્યાથી સિદ્ધ થએલું છે.

૨ Save a thief from the gallows, and he'll be the first shall cut your throat. (અંગ્રેજી કેહવત.)

(પડતો) નથી, (તેનેથી) બાગમાં ગુલલાલા ઉગેછે, અને ખારી જમીનમાં કાંટા.[1]

---

1 બુડી શમશેર મેલવે શી રીતે આબ,
જો સાંધામાં હોય તેના લોહડું ખરાબ ?
નાલાયક, કેલવાયલો ન થાય, ઓ દાનાવ !
તરે કેમ પાણીપર પથ્થરનું નાવ ?
એકજ છે વરસાદનો મિઠ્ઠો ખવાસ,
સરખો તે ઉતરેછે સઘલી પેદાશ,
પણ ઉગેછે બાગમાં ગુલલાલા રંગીન,
ને કાંટાઓ ઉગેછે ખારની જમીન.

(અસલ ફારસી લીટીઓનો જ. ન પીતીતે કવિતામાં કીધેલો તરજુમો, જુઓ "માહરી મજેહ તથા બીજી કવિતાઓ," સફે ૨૯૧.)



## હેકાયત ૫ મી.



ઉગલુમશ[1]ના મેહલના દરવાજા ઉપર એક લશ્કરી સરદારના દીકરાને મેં દીઠો, કે જે અક્કલ અને શાહણપણ, અને સમજ અને તીક્ષણ બુદ્ધિ, તારીફ નહિ કરી શકાય એવી ધરાવતો હતો. બચપણના વખતથીજ બુજોર્ગીની નિશાનો તેનાં કપાલ ઉપર જાહેર થયલી હતી, અને બુદ્ધિની રોશનીનો ચલકાટ તેનાં કપાલની ઉપર પ્રગટ થયલો હતો.

---

૧ આ રાજકર્તા કોણ હતો તે માટે જુદા જુદા લખનારાઓ એકમત હોય એમ માલમ પડતું નથી. મીરખોંદની ખારેઝમના સુલતાનોની તવારીખ મુજબ તે જેબલ યાને ઇરાની ઇરાકનો પાદશાહ હતો કે જે હિજરી સને ૬૧૨ (ઇ૦ સ૦ ૧૨૧૫-૧૬) માં ગાદીએ આવ્યો હતો, અને એ વરસ પછી એક ભાડુતી ખુનીના હાથ ઉપર ભોગ થઈ પડયો હતો. બીજા કેટલાક લખનારાઓ તેને જંગીઝખાનની ઓલાદથી ઉતરી આવેલો માને છે, કે જેણે સાઅદીનાજ જમાનામાં, હિજરી સને ૬૫૬ ને આસરે, તુર્કસ્તાનમાં રાજ કીધું હતું. સર ગ્યોર્જ ઉઝલી પોતાની "Biographical Notices of Persian Poets" વાલી કેતાબમાં (સફે, ૧૦) તેને દિલ્લીના કોઈ પથાન અથવા અફઘાન રાજકર્તા તરીકે ઓલખાવે છે, જ્યારે ઇસ્તવીક, ગુલેસ્તાનના પોતાના તરજુમા મધે, (સફે ૪૮, નોત *a*) તેને પ્રખ્યાત સરદાર જંગીઝખાનના એક દીકરા તરીકે જણાવે છે.

તેના ચેહરા ઉપર હુશિયારીને લીધે બુલંદીનો સેતારો ઝલકતો હતો.

ટુંકાંમાં, સુલતાનની નજરમાં તે પસંદ પડતો આવ્યો, કારણ કે ચેહરાની ખૂબસૂરતી અને બાતેનની સંપૂર્ણતા તે ધરાવતો હતો, અને ડાહ્યાઓએ કહેલું છે (કે) તવંગરી દિલથી છે, નહિ કે માલથી, અને બુજોર્ગી અક્કલથી છે, નહિ કે સાલથી. એક છોકરો કે જે અક્કલથી બુઢો છે તે ડાહપણવાલા ધણીઓની નજદીક મોટો છે. (તેના) ભાઇબંધો તેના મરતબાની ઉપર હસદ લેઈ ગયા, અને બેવફાઈનું એક કામ કરવાનું તોહમત તેની ઉપર મેલ્યું, અને તેને મારી નખાવવા બિનઅર્થની કોશેશ કરવા લાગ્યા.

જો દોસ્ત મેહરબાન હોય તો દુશ્મન શું કરી શકે?

રાજાએ પુછ્યું કે, "તાહરા બાબમાં એઓની દુશ્મનીનું કારણ શું છે?" તેણે કહ્યું, "આપ ખોદાવંદ—કે જેમનો મુલક સદા કાયમ રેહજો!—ની દોલતના સાયા હેઠલ સઘલાઓને મેં રાજી કીધા, સિવાય હસદખોરાને, કે જે માહરી ચહડતીના પડવા સિવાય રાજી થનાર નથી. આપ ખુદાવંદનાં રાજનું એકબાલ સદા કાયમ રેહજો!

"માહરાંમાં એવી શકિત છે કે કોઇનું જીગર હું દુખી નહિ કરૂં, (પણ) અદેખાને શું કરૂં કે જે (પોતેજ) પોતાથી રંજમાં (પડેલો) છે? તું મરણ પામ કે તાહરો છુટકારો થાય, ઓ હસદખોરા! કારણ કે આએ (તાહરી અદેખાઈ) એક

રંજ (સરખી) છે, કે જેની આપદાથી મોહત સિવાય તું છુટી શકનાર નથી.

"ભાગ્યશાલીઓની દોલત અને મરતબાનું પડી ભાગવું બદબખ્તો આતુરતાથી ચાહે છે. જો વનવાગલાંની આંખ દિવસે જોઈ શકતી નથી, તો (તેમાં) આફ્તાબના ચશમાનો શું ગુનાહ? ખરૂં પુછો તો આફ્તાબ સિહા થાય તેના થાને આવી હજાર આંખો આંધલી (રહેલી) ભલી."



## હેકાયત ૬ થી.



ઇરાની પાદશાહોમાંના એકને માટે (એવી) વાત કહેછે, કે જુલમનો હાથ રૈયતના માલની ઉપર તેણે લંબાવ્યો હતો, અને જોર અને આજાબ શરૂ કીધો હતો, તે એટલી હદ સુધી કે તેના જુલમના દાવ પેચથી લોકો જીવપર આવ્યાં હતાં, અને તેના જુલમાતના સંકટને લીધે (તેઓએ) પારકાં દેશની રાહ ધરી હતી. જ્યારે રૈયત કમ થઈ, અને રાજની આવકને નુકસાન પોંહતું, ત્યારે તીજોરી ખાલી થઇ, અને દુશ્મનોએ દરેક બાજુએથી જોર ચલાવ્યું.

જે (ધણી) કે મુસીબતને દાહડે (કોઈ) દાદને પોંહચનારો ચાહતો હોય, (તેને) કેહ કે સલામતીના વખતમાં ઉદારતાની કોશેશ કર. કાનમાં કડી પેહરેલા[1] ગોલામને જો તું નહિ નવાજે, તો તે (પણ) જતો રેહશે.[2]

---

૧ જેમ અસલી રોમનો અને યાહૂદિઓમાં, તેમજ ઉગમણ તરફની પ્રજાઓમાં, ગોલામગીરીની નિશાન તરીકે, કાનમાં કડી પેહરાવવાનો ચાલ હતો તે વિષેનો અતરે એસારો છે.

૨ સાઅદી પોતાનાં "બોસ્તાન"માં પણ એક ઠેકાણે એવોજ વિચાર દર્શાવેછે કે "અગર તું તારા મિત્રોને માટે કાલજી નહિ ધરાવશે તો તાહરા સોબતીઓ પણ તાહરેથી એક ફરસંગ દૂર નાહસશે."

મેહરબાની કર, મેહરબાની, કે બેગાનોબી કાનમાં કડી પેહરેલો થાય.[1]

એકવાર તેની દરબારમાં ઝોહાકની સલતનતનાં પડી ભાગવા અને ફરેદુનનાં રાજ વિષે, શાહનામાની કેતાબમાંથી વાંચતા હતા. વજીરે રાજાને પુછયું કે, "ફરેદુન દોલત અને દબદબો નહિ ધરાવતો હતો તો કેવી રીતે તેની ઉપર રાજ મુકરર થયું?" તેણે જવાબ દીધો (કે) "જેમ તેં (હમણા) સાંભલ્યું તેમ ખલક તેની સાથે ચીવટાઇથી ભેગી થઇ, અને (તેને) મદદ કીધી, તેથી તેને પાદશાહી મલી." વજીરે કહ્યું, "ઓ પાદશાહ! જ્યારે ખલકનું ભેગું થવું પાદશાહીનો સબબ છે, ત્યારે તું ખલકને શાને વાસતે પરેશાન કરેછ, સિવાય કે તુંને પાદશાહી કરવાનો ઇરાદો નહિ હોય?

"આએજ બેહતર છે કે લશ્કરને તું જાનથી પાલે, કારણ કે લશ્કરથી(જ) સુલતાન સરદારી કરેછ."[2]

---

૧ આ લીટી મધેનો વિચાર ખલીફ અલીની નીચલી કેહતી સાથે અજબ તેવું સરખાપણું ધરાવે છે: "મેહરબાનગી ભરેલાં કામોથી છુટાપણું ભાગવનાર એક માણસને પણ ગુલામ બનાવી શકાય છે."

૨ અસલ ફારસી લીટીઓને તરજુમો કરનારે, નીચે મુજબ, કવિતામાં ગોઠવી છે:—

બેહતર છે એજ કે તું ભરે જીગર,
બાલક પેરે ઉછારે તાહરૂં લશ્કર;
કે કેરેછ લશ્કરથી સરદારી સુલતાન,
બિન લશ્કરે થાય તેનો હાલ પરેશાન.



૭

રાજાએ કહ્યું, "સિપાહ અને રૈયતનાં એકઠાં આવવાનો સબબ શું છે?" તેણે કહ્યું, "પાદશાહને માયા (કરવી) ઘટેછે, કે જેથી લોકો તેની આસપાસ ભેગા થાય, અને (તેને) રેહમ (કરવી) ઘટે છે, કે જેથી તેનાં રાજ્યના છાંયા હેઠલ તેઓ નચિંત બેસે. પણ તાહરી સોડે તો એ બંધેમાંનું એક (પણ) નથી.

જુલમનો પેશો કરનાર (કદી) સુલતાની કરી શકતો નથી,[1] કારણકે વરૂથી ગોવાલ્યાપણું થઈ શકતું નથી. જે પાદશાહે જુલમનો પાયો નાખ્યો, તેણે પોતાના(જ) મુલકની દેવાલનો પાયો ખણ્યો (એમ સમજવું)."

રાજાને નસીહત કરનાર વજીરની શિખામણ (પોતાના) ખવાસને પસંદ પડતી આવી નહિ. તેણે આ સખુનથી (પોતાનો) ચેહરો સંકોચાવ્યો, અને તેને કેદખાને મોકલ્યો. એની ઉપર ઘણો વખત નહિ ગયો કે સુલતાનના કાકાના છોકરાઓ લડાઇ કરવા માટે ઉઠી ઉભા થયા, અને (પોતાના) બાપનો મુલક માંગ્યો. એક ટોલી કે જે તે (પાદશાહ)ના જુલમના હાથથી જીવપર આવેલી હતી, અને પરેશાન થયલી હતી, તે તેઓની સાથે મલી ગઇ, અને (તેમની) કુમક કીધી, જેથી તેના કબજામાંથી મુલક જતો રહ્યો અને આ લોકોની ઉપર મુકરર થયો.

૧ અસલ ફારસી લીટીઓને તરજુમો કરનારે, નીચે મુજબ, કવિતામાં ગોઠવી છે:–

ગણ્યો જેણે જુલમનો પેશો રવા,
સુલતાની તે નહિ કરી શકશે કદા.

જે પાદશાહ (પોતાના) હાથ હેઠલનાઓ ઉપર જુલમને રવા ગણેછ, તેનો દોસ્તદાર (પણ) મુસીબતને દાહડે (એક) જોરાવર દુશ્મન થઇ પડેછ. રૈયતની સાથે સુલેહ કર, અને દુશ્મનની જંગથી નિરાંત બેસ, કારણ કે અદલ શેહનશાહને રૈયત (એજ) લશકર છે.



## હેકાયત ૭ મી.

એક પાદશાહ એક ઇરાની ગોલામની સાથે એક વહાનમાં બેઠો હતો, પણ ગોલામે કોઇવાર દરિયો જોયલો નહિ હતો, અને વહાનની પીડાની અજમાયશ મેલવી નહિ હતી, (તેથી) તેણે રડવું અને પોકારવું જારી કીધું, અને તેનાં બદનપર ધ્રુજરી ચાલુ થઇ. ગમે એટલીબી (તેને) ધીરજ આપવામાં આવી, પણ તેણે શાંતી પકડી નહિ. રાજાને મોજ મજાહ તેને લીધે કડવી થઇ પડી, (અને કાંઇ પણ) ઉપાય સુજ્યો નહિ. એક અક્કલમંદ તે વાહનની ઉપર હતો, તેણે રાજાને કહ્યું (કે) "જો હોકમ આપો તો હું એને એક રીતે મુગો કરી શકું." (પાદશાહે) કહ્યું, "અતિશ્ય મેહરબાની અને બખ્શેસ થશે." (જે ઉપરથી પેલા અક્કલમંદે) હોકમ આપ્યો, તેથી ગોલામને દરિયામાં ફેંકી દીધો. કેટલોક વાર તેણે ગોટાં ખાધાં, પછે તેઓએ તેના બાલ પકડ્યા અને (તેને) વહાનની નજદીક લાવ્યા. તે વહાનનાં સુકાન ઉપર બંધે હાથોએ ટીંગાયો.

જ્યારે (એવી રીતે) એક કલાક ગુજર્યો, ત્યારે તે એક ખુણાંમાં (જઈ) બેઠો, અને શાંત થયો. રાજાને (આ) પસંદ પડતું આવ્યું, અને કહ્યું (કે) "આમાં શી હિકમત હતી?" તેણે કહ્યું, "ડુબી જવાની આફત તેણે પ્રથમ અજમાવેલી નહિ હતી, અને વહાનની સલામતીની કદર તેણે જાણેલી નહિ હતી." એજ પ્રમાણે સુખની કદર તેજ જાણેછ કે જે મુસીબતમાં ગિરફતાર થાયછ.

ઓ ધરાયલા! તુંને જવનું નાન ખુશ લાગતું નથી, (પણ) જે તાહરી નજરમાં કદરૂપી છે તે(જ) માહરી માશુક છે. બેહશ્તની પરીઓને હમેશગ્યાન દોજખ છે, (પણ) દોજખીઓને પુછ, (અને તેઓ કેહશે) કે હમેશગ્યાન બેહસ્ત છે.

જેનો યાર તેની ગોદમાં છે તેની વચ્ચે, અને જેની ઇનતેજારીની બંધે આંખો દરવાજાની ઉપર છે તેની વચ્ચે, ફરક છે.



# હેકાયત ૮ મી.

હેરમઝદને લોકોએ કહ્યું કે, "(તાહરા) બાપના વજીરોથી તેં શું તકસીર જોઇ કે તેઓને તેં કેદખાનું ફરમાવ્યું?" તેણે કહ્યું, "તેઓનો કંઇબી ગુનાહ માહરા જાણવામાં નથી આવ્યો, તોપણ મેં જોયું કે માહરી ધાસ્તી તેઓનાં દિલમાં બેહદ છે, અને માહરા વચનની ઉપર તેઓ જોઈએ એટલો ભરૂસો રાખતા નથી, (માટે) હું બીધો કે તેઓ, પોતાની નુકસાનીની ધાસ્તીથી, (રખેને) મહને હલાક કરવાનો ઇરાદો કરે. તેથી ડાહ્યાઓના સખુન મુજબ મેં કામ કીધું, કે જેઓએ કેહેલુંછે (કે) 'એ દાનાવ મરદ! જે ધણી તાહરેથી બીહતો હોય તેનાથી તું બીહતો રેહ, જોકે તેના જેવા સોની ઉપર તું જંગમાં ફાવી શકે તોપણ શું [illegible] જોતો કે જ્યારે બીલાડી આજેઝ થાયછ, ત્યારે ચિ[illegible]ડાકસ આ[illegible]ને (પણ) પંજાથી ખેંચી કાહડેછ? સાંપ ગોવા[illegible]ર તેહ[illegible]ની ઉપર એટલા માટે ડંખ મારેછ, કે તેને ફિકર હોયછે, કે તેનાં સરને પથ્થરથી તે છુંદશે.'"

## હેકાયત ૯ મી.

અરબ પાદશાહોમાંનો એક, બુઢાપાની હાલતમાં બીમારી ભોગવતો હતો, (અને પોતાની) જીંદગાનીની ઉમેદ કાપી કાહડી હતી. એકાએક એક સવાર દરવાજામાંથી દાખલ થયો, અને બોલ્યો, "તુંને ખુશ ખબરી હોજો, કે ફલાના કિલ્લાને તું નામવરની બરકતથી હમે ફતેહ કીધોછે, અને દુશમનોને કેદ પકડ્યા છે, અને તે તરફના તમામ સિપાહો અને રૈયત (તાહરાં) ફરમાનને તાબે થઇછે." રાજાએ એક સરદ હાય મારી, અને બોલ્યો, "આએ ખુશ ખબરી માહરે માટે નથી, (પણ) માહરા દુશ્મનોને માટે, યાને, (માહરા) મુલકના વારેસોને માટે છે.

"જેબી કંઇ માહરાં દિલમાં છે તે માહરા દરવાજામાં દાખલ થાય એ ઉમેદમાં, અફસોસ! કે પ્યારી જીંદગીનો છેડો આવ્યો. બાંધેલી ઉમેદ પાર પડી, પણ તેમાં શું ફાયદો (થયો)? (કારણ કે) ઉમેદ નથી, કે ગુજરેલી ઉમર પાછી આવે. કુચનું નગારૂં અજલના હાથે વગાડ્યું; ઓ બંધે

આંખો! તમો માથાંથી વિદા થાવો! ઓ હાથની હથેલી અને કાંડી! અને બાજુ! તમો સઘલાં એક બીજાંને વિદા કરો! હું પડેલો, કે જેના હકમાં દુશ્મનની ઉમેદ પાર પડીછ, તેની આગલથી, ઓ દોસ્તો! (હવે) અંત વેલાએ તમો પસાર થાવો! માહરો વખત નાદાનીમાં પુરો થયો. મેં (કંઇ) કીધું નહિ, (પણ) તમો ચેતી લેવો!"



## હેકાયત ૧૦ મી.



પેગંબર યહીયા,[1] કે જેની ઉપર દરૂદ હોજો! તેની ઘોરના તકિયા ઉપર, દમાસકસની જુમા મસીદમાં, એકધ્યાનથી હું બેઠેલો હતો. (એવાંમાં) અરબ રાજાઓમાંનો એક, કે જે બેઈનસાફીમાં મશહુર હતો, તે હજને માટે આવ્યો, અને નમાઝ ગુજારી, અને (પોતાની) હાજત ચાહી.

દરવેશ અને તવંગર, આએ દરવાજાની ખાકના બંદા છે, અને જેઓ કે વધારે તવંગર છે, તેઓ વધારે મોહતાજમંદ છે.

તે વખતે તેણે (પોતાનો) ચેહરો માહરી તરફ કીધો, અને બોલ્યો, "દુવા દરવેશોની(જ) (ચહડ્યાતી) છે, અને સાચ્ચો વેહવાર (તે) તેઓનો(જ) છે, તેથી માહરી સાથે તું તાહરૂં મન લગાર; કારણ કે એક કરડા દુશ્મનની ધાસતીમાં હું છું." મેં તેને કહ્યું, "નબલી રૈયતપર તું દયા કર, કે જોરાબર દુશ્મનથી તું ઝેહમત નહિ જોય.

"જોરાવર બાજુઓથી, અને હાથના પંજાનાં જોરથી, નાતવાન ગરીબના પંજાને તોડી નાખવો (એ) ભુલ છે. જે ધણી કે પડેલાઓની ઉપર બખ્શેશ નથી કરતો, તે શું એવી

---

૧ John the Baptist.

ધાસ્તી નથી રાખતો કે અગર જો તે (પોતે) પડશે તો કોઇ તેનો હાથ નહિ ધરશે? જે કોઇએ કે બદીનું બી વાવ્યું, અને નેકીની ઉમેદ રાખી, તેણે (પોતાનું) બેહુદું મગજ પકાવ્યું, અને ફોકટના ખ્યાલો બાંધ્યા. કાનમાંથી રૂને તું બહાર કાહડ, અને દુનિયાના લોકોને ઇનસાફ આપ. અને અગરજો તું ઇનસાફ નહિ આપશે તો ઇનસાફનો દિવસ તો છે(જ).

"આદમના દીકરાઓ[1] એક બીજાના અવયવો (મિસાલ) છે, કારણ કે તેઓ એક મૂલમાંથી પેદા થયલા છે. જ્યારે એક અવયવ દુખમાં દાહડો કાહડે છે, ત્યારે બીજા અવયવોને કરાર રેહતો નથી. તું કે જે બીજાઓનાં દુખથી નફકરો છે, ઘટારત નથી કે લોકો તુંને આદમી કહે."

૧ યાને, સઘલાં માણસો. કુલ્લે આદમજાત.



## હેકાયત ૧૧ મી.

એક દરવેશ, કે જેની દુવા (ખોદાની દરગાહમાં) કબુલ થયલી હતી, તેણે બગદાદમાં દેખાવ દીધો. યુસુફના છોકરા હજ્જાજને (તેને વિષે) લોકોએ ખબર દીધી. તેણે તેને બોલાવ્યો, અને કહ્યું, "મહને એક ભલી દુવા ચાહ." તે બોલ્યો, "ઓ ખોદા! આનો જાન લે!" (હજ્જાજ) બોલ્યો, "ખોદાને ખાતર (કહે કે) આએ (તે) કેવી દુવા છે?" તેણે કહ્યું, "આએ(જ) દુવા તાહરા હકમાં, અને તમામ મુસલમાનોના હકમાં, ભલી છે." તેણે કહ્યું, "(તે) કેવી રીતે?" (દરવેશે) કહ્યું, "જો તું મરે તો દુનિયા તાહરા આઝારથી, અને તું (પોતે તાહરા) ગુનાહોથી, છુટે."

ઓ નબલાને દુખ દેનાર જબરદસ્ત! ક્યાં સુધી ગરમ રહેશે આ (તાહરૂં) બાજાર? શું કામમાં આવશે તુંને (આએ તાહરી) પાદશાહી? તુંને મરણ પામવું બેહતર છે, તેનાં કરતાં કે તું લોકોને આઝાર કરે.

## હેકાયત ૧૨ મી.



બેદાદગર પાદશાહોમાંના એકે એક પરેહજગારને પુછયું કે, "બંદગીઓમાંની કેઇ વધારે ફાયદાકારક છે?" તેણે કહ્યું, "તાહરા હકમાં બપોરની ઉંઘ, કે જેથી એટલી એક ઘડી તું લોકને દુખ દેવા નહિ પામે."

એક જાલમને મેં બપોરને વખત ઉંઘાયલો દીઠો. મેં કહ્યું, "આએ પિડા (સરખો) છે (તેથી) એ ઉંઘાયલો(જ) ભલો. જાગવા કરતાં જેના હકમાં ઉંઘવું ભલું છે, તેવો બદ જીંદગીવાલો મુવેલો(જ) ભલો."



## હેકાયત ૧૩ મી.

પાદશાહોમાંના એકને વિષે મેં સાંભલ્યુંછ કે તેણે મોજમજાહમાં રાતને દિવસ બનાવ્યો હતો, અને અતિશય છાકટપણાંમાં બોલતો હતો (કે) "મહને (આએ) જેહાનમાં, આએ ઘડી થાને બીજી કોઈ(બી) ઘડી, વધારે ખુશી ભરેલી નથી, કારણ કે નેક અને બદનો અંદેશો, અને કોઇનો ગમ, (મહને) નથી."

બિનવસ્ત્રનો એક દરવેશ, બાહેર, થંડીની માંહે, સુતેલો હતો. તેણે (આએ) સાંભલ્યું, અને બોલ્યો, "ઓ તું! કે જેનાં નસીબની બરોબરીયો દુનિયામાં (કોઇ) નથી, હું કબુલ કરૂંછ કે તુંને (કશો) ગમ નથી, (પણ શું) હમારોબી ગમ (તુંને) નથી?"

પાદશાહને (તેનું આ બોલવું) ખુશ લાગ્યું, (અને) હજાર દીનારની એક કોથલી તેણે બારી વાટે બાહેર ધરી, અને કહ્યું, "(તાહરી) દામન ધર." દરવેશે કહ્યું, "દામનને કયાંથી લાઉં, જ્યારે વસ્ત્ર(જ) માહરી સોડે નથી?" રાજાને તેના હાલની નબલાઈ ઉપર વધારે દયા આવી, અને એક પોશાક તે (બખ્શેશ)ની સાથે ઉમેર્યો, અને તેની નજદીક મોકલ્યો.

દરવેશ તે પૈસો જુજ મુદતમાં ખાઈ ગયો, અને (સઘલું) ઉડાવી દીધું, અને પાછો આવ્યો.

પરેહજગારોની હથેલીમાં પૈસો, (અને) આશકનાં દિલમાં સબર, (અને) ચારણીની માંહે પાણી, કરાર પામતાં નથી.[1]

જ્યારે પાદશાહને તેના વિષે (કાંઈ પણ) વિચાર નહિ હતો તેવે વખતે, તેની હાલત વિષે, લોકોએ તેને કહ્યું. પાદશાહ ગુસ્સે થયો, અને (તેનાથી પોતાનો) ચેહરો સંકોચાવ્યો. અને આટલા ઉપરથી (જ), ચાલાકી અને અજમાયશવાલા ધણીઓએ કહેલું છે કે, "પાદશાહોની તુંદી અને ગુસ્સાથી પુરતી સાહુચેતીમાં રેહવું જોઈએ છે, કારણ કે ઘણું કરીને તેઓનું ધ્યાન, રાજનાં

૧ ઉડાઉની હથેલીમાં પૈસો કરાર
નહિ પામશે કદી;
આશકનાં દિલમાં ધીરજનો વિચાર
નહિ ટકશે કદી;
પાણી સુરાખવાલી ચારણીની માંહે
નહિ થોભશે કદી.

(અસલ ફારસી લીટીઓનો જ. ન. પીતીતે કવિતામાં કીધેલો તરજુમો. જુઓ "માહરી મજેહ તથા બીજી કવિતાઓ," સફે ૩૦૩.)

I know I love in vain, strive against hope;
Yet, in this captious and intenible sieve,
I still pour in the waters of my love,
And lack not to lose still.
(SHAKESPEARE, *All's Well that Ends Well,"*
Act I, Scene 3.)

મોટાં કામો તરફ, લાગેલું રેહ છે, અને આમ લોકોની બીક તેઓ સોચી શકતા નથી. કોઈ વખતે એક સલામ (કરવા)થી તેઓ ખીજાય છે, અને વખતે એક ગાલ (આપવા)થી તેઓ સરપાવ બક્ષે છે.

પાદશાહનો પૈસો (ભોગવવો) તેને હરામ છે, કે જે (તેની) ફુરસદના વખતને ધ્યાનમાં રાખતો નથી. જ્યાં સુધી સખુન (બોલવા)ની તક (તાહરી) આગલ તું જોય નહિ, ત્યાં સુધી બેહુદાપણાથી બોલીને તું તાહરો મરતબો ખોતો ના.

પાદશાહે કહ્યું, "આએ શોખ ચશમ (અને) ઉડાઉ ભિખારી, કે જેણે આટલા બધા પૈસા જુજ મુદતમાં ઉડાવી દીધા, તેને (હ્યાંથી) હાંકી કાહડો. કારણ કે રાજની તીજોરીનો પૈસો મિસકીન લોકોનો લુકમો છે, કાંઈ શેતાનના ભાઈઓનો ખોરાક નથી.

"એક મુરખ કે જે ધોલે દિવસે કપુરની મીણબતી બાલેછ, જલદીથી તું જોશે, કે તેના ચેરાગમાં રાતની વેલાએ, તેલ નહિ રેહશે."

સલાહ આપનાર વજીરોમાંના એકે કહ્યું, "ઓ જમીનની સપાટીના માલેક! ફાયદાકારક મહને એ દિસેછ કે આવા ધણીઓને માટે રોજના ખરચનો વાંટો થોડો થોડો જારી રાખવો જોઈએ, કે જેથી ખરચ કરવામાં ઉડાઉપણું તેઓ નહિ કરે, પણ તમોએ (જે એને) જંજેરી કાહડવાનો, અને અટકાવવાનો હોકમ આપ્યો, તે મોટાં મનવાલા ધણીઓના ખવાસને લાયકનું

નથી, (કે) એકને મેહેરબાનીથી ઉમેદવાર કરવો, ને પછી તેને નાઉમેદીથી તુટેલાં દિલનો કરવો."

લાલચનો દરવાજો (કોઈની ઉપર) તાહરે ખોલવો જોઈતો નથી, પણ જો ખોલ્યો, તો સખત થઈને (પાછો તેને) બંધ કરવો જોઈતો નથી. પક્ષી તે જગાએ ઉડે છે કે જ્યાં (કાંઈ) વિણવાનું હોય છે; તે જગાએ નથી જતું, કે જ્યાં કાંઈ પણ ચીજ હોતી નથી.

કોઈ એમ નહિં જોશે કે હેજાઝના[1] તરસ્યાંઓ ખારાં પાણીના કિનારા ઉપર ભેગાં મલે. જે જગ્યાએ મિઠાં પાણીનો ચશમો હોયછે ત્યાં માણસ, અને પંખી, અને કીડી, ભેગાં મલેછે.

૧ અરબસ્તાનનો તે ભાગ કે જેમાં મક્કા અને મદીના શેહરો આવેલાં છે.



# હેકાયત ૧૪ મી.

આગલા પાદશાહોમાંનો એક, રાજની નેગેહદારી કરવામાં; સુસ્તી કરતો હતો, અને લશકરપર સખતી ગુજારતો હતો. સેવટે એક કરડા દુશ્મને દેખાવ દીધો, (અને) સઘલાઓએ (તેનાથી) પીઠ ફેરવી, અને નાહસવા(ની રાહ) તરફ ચેહરાને ફેરવ્યો.

જ્યારે પાદશાહ (પોતાનો) ખજાનો એક સિપાહથી છુપાવે છે ત્યારે તલવારની ઉપર હાથ લઈ જતાં તે (યાને, તે સિપાહ) આંચકી કરેછે. એક મરદ લડાઈની સફમાં શું કરી શકે, જ્યારે તેનો હાથ રોજીથી ખાલી હોયછ?

જેઓએ દગો દીધો હતો તેઓમાંનો એક માહરી સાથે દોસ્તી ધરાવતો હતો. મેં તેને ઠપકો આપ્યો અને કહ્યું, "તે હલકો, અને નિમકહરામ તથા નીચ નગુણો છે, કે જે હાલતના સેહજ ફેરફારથી (પોતાના) જુન્ના મુરબ્બીથી ફરી બેસે, અને વરશો સુધીના નિમકના હકને ભુલી જાય." તેણે કહ્યું, "મેહરબાનીની રાહે જો તું મહને (એ વિષે) માફ કરે, તો તે વાજબી છે,

કારણ કે આહરો ઘોડો વગર જવે રહેલો હતો, અને માહરાં જીનનો નસદો ગિરવી (મુકાયલો) હતો. જે સુલતાન સિપાહોની સાથે પૈસાની બખીલી કરેછ, તેને માટે જીવને જોખમે બાહદુરી કરી શકાતી નથી.

સિપાહ બચ્ચાને તું પૈસો આપ, કે જેથી તે (પોતાનું) સર આપે, અને જો તું તેને પૈસો નહિ આપશે, તો દુનિયામાં તે (બીજી ગમ) પોતાનું સર મેલશે.

જ્યારે એક લડવૈયાનું પેટ ભરાયલું હોયછ, ત્યારે તે બાહદુરીથી હુમલો કરેછ, અને ખાલી પેટવાલો (તો) મજબુતીથી નાહસવું કરેછ.



## હેકાયત ૧૫ મી.

બરતરફ થયલા વજીરોમાંનો એક, દરવેશોનાં એક કુંડાલાંમાં, દાખલ થયો, અને તેમની સંગતની બરકતે તેની આંહે અસર કીધી, અને તેનાં મનને શાંતી મલી. પાદશાહ (એક વાર) ફરી તેનાથી ખુશદિલ થયો, અને તેને પોતાનો ઓહ્દો (પાછો) લેવાને ફરમાવ્યું. તે તેણે કબુલ કીધું નહિ, અને બોલ્યો, "ચાકરી કરતાં બરતરફી ભલી."

"જેઓ સલામતીનાં ખુણાંમાં બેઠેલા છે, તેઓએ કુતરાંનાં દાંત અને માણસનાં મોહડાં બંધ કરા લીધેલાં છે. કાગજને તેઓએ ફાડી નાખ્યાં છે, અને કલમને તેઓએ ભાંજી નાખી છે, અને નુકતેચીનોના હાથ અને જબાનથી છુટા થયલા છે"

પાદશાહે કહ્યું, "અચીતજ મહને એક પુરતો ડાહપણવાલો શખ્સ જોઇએ છે, કે જે રાજકારોબારને લાયકનો હોય." (વજીરે) કહ્યું, "પુરતા ડાહપણવાલાની નિશાની એજ છે કે આવાં કામોમાં પોતાનાં તનને સોંપે નહિ."

હોમા (પક્ષી) સઘલાં મુરગોની ઉપર એટલા માટે બુજોર્ગી ધરાવેછ, કે તે હાડકાંઓને ખાયછ, અને કોઇ(બી) પક્ષીને આજાર દેતું નથી.

# હેકાયત ૧૬ મી.

એક લોંકડીને લોકોએ પુછયું કે "તુંને સિંહની ચાકરી શા સબબથી પસંદ પડી?" તેણે કહ્યું, "એટલા માટે કે તેના શેકારનું વધ્યું સધ્યું હું ખાઉંછ, અને દુશ્મનોના આજાબથી (બચેલી રહીને) હું તેના દમામના છાયામાં જીંદગી ગુજારૂંછ."

તેઓએ (તેને) કહ્યું, "હમણાં જ્યારે તું તેની હિમાયતના છાયામાં આવેલી છે, અને તેની મેહરબાનીનો ઉપકાર તું કબુલ કરેછ, ત્યારે શા માટે તું (તેની) વધારે નજદીક નથી જતી, કે જેથી તે પોતાના અતક્ષગનાઓનાં કુંડાલાંમાં તુંને (પણ) દાખલ કરે, અને ખાલેસ બંદાઓમાંની તુંને (પણ) એક ગણે?" તેણે કહ્યું, "તેના ધસારાથી હું એટલી બધી નચિંત નથી."

અગર સો વરશ સુધી ગબ્ર[1] આતશને રોશન રાખે, (પણ) જો તે એક પલ(ની) તેમાં પડે, તો તે (તેને) બાલી નાખે.[2]

---

૧ જુઓ સફે ૨ ઉપરની પેહલી નોત.

૨ નામીચો ફ્રૅંચ લેખક વૉલતેર પણ આબાદ આજ વિચાર નીચલી લીટીઓમાં દર્શાવે છે:—

Qu'un Perse ait conservé le feu sacré cent ans,
Le pauvre homme est brûlé quand il tombe dedans.

(જુઓ એનાં લખાણોની બ્યુશોવાલી આવૃતિ, પુસ્તક ૧૩ મું, સફે ૪૦૮.)

કોઈવાર એવું બનેછ કે સુલતાનની હજુરમાંના દરબારીને દોલત મલેછ, અને કોઈ વાર એવું બનેછ કે તેનું માથું જાયછ. અને ડાહ્યાઓએ કહેલું છે કે "પાદશાહોની ઢંગઢડા વગરની ચાલચલણથી પુરતી સાહુચેતીમાં રેહવું જોઇએ છે, કારણ કે કોઈ વાર એક સલામથી તેઓ ગુસ્સે થાયછે, અને કોઇવાર એક ગાલથી તેઓ સરપાવ આપેછે." અને કેહવાયલું છે કે "બિસ્યાર ઠઠ્ઠાબાજી, દરબારીઓનો હુન્નર અને ડાહ્યાઓની એબ છે.

"તું તાહરા મરતબાને અને ભારબોજને જાલવી રાખ, (અને) ગમત અને ટોલ ટપા દરબારીઓને સોંપ."



## હેકાયત ૧૭ મી.



(માહરા) દોસ્તોમાંનો એક, ઉલટાં નસીબની ફર્યાદ મારી પાસે લાવ્યો, અને બોલ્યો (કે) "હું ગુજરાનનાં સાધન થોડાં અને કુટંબ મોહટું ધરાઉંછ, અને ભુખમરાનો બોજો ખમવાની તાકાત અને રહી નથી. અને ઘણીવાર માહરા દિલમાં (એવું) આવેછ કે કોઈ બીજે દેશ નિકલી જાઉં, કે જેથી કોઈબી રીતે હું માહરી જીંદગી ગુજારૂં, અને કોઇને માહરાં સારાં અથવા નરસાં વિષે ખબર પડે નહિ.

"ઘણાએકો ભુખ્યા સુતા, અને કોઇએ નહિ જાણ્યું કે (તેઓ) કોણ છે. ઘણાએક જાન હોઠ ઉપર આવ્યા, કે જેમની ઉપર કોઈ રડયું નહિ.

"પણ વલી દુશ્મનોની હાંસીનો મહને અંદેશો આવેછ, કે (રખેને) તેઓ માહરી પીઠ પાછલ તાના મારીને હસે, અને (માહરાં) બચ્ચાંના હકમાંની માહરી કોશેશને તેઓ માણસાઇની ગેરહાજરી તરીકે ગણે, અને બોલે (કે) 'જો! આએ નફફરાને, કે જે કદીબી નેકબખ્તીનો ચેહરો જોવાનો નથી, (કારણ કે) તે પોતાને માટે સુખચેન પસંદ કરેછ, (અને) બાયડી અને છોકરાંઓને સખ્તીમાં રેહવા દીએછ'

"હું હિસાબ કેતાબના એલમમાં, જેમ (તમોને) માલમ છે તેમ, થોડીએક માહેતગારી ધરાવુંછ. જો તમારી મદદથી કોઈ ચાકરી (માહરી ઉપર) મુકરર થાય, કે જે માહરાં દિલની નચિંતાઈનો સબબ થઇ પડે, તો બાકીની ઉમર તેની શુકર ગુજારીનાં કામથી હું પરવારીશ નહિ." મેં કહ્યું, "ઓ ભાઈ! પાદશાહોની ચાકરી બે પાસાં ધરાવેછ,—નાનની ઉમેદ, અને જાનની ધાસ્તી; અને ડાહ્યાઓની અક્કલની (આએ) વિરૂધ છે (કે) નાનની ઉમેદથી જાનની ધાસ્તીમાં પડવું.

"(એક) દરવેશનાં મકાનની અંદર કોઈ દાખલ થતો નથી, કે (તાહરી) જમીન અને બાગનું મેહસુલ આપ! યાતો દુખની તાશવીશ ઉપર તું રાજી થા, અથવા તો તાહરાં આંતરડાં તું કાગડાની આગલ મેલ!"

તેણે કહ્યું, "આએ સખુન માહરી હાલતને મલતા તુંએ નહિ કહ્યા, અને માહરા સવાલનો જવાબ તુંએ આપ્યો નહિ. (આએ) જે કેહવાયલું છે તે શું તેં સાંભલ્યું નથી કે, 'જેણી કોઈ અપ્રમાણીકપણું કરતો નથી, તેનો હાથ હિસાબ (આપવા)થી ધ્રુજતો નથી?'

"રાસ્તી ખોદાને રાજી રાખવાનો સબબ છે. (એવો) મેં કોઈ નહિ દીઠો કે જે એક સીધા રસ્તા ઉપરથી ભુલો પડયો હોય. અને ડાહ્યાઓએ કહેલું છે કે, 'ચાર શખ્સો ચાર શખ્સોથી જીવથી ચોંકેલા રહેછ,—મેહસુલ ઉઘડાવનાર પાદશાહથી, ચોર ચોકીદારથી, અને રંડીબાજ ચાડીયાથી, અને કસબણ કોટવાલથી.' જેનો હિસાબ પાક છે તેને હિસાબ લેનારની શું ધાક છે?

## હેકાયત ૧૭ મી.

(આહરા) દોસ્તોમાંનો એક, ઉલટાં નસીબની ફર્યાદ મારી પાસે લાવ્યો, અને બોલ્યો (કે) "હું ગુજરાનનાં સાધન થોડાં અને કુટંબ મોહટું ધરાઉંછ, અને ભુખમરાનો બોજો ખમવાની તાકાત અને રહી નથી. અને ઘણીવાર આહરા દિલમાં (એવું) આવેછ કે કોઈ બીજે દેશ નિકલી જાઉં, કે જેથી કોઈબી રીતે હું આહરી જીંદગી ગુજારૂં, અને કોઇને આહરાં સારાં અથવા નરસાં વિષે ખબર પડે નહિ.

"ઘણાએકો ભુખ્યા સુતા, અને કોઇએ નહિ જાણ્યું કે (તેઓ) કોણ છે. ઘણાએક જાન હોઠ ઉપર આવ્યા, કે જેમની ઉપર કોઈ રડયું નહિ.

"પણ વલી દુશ્મનોની હાંસીનો મહને અંદેશો આવેછ, કે (રખેને) તેઓ આહરી પીઠ પાછલ તાના મારીને હસે, અને (આહરાં) બચ્ચાંના હકમાંની આહરી કોશેશને તેઓ માણસાઇની ગેરહાજરી તરીકે ગણે, અને બોલે (કે) 'જો! આએ નફ્ફરાને, કે જે કદીબી નેકબખ્તીનો ચેહરો જોવાનો નથી, (કારણ કે) તે પોતાને માટે સુખચેન પસંદ કરેછ, (અને) બાયડી અને છોકરાંઓને સખ્તીમાં રેહવા દીએછ'

જોઉંછ કે, સંતોષનાં મુલકને તું જાલવી રાખે, અને સરદારી (મેલવવી) તું તરક કરે, કારણ કે અક્કલમંદોએ કહેલું છે કે:

"'દરિયાની અંદર ફાયદાઓ પુષ્કલ છે, પણ જો સલામતી ઇચ્છતો હોય તો તે કિનારાપર છે.'"

(માહરા) દોસ્તે જ્યારે આએ સખુનો સાંભલ્યા, ત્યારે તે (માહરી ઉપર) ગુસ્સે થયો, અને (પોતાનો) ચેહરો સકોચાવ્યો, અને દુખભરેલા સખુનો બોલવા લાગ્યો કે, "આએ શી (તમારી) અક્કલ છે, અને હુશ્યારી, અને સમજ શક્તિ, અને ચબરાકી? ડાહ્યાઓનો કોલ ખરો પડયો, કે જેઓએ કહેલું છે (કે) 'દોસ્તો કેદખાનામાં કામ આવેછ, કારણ કે સઘલા દુશ્મનો (તો) સુફરા ઉપર દોસ્ત દિસેછ.'

"દોસ્ત તેને તું ના ગણ, જે દોલતની વખતે દોસ્તીની અને ભાઈબંધીની ડફાંસ મારેછ. દોસ્ત તે છે, જે પરેશાન હાલતમાં અને દુખમાં દોસ્તનો હાથ ધરેછ."

મેં જોયું કે મિજાજ હાથથી જાયછ, અને માહરી નસીહતને તે આપમતલબી સમજેછ. (તેથી) હું તીજોરીખાતાંના ઉપરીની પાસે ગયો (અને) આગલની ઓલખાણ કે જે હમારી વચ્ચે હુતી, તેથી તેની હાલતનો ચિતાર મેં (તેને) કહ્યો, અને તેની લાયકી અને કાબેલ્યતનું બયાન કીધું, જેથી એક નાધલાં કામની ઉપર તેને નેમવામાં આવ્યો. થોડાએક વખત એની ઉપર ગયો. તેના સ્વભાવનું મલતાવડાપણું તેઓએ જોયું, અને તેની તદબીરોની ખુબી તેમને પસંદ પડતી આવી, (તેથી) તેનું કામ એ કરતાં આગલ વધ્યું, અને વધારે મોટા એક મરતબા

ઉપર તેને નેમવામાં આવ્યો. એ રવેશે તેનો નેકબખ્તીનો સેતારો ચહડતો થયો, જેથી (પોતાની) મરજીની ટોંચે તે પોંહતો, અને પાદશાહની નજદીકમાંનો થયો, અને તેનો સલાહકાર અને વિશ્વાસુ બન્યો. તેની સલામતીભરેલી હાલત ઉપર હું ખુશ થયો, અને બોલ્યો, "નહિ બનેલાં કામને માટે તું અંદેશો ના કર, અને દિલને તુટેલું ના રાખ, કારણ કે હેયાતીના ચશ્માનું પાણી અંધકારમાં (છુપેલું) છે.

"એ બલાની અંદર આવી પરેલા! તું ગમ નો ખા, કારણ કે ખોદાની (ઘણીએક) છુપી મેહરબાનીઓ છે.

"જમાનાની ગિરદેશને લીધે તું ખાટાં મોહડાંનો (થઇને) ના બેસ, કારણ કે સબુરી જોકે કવડી છે, તોપણ તે મિઠાં ફૂલ ધરાવેછે."

તે અરસામાં મહને દોસ્તોની એક ટોલીની સાથે હેજાઝની મુસાફરીએ જવાનો એતેફાક બન્યો. જ્યારે મક્કાની હજથી હું પાછો ફર્યો, ત્યારે તે બે મંજલ ઉપર (મહને) એસતેકબાલ લેવા આવ્યો. તેની બાહેરની હાલતમાં પરેશાન થયલો, અને દરવેશોના લેબાસમાં મેં તેને દીઠો. મેં (તેને) કહ્યું કે, "(આએ) શી હાલત છે?" તેણે કહ્યું "તેં કહ્યું હતું તેમ(જ) એક ટોલકીએ (માહરી) અદેખાઈ કીધી, અને માહરી ઉપર અપ્રમાણીકપણાંનું તોહમત મેલ્યું, અને પાદશાહ, કે જેનો મુલક સદા કાયમ રેહજો, તેણે તેની સચ્ચાઈની જાહેરાતને માટે (કાંઇબી) તપાસનો હોકમ કીધો નહિ, અને જુના દોસ્તો અને ખરા રફીકો સાચ્ચી વાતથી ચુપ રહ્યા, અને લાંબા વખતની દોસ્તીને ભુલી ગયા.

"શું તું નથી જોતો કે, ઉંચી પદ્દીના ધણીની નજદીક, લોકો તેની વખાણ કરતા હાથ માથાં ઉપર મુકેછ? પણ અગરજો જમાનો તેને તોડી પાડેછ, તો સઘલી દુનિયા તેના માથાં ઉપર પગ મેલેછ?

"ટુંકાંમાં, તરેહવાર આજાબોમાં હું ગિરફતાર હતો. તે હ્યાં સુધી કે, આએ અઠવાડિયાંમાં જ્યારે હજ ગયલાઓની સલામતીની ખુશખબરી (આવી) પોંહચી, ત્યારે ભારી બંદમાંથી મહને ખલાસ કીધો, અને માહરી બાપીકી મિરાસ જપત કીધી." મેં કહ્યું, "તેં માહરી શિખામણ કબુલ નહિ કીધી, જ્યારે મેં તુંને કહ્યું કે, 'પાદશાહોની ચાકરી દરિયાની સફર જેવી છે, ફાયદાકારક તેમજ ભયભરેલી. યાતો તું દોલત મેલવે, અથવા તો મોજાઓના ઝપાટામાં તું મરણ પામે.'

"યાતો વેપારી બંધે હાથે મોતી (પોતાના) ખોલામાં ભરેછ, અથવા તો મોજો કોઈ દિવસે તેને મુવેલો કિનારા ઉપર ફેંકેછ."

દરવેશના જખમને ઠપકાના ડંખથી આ કરતાં વધુ જખમી કરવાનું, અને (તેની ઉપર) નિમક છાંટવાનું, મેં દરૂસ્ત જોયું નહિ, (તેથી) આ બે બેતમાં મેં ટુંકમાં પટાવ્યું:—

"જ્યારે તાહરા કાનમાં માણસોની શિખામણ (પસંદ પડતી) નહિ આવી, ત્યારે તેં (એવું) નહિ ધાર્યું હતું કે તું (તાહરા) પગ ઉપર બેડીને જોશે. જો બીજી વખતે ડંખ (ખમવા)ની તાકાત તુંમાં નહિ હોય, તો વિચ્છુના દરમાં (ફરીને) તું આંગલી મેલતો ના."

# હેકાયત ૧૮ મી.



કેટલાક શખ્સો માહરા સમાગમમાં હતા. તેઓનો બહારનો દેખાવ નીતિથી શણગારેલો હતો, અને (તેઓનું) બાતેન સુખચેનથી આરાસ્તે થયલું હતું. બુજોર્ગોમાંનો એક આએ ટોલીને વિષે ઘણુંજ સારૂં મત ધરાવતો હતો, અને તેણે (તેઓને માટે) લવાજમ બાંધી આપ્યો હતો. પણ તેઓમાંના એકે (એવી) એક ચાલ ચલાવી, કે જે દરવેશોની હાલતને છાજતી નહિં હતી. પેલા શખસનું (તેમને માટેનું ઉંચું) મત ખરાબ થયું, અને આ લોકોનું બજાર મંદ (થયું.) મેં ચાહ્યું કે કોઇક રીતે (માહરા) દોસ્તોનાં ગુજરાનનાં સાંધનનો છુટકો કરૂં. (તેથી) તેની હજુરમાં જવાનો મેં વિચાર કીધો, (પણ) દરવાને મહને જવા દીધો નહિ, અને જફા ગુજારી. મેં તેની દરગુજર કીધી, કારણકે હાજર-જવાબીઓએ કહેલું છે કે, “અમીર અને વજીર અને સુલતાનના દરવાજાની આસપાસ તું વગવસીલા વગર ફરતો ના. કુતરાને અને દરવાનને જ્યારે (એક) પારકો મલેછ, ત્યારે પેહલો (તેની) દામન, અને બીજો તેની ગલચી પકડેછ.”

જેવા પેલા મોટા માણસના હજુર્યાઓ માહરા હાલથી વાકેફ થયા, તેવાજ માન સાથે મહને અંદર લઈ ગયા, અને

વધારે ઉંચી જગ્યા મહને બેસી આપી, પણ નમનતાઇથી હું વધારે નીચો બેઠો, અને બોલ્યો, "હું એક કમીનો બંદો છું, તેથી બંદાઓની(જ) સફમાં મહને બેસવા દેવો." તેણે કહ્યું, "ખોદા! ખોદા! આએ તે કેવા સખુન છે!

"જો તું માહરાં માથાં અને આંખની ઉપર બેસે, તોબી તાહરો લાડ હું ખમી જાઉં, કારણ કે તું નાજનીન (સરીખો) છે."

ટુંકામાં, હું બેઠો, અને જ્યાં તલક (માહરા) દોસ્તોની આડી ચાલ વિષેની વાત દરમ્યાન આવી, ત્યાં તલક મેં જુદી જુદી બાબદો વિષે વાતો કરવા માંડી, અને (પછી) બોલ્યો, "આગલાં ઇનામના સાહેબે શું ગુનાહ દીઠો, કે બંદાને તે પોતાની નજરમાં ધિક્કારવા લાયક ધારેછ? બુજોર્ગી અને તામોશ કરવાની શક્તિ ખોદાને(જ) હસ્તક રહેલી છે, કે તે ગુનાહ જોયછ અને (તે છતાં) રોટલી આપ્યો જાયછ."

(પેલા) હાકેમને આએ વાત પસંદ પડતી આવી, અને માહરા દોસ્તોનાં ગુજરાનના અસબાબને માટે ફરમાવ્યું કે (તે માટે) આગલી રીતિ મુજબ પાછી ગોઠવણ કરે, અને બંધ રહેલા વખતનો લવાજમ(બી) આપે. તેની મેહરબાનીનો મેં ઉપકાર માન્યો, અને તાબેદારીમાં જમીન ચુમી, અને (માહરી) બેઅદબીને માટે મેં માફી ચાહી, અને કહ્યું, "જ્યારે કબા[1] હાજતનો કેબલો થયોછ, ત્યારેજ દુર દેશોથી ખલક તેનાં દીદારને માટે કંઇક કોશોથી જાયછ. તુંએ હમારા જેવાઓ માટે સહનતા ધરાવવી જોઇએ, કારણ કે ફલ વગરનાં ઝાડની ઉપર કોઇબી પથ્થર મારતું નથી."

૧ મક્કા મદીનેનું પવિત્ર મંદીર; કે જેની તરફ મુસલમાનો નેમાજ કરતી વેલાએ ફરે છે.

## હેકાયત ૧૯ મી.

એક પાદશાહના છોકરાને તેના બાપથી એક મોહટી દોલત વારસામાં મલી. તેણે ઉદારતાનો હાથ ખોલ્લો કીધો, અને સખાવતને ઇનસાફ આપ્યો, અને બેહદ દોલત સિપાહો ને રૈયતની ઉપર રેડવા માંડી.

સુંઘવાની શક્તિ અગરની રકાબીથી સંતોષ પામતી નથી; (તેને) તું આતશ ઉપર મેલ કે તે અંબરની માફક સુગંધ આપે. તુંને મોહટાઈ જોઈતી હોય તો સખાવત કર, કે જ્યાં સુધી દાનો તું નહિ વાવે, ત્યાં સુધી તે ઉગવાનો નથી.

(તેનો) એક અવિચારી સોબતી તેને નસીહત દેવા લાગ્યો કે "આગલા પાદશાહોએ આએ દોલતને મેહનતથી ભેગી કીધી છે, અને કાંઈ એક શુભ મતલબને માટે (રાખી) મુકેલી છે (તેથી) આવાં કામથી તું હાથને ખાંચેલો રાખ, કારણ કે અકસ્માતીક બનાવો આગલ (આવે) છે, અને દુશ્મનો છુપાયલા છે, (અને એવું) નહિ થવું જોઇએ કે હાજતની વખતે તું પછાત રહે.

"જો આમ લોકોને તું (તાહરો) ગંજ બખ્શેસ કરે, તો દરેક ફકિરને ચોખાના એક દાના જેટલું પુગે. (માટે) શું

કામ તું દરેક (ધણી)ની પાસેથી એક જવ ભાર રૂપું છીનવી લેતો નથી, કે (જેથી) તાહરે ત્યાં દર દાહડે એક ખજાનો ભેગો થાય?"

પાદશાહના છોકરાએ આએ સખુનથી ચેહેરો સંકોચાવ્યો, અને તે તેના ઉંચા ખવાસને મલતું નહિ આવ્યું, અને તેણે તેને જંજેરી નાખ્યો, અને કહ્યું, "ખોદાવંદતાલાએ મહને આએ બાદશાહતનો માલેક કીધેલછ, કે હું ખાઉં અને બખ્શેસ કરૂં, (કંઈ) મ્હને પાસબાન નથી કીધો, કે તેની ચોકી કરૂં.

"કારૂન[1] મરી ગયો, કે જે ચાલીસ ઘર દોલત ધરાવતો હતો, નોશેરવાન નથી મુવો, કે જે નેક નામ મેલી ગયોછ."

---

૧ બાઇબલ મધેનો કોરાહ. એને માટે મોહમેદનોએ એવું કહેલું છે કે તે પેગમ્બર મુસાનો પિત્રાઈ, અને તેનો બંધેવી થતો હતો. મુસાએ તેને કિમ્યું શીખવ્યું, કે જેથી તે મોહટી દોલત ભેગી કરવા પામ્યો. આ દોલતનો ચાલીસમો ભાગ ધર્મનાં કામમાં આપવા મુસાએ તેને સમજાવ્યો, પણ તેણે તેમ કરવા ના પાડી અને વળી મુસાને હેરાન કરવા તેની સામે જુઠા શાક્ષીઓ ઉભા કરવાની વેતરણ કીધી. આ ઉપરથી મુસાએ તેને જમીનમાં ગરક જવાની સજા કીધી. (જૉન ટી. પ્લૅટસ.)



## હેકાયત ૨૦ મી.



કેહવાયલું છે કે નોશેરવાન આદેલને માટે શેકારગાહમાં એક શેકારના કબાબ બનાવતા હતા, (પણ) નિમક નહિ હતું. એક ગોલામને ગામડાંમાં મોકલાવ્યો કે નિમક લાવે. નોશેરવાને કહ્યું, "નિમક કીમત આપીને લેજે, કે જેથી ખરાબ રવેયો નહિ પડે, અને ગામડાંને નુકસાની નહિ પોંહચે." લોકોએ કહ્યું "એટલાંથી નુકસાન શું થવાનું છે?" તેણે કહ્યું, "જુલમનું મુલ જેહાનની અંદર અવ્વલ (ઘણુંજ) જુજબી હતું, (પણ) જેબી કોઈ આવ્યો તેણે તેમાં વધારો કર્યો, જેથી તે આટલી બધી હદ સુધી વધી ગયો."

જો રૈયતના બાગમાંથી પાદશાહ એક સેબ (તોડીને) ખાય, તો તેના ગોલામો (આખાં) ઝાડને જડમુલથી ઉખેડી નાખે. અરધાં ઇડાં જેટલોબી જુલમ જો પાદશાહ રવા રાખે, તો તેના લશ્કરીઓ હજાર મુરગને સીકપર ચહડાવી મેલે.

ટકી નથી શકતો દુષ્ટ સેતમગાર, (પણ) રહેછ તેની ઉપર સદાની લેઆનત.

## હેકાયત ૨૧ મી.



એક મેહસુલ ઉઘડાવનારને વિષે મેં (એવું) સાંભળ્યુંછ કે તે રૈયતનું ખાનું ખરાબ કરતો હતો, કે જેથી પાદશાહનો ખજાનો તે ભરપુર કરે, ડાહ્યાઓના કોલથી બેખબર (રહીને), કે જેઓએ કહેલું છે (કે) "જે પ્રાણી ખલકને દુખ દેયછ, કે જેથી પાદશાહનું દિલ (તેને) હાથ આવે, તેની ઉપર ખોદાવંદ-તાઆલા તેજ ખલકને મુકરર કરેછ, કે જેથી તે તેનો નાશ કરે."

બળતો આતશ ઇસ્પંદની સાથે તે નથી કરી શકતો, કે જે દરદમંદનાં દિલનો ધુંવો કરી શકેછ.[1]

એવું કહેછ કે તમામ હેવાનોનો સરદાર સિંહ છે, અને જાનવરો મધે હલકામાં હલકુ ગધેડું છે, અને ડાહ્યાઓનાં એક-મત પ્રમાણે બારબરદારી ગધેડું માણસ-ફાડુ સિંહના કરતાં બેહતર છે.

ગરીબ બીચારૂં ગધેડું જોકે બેઅક્કલ છે, તોપણ તે બોજો

---

૧. ઇસ્પંદનાં બીયાં આતશ ઉપર મેલ્યાથી તેઓ એક મોટા અવાજ સાથે ફાટીને ઉડી જાયછે. કોઇની નજર ઉતારવાને માટે એ બીયાં આતશ ઉપર બાળવાનો ઇરાનીઓમાં વહેમ છે.

ઉઠાવેછ તેથી ખ્યારૂં છે. ઓજો ઉઠાવનારા બલદો અને ગધેડાઓ લોકોને આજાર દેનાર આદમીઓ થાને બેહતર છે.

કેહવાયલું છે કે પાદશાહને તેનાં બદ કરતુકોમાંનાં થોડાંકની (કાંઈક) નિશાન માલમ પડી. (તેને) શિકંજામાં ખેંચ્યો, અને તરેહવાર રીતે રીબાવીને તેને મારી નાખ્યો.

જ્યાં સુધી બંદાઓનાં દિલ તું મેલવી નહિ લીયે, ત્યાં સુધી સુલતાનની પસંદગી તું મેલવી શકશે નહિ. જો તું એવું ચાહે કે ખોદા તાહરી ઉપર બખ્શેશ કરે, તો ખોદાની ખલક સાથે તું નેકી કર.

(એવું) કેહવાયલું છે કે (તેનાથી) આજુરદે થયલાઓમાંનો એક તેની પાસેથી પસાર થયો, અને તેના ખરાબ હાલપર તેણે વિચાર કીધો, અને બોલ્યો, "જે ધણી કે (પોતાની) બાજુનું અને ઓહ્દાનું કવ્વત ધરાવેછ, તે, (એક) પાદશાહતમાં, બેફિકરીથી માણસોનો માલ ખાઈ શકતો નથી. ઘાંટીની માંહે સખત હાડકું ઉતારી શકાયછ, પણ જ્યારે તે ડુટીમાં (જઇને) ખુંચેછ, ત્યારે તે પેટને ચીરી નાખેછ."



## હેકાયત ૨૨ સી.

લોકોને દુખ દેનાર એક (લશ્કરી) વિષે (એવી) વાત કહેછે કે તેણે એક પથ્થર એક પરેહજગારનાં માથાં ઉપર માર્યો. દરવેશમાં કીનો લેવાની તાકાત નહિ હતી, (તેથી) પથ્થરને તેણે જાલવી રાખ્યો, હ્યાં સુધી કે જ્યારે એક દિવસે તે લશ્કરીની ઉપર પાદશાહ ખફા થયો, અને તેને કુવાનાં કેદખાનાંમાં નાખ્યો. દરવેશ આવી પોંહચ્યો, અને તેનાં માથાં ઉપર પથ્થર માર્યો. પેલાએ કહ્યું, "તું કોણ છે, અને આએ પથ્થર શા માટે મહને માર્યો?" તેણે કહ્યું, "હું ફલાનો ફલાનો છું, અને આએ તેજ પથ્થર છે, કે જે ફલાની તારીખે તેં માહરાં માથાં ઉપર માર્યો હતો." તેણે કહ્યું, "આટલા બધા દાહડા તું ક્યાં હતો?" તેણે કહ્યું, "તાહરા દરજ્જાથી હું (અત્યાર સુધી) બીહતો હતો, (પણ) હવડાં જ્યારે તુંને મેં કુવામાં દીઠો, ત્યારે મેં (આએ) તકને ગનીમત જાણી, કારણ કે જ્ઞાની માણસોએ કહેલું છે (કે) એક નાલાયકને જ્યારે તું નસીબવાલો

જોય, ત્યારે અક્કલમંદો(બી) તેની તાબેદારી અખત્યાર કરશે. જો તું નહિ ધરાવતો હોય ચીરી નાખનારાં તિક્ષણ નખો, તો એજ બેહતર (છે) કે બદ માણસોની સાથે તું ઝગડો કમી કરે. જેણે ફોલાદની બાજુ સાથે પંજો મેલવ્યો, તેણે પોતાની રૂપેરી કાંડીને રંજીદા કીધી. જમાનો તેના હાથને બાંધી લેય ત્યાં તલક તું થોભ, પછી તાહરા દોસ્તોની ઇચ્છા મુજબ તેનું ભેજું બહાર કાહડ."



ખુનને માટે સપુરદ કીધો, અને કાજીએ મહને મારી નાખવાનો ફતવો આપ્યો, અને સુલતાન પોતાનો ફાયદો માહરાં મોહતની અંદર જોયછ. ખોદા, કે જેને બુજોર્ગી અને મોટાઈ સજાવાર છે, તેના સિવાય હું (કોઇની) પનાહ જોતો નથી.

"તાહરા હાથથી (ગુજરતી મુસીબતની) ફર્યાદ કોણની પાસે લઈ જાઉં? તાહરીજ સોડે મહને તાહરી સામે દાદ ચાહવી છે."[1]

સુલતાનનું હૈડું આએ સખુનથી ભરાઈ આવ્યું, અને તેની આંખોમાં આંસુ ફરી વલ્યાં, અને તે બોલ્યો, "આવા એક બેગુનાહનું લોહી રેડવા કરતાં, માહરૂં મોહત વધારે ભલું છે." તેણે તેનું માથું અને આંખો ચુમ્યાં, અને (તેને) છાતીમાં દાબ્યો, અને બેહદ દોલત બખશેશ કીધી, અને તેને છુટો કીધો. કેહછ કે તેજ દાહડે પાદશાહને ફેર પડ્યો.

આ ઉપરથી હું તે બેતના વિચારમાં છું, કે જે એક માહવત નીલ નદીના કિનારા ઉપર બોલ્યો હતો :—

"તાહરા પગની હેઠલ એક કીડીની હાલત (કેવી થાય છે તે) જો તું જાણે, તો તેવોજ હાલ (એક) હાથીના પગ હેઠલ તાહરો છે."

---

[1] Law cannot give my child his kingdom here;
For he, that holds his kingdom, holds the law.
SHAKESPEARE, "*King John.*"

## હેકાયત ૨૪ મી.



અમરૂલઇસ[1]ના ગોલામોમાંનો એક નાહસી ગયો હતો. કેટલાએક શખસો તેની પુઠે ગયા, અને તેને પાછો લાવ્યા. વજીરને તેની સાથે અદાવત હતી, (તેથી તેને) મારી નાખવાની તેણે ઇશારત કીધી, કે બીજા ગોલામો (ફરીને) આવું કામ નહિ કરે. ગોલામે અમરૂલઇસની આગલ જમીન ઉપર માથું મેલ્યું, અને બોલ્યો, "જેબી કંઈ માહરે માથે વીટે, તે જો તું પસંદ કરતો હોય તો તે રવા છે. બંદો શું દાવો કરે? હોકમ (ફરમાવવો તમો) ખોદાવંદને (હસ્તક) છે. પણ હું આએ (તમારાં) ખાનદાનની ન્યામતથી પલાયલો છું, એટલા માટે (એવું) નથી ઇચ્છતો કે કિયામતને દાહડે માહરાં ખુનના તમો જવાબદાર થાવો. અગરજો (હું) બંદાને બેગુનાહ મારી નાખવા તમો ચાહુતા હોવો, તો એકબારગી મહને કાયદાની મતલબની રૂયે મારી નાખો, કે જેથી કિયામતને દાહડે તમો સજા નહિ

---

૧ સફ્ફરીદ વંશનો બીજો બાદશાહ. એણે ઇરાન દેશમાં ઇસવી સને ૮૭૮ થી ૯૦૧ સુધી રાજ કીધું હતું.

પામો." પાદશાહે કહ્યું, "(કાયદાની) મતલબ તે કેવી ઉઠાડું?" તેણે કહ્યું, "(મહને) પરવાનગી આપો કે હું વજીરને મારી નાખું. પછી તેના બદલામાં (મહને) મારી નાખવા ફરમાવો કે જેથી તમોએ મહને વાજબી રીતે મારેલો કેહવાય." પાદશાહ હસી પડ્યો, અને વજીરને કહ્યું, "તું શું દુરસ્ત ધારેછ?" તેણે કહ્યું, "ઓ ખોદાવંદ! આએ શોખ ચશમને, તમારા બાપની ઘોરના સદકા તરીકે, છોડી દેવો કે તે (પોતાની સાથે) મહને પણ બલામાં નહિ નાખે. વાંક માહરો(જ) છે કે દાનાવોના વચનને મેં માન નહિ આપ્યું, કે જેઓએ કહેલું છે (કે) 'જ્યારે તેં ગોફણ ફેંકનાર સાથે ઝગડો ઉઠાવ્યો, ત્યારે (તું જાણજે કે) નાદાનીથી તુંએ તાહરાં માથાંને ભાંજ્યું. જ્યારે દુશ્મનનાં મોહડાં ઉપર તુંએ તીર ફેંકયો, ત્યારે (તો) તું સાહુચેત રેહ કે તેના નિશાનાની અંદર તું બેઠોછ.'"



## હેકાયત ૨૫ મી.



ઝૌઝન[1]ના પાદશાહનો માયાલુ સ્વભાવનો અને નેક ખસલતનો એક અમીર હતો, કે જે સઘલાઓને મોહડાં ઉપર માન આપતો, અને (પીઠ) પાછલ (તેમને માટે) સારૂં બોલતો. એતેફાકથી તેનાથી કંઈક કામ (એવું) બન્યું, કે જે પાદશાહની નજરમાં નાપસંદ આવ્યું. તેને દંડ ફરમાવ્યો, અને સજા કીધી. પાદશાહના અમલદારો, (જેઓએ તેની) આગલી મેહર-

---

૧ ઝૌઝન—ખોરાસાનનું. એક શેહર, જે નીશાપુર અને તોરબતે હઇદરી અથવા ઝાવેહની વચ્ચે આવેલું છે. અરબ ભુગોલનવેશ એદ્રીસી આ શેહરનું સેહજ ફેરવાયલાં—ઝૌઝાન—નામથી બ્યાન કરે છે, અને કહે છે કે તે એક ઘણું બોહલું, મજબુત કિલેબંદી અને ભારી વસ્તી તથા વેપાર ધંધાવાલું શેહર હતું, અને કાઇનથી ત્રણ દિવસના રસ્તા ઉપર આવેલું હતું. મીરખોન્દની શાહદત ઉપરથી આપણે જાણ્યે છિએ કે સાઅદીના વખતમાં ઝૌઝન શેહર ઉપર કોઈ નાઘલો રાજા, જે ખારેઝમના સુલતાનને તાબે હતો, તે અમલ ચલાવતો હતો, અને જેમ સાઅદી તેને "મલેક"ના ખેતાબથી ઓલખાવે છે તેમ આ ઇરાની તવારેખનવેશ્ણી ફક્ત એજ ખેતાબથી તેને બોલાવે છે. (જુઓ મીરખોન્દની "ખારેઝમના સુલતાનોની તવારીખ.")



૧૨

બાની કબુલ રાખી હતી અને તેનો ઉપકાર માનવાને બંધાયલા હતા, તેઓએ તેની કેદની મુદ્દત સુધી (તેની સાથે) નરમી અને મેહરબાની કીધી, અને જંજેરાં તથા ઠપકો (તેના હકમાં) રવા ગણ્યો નહિ.

તાહરા દુશ્મનની સાથે તું સુલેહ કર, અને જો કોઈ દાહડો તે (તાહરી) પીઠ પાછલ તાહરી એબ કાહડે તો તેની નજર આગલ તું તેની તારીફ કર. આખરે (એક) મુજીનાં મોહડાંમાંથી (ખરાબ) સખુન (તો) નિકલવાનો. જો તેનો કવડો સખુન તું (સાંભલવા) નહિ ચાહતો હોય તો તેનું મોહડું તું મિઠું કર.

પાદશાહની ઈતરાજીનું જે કારણ હતું તે મધેનાં થોડાંક તોહમતોમાંથી તે છુટો થયો, અને બાકીનાંને માટે તે કેદખાનાંમાં રહ્યો. આસપાસના પાદશાહોમાંના એકે છુપી રીતે તેની ઉપર પેગામ મોકલ્યો કે, "તાહરી તરફના પાદશાહે તું જેવા મોટા માણસની કદર નહિ બુજી, અને (તાહરી) બેઇજતી કીધી. અગર ફલાનો ચીનો[૧]—ખોદા જેની ઓલાદનું ભલું કરે!—અમારી તરફ જો (પોતાનું) ધ્યાન દોડાવે તો તેની મરજી જાલવવાને માટે જેટલીબી કોશેશ બની શકશે તેટલી કરવામાં આવશે, કારણ કે આએ રાજની આંખો[૨] તેનાં દીદાર જોવાને ઇનતેજાર છે, અને આએ હરફના જવાબને સારૂ રાહ

૧ યાને, તું પોતે.

૨ યાને, દરબારના ઉમરાવો.

જોય છે.” અમીર આથી વાકેફ થયો, અને ધાસ્તીનો અંદેશો કીધો. (અને) તેજ ઘડીએ એક એવો ટુંકો જવાબ કે જે તેને વાજબી દિસ્યો તે (પેલાં) કાગજની પીઠે તેણે લખ્યો, અને રવાને કીધો, કે જે જો જાહેરમાં આવે તો ફિત્નો નહિ ઉઠે. (પાદશાહના) ખિદમતગારોમાંનો એક જે આથી વાકેફ હતો તેણે પાદશાહને ખબર કીધી કે “ફલાનો ધણી, જેને તુંએ કેદ કીધો છે તે, આસપાસના પાદશાહો સાથે, કાગજ પત્રનો વેહવાર રાખેછે.” પાદશાહ ગુસ્સે થયો, અને આ ખબરની તપાસ કરવાનું ફરમાવ્યું. કાસદને પકડવામાં આવ્યો, અને કાગજ વાંચી જોયું. (તેમાં) લખેલું હતું કે તમો મોહટાં માણસોના (હું) બંદા માટેના નેક વિચાર બંદાની લાયકાત થાને વધારે છે, અને જે કબુલ કરવા જોગ માન બખ્શવાનું ફરમાવોછો તે (હું) બંદાને માન્ય રાખવાનું બની શકે એવું નથી, કારણ કે આએ ખાનદાનની ન્યામતથી હું પલાયલો છું, અને વિચારના સેહજસાજ ફેરફારને ખાતર જુન્ના મુરબ્બી સાથે બેવફાઈ કરી શકતો નથી. જેમકે કેહવાયલું છે (કે) “જેની તાહરી ઉપર હરદમ મેહરબાની હોય, તે જો (આખી) ઉમરમાં (કોઇ વખત તાહરી ઉપર) સિતમ કરે તો તું તેને દરગુજર કર.”

પાદશાહને તેની ગુણ પિછાનવાની ખાસિયત પસંદ પડતી આવી, અને તેની ઉપર સરપાવ અને દોલતની બખ્શેશ કીધી, તથા (તેનાથી) માફી ચાહી કે “મેં ભુલ કીધી કે તુંને વગર ગુનાહે દુખી કીધો.” તેણે કહ્યું, “ઓ ખોદાવંદ! (હું)

બંદો આ વાતમાં ખોદાવંદનો કાંઈ વાંક જોતો નથી. પણ સાચ્ચા ખોદાવંદતાઅલાની તકદીર એવીજ હતી કે બંદાને કાંઈ એક નાખુશ બનાવ પોંહચે. પછી તે તાહરેજ હાથે (પોંહચ્યો તો) વધારે સારૂં, કારણ કે આગલી ન્યામત અને ઉપકારભરેલી મેહરબાની- ઓના હક (હું) બંદા ઉપર તું ધરાવેછ, જેમકે ડાહ્યાઓએ કહેલુંછે (કે) "જો તુંને દુનિયાના લોકોથી નુકસાન પોંહચે તો તું દુખી ના થતો, કારણ કે દુનિયાના લોકોથી નથી સુખ પોંહચતું, કે નથી દુખ. દુશ્મન અને દોસ્તની વિરૂદ્ધતા તું ખોદાથી(જ) જાણ, કારણ કે (એ) બંધેનાં દિલ તેના કબજામાં છે. જોકે તીર કમાનમાંથીજ પસાર થાયછ (તોપણ) ડાહ્યાં માણસો તેને કમાનદારથીજ (છુટેલો) જોયછ."



## હેકાયત ૨૬ મી.

અરબ રાજાઓમાંના એકને વિષે મેં (એવું) સાંભળ્યુંછ કે તે પોતાના મેહસુલખાતાંના નોકરોને કેહતો હતો કે ફલાના (શખસ)નો પગાર જેટલો છે તેનો બમણો કરો, કારણ કે તે દરબારનો નોકર છે, અને ફરમાનનો રાહ જોનારો છે, અને બાકીના સઘલા નોકરો (તો) રમત ગમતમાં મશગુલ છે, અને ખિદમત બજાવવામાં સુસ્ત છે. (આ વાત) એક પરહેજગારે સાંભલી, (અને) તેનાં દિલમાંથી ફર્યાદ અને શોર બહાર આવ્યાં. તેને લોકોએ પુછયું કે "તેં શું જોયું (કે તું એમ કરેછ?)" તેણે કહ્યું, "કીર્તિવંત અને મોહટા ખોદાની દરગાહમાં ઉંચે દરજ્જે ચહડવું, એજ મિસાલ ધરાવેછ."

જો બે બામદાદ કોઈ શખસ શાહની ખિદમતમાં આવે તો ત્રીજીએ જરૂર તે તેની ઉપર મેહરબાનીથી નજર કરે. ખાલેસ પરસતેશ કરનારાઓને (એવી) ઉમેદ છે કે તેઓ ખોદાના ઉંબરથી નાઉમેદ થવાના નથી.

મોહટાઈ, ફરમાન કબુલ કરવામાં છે. ફરમાનને તરક કરવું એ બદબખતીની નિશાન છે. જેણી કોઈ રાસ્ત લોકોની પેશાની ધરાવેછ તે (તેના) ઉંબરની ઉપર ખિદમતનું માથું મેલેછ.

## હેકાયત ૨૭ મી.

એક જાલમને વિષે (એવી) હેકાયત કહેછ કે દરવેશોનાં બલતણ તે જુલમથી ખરીદતો, અને તવંગરોને મોઘે ભાવે તે આપતો. એક પરહેજગાર તેની પાસેથી પસાર થયો અને બોલ્યો, "શું તું સાંપ છે કે જેનેબી તું જોયછ તેને તું ડંખેછ? અથવાં તો, (શું તું એક) ઘુવડ છે કે જ્યાંબી તું બેસેછ ત્યાં ખોદી ખણી કહાડેછ?

"તાહરૂં જોર અગરજો હમારી પાસે ફાવી જાય, તોપણ ગેબના જાણનાર ખોદાતાઅલાની આગલ તે ફાવનાર નથી. દુનિયાનાં લોકો ઉપર જાલમી ના કર, કે જેથી (બદ) દુવા આસમાન ઉપર નહિ પોંહચે."

આ બોલોથી તે જાલમ ચીરડાયો, અને તેની નસીહતથી (પોતાનો) ચેહરો સંકોચાંવ્યો, અને તેની ઉપર (કશું) ધ્યાન આપ્યું નહિ. ગરૂરીએ તેને ગુનાહમાં ફસાવ્યો, જેથી એક રાતે બબરચીખાનાંનો આતશ તેનાં લાકડાંની વખારમાં પડ્યો, અને તેની તમામ મિલકત બાલી નાખી, અને તેનાં નરમ બીછાનાં ઉપરથી તેને ગરમ રાખની ઉપર બેસાડ્યો. એવું બન્યું કે

પેલોજ શખસ તેની આગલથી પસાર થયો. તેણે જોયું કે (પોતાના) મિત્રોને તે (એમ) કહેતો હતો (કે) "હું જાણતો નથી કે આ આતશ માહરી હવેલીમાં કયાંથી આવી પડ્યો?" તેણે કહ્યું, "દરવેશોનાં દિલના ધુંવામાંથી." જખમી દિલોના ધુંવાથી તું સાહુચેત રેહ, કારણકે દિલનો જખમ આખરે જાહેર થશે(જ). તાહરામાં શક્તિ હોય ત્યાં સુધી એક(બી) દિલને તું આજુરદેહ નો કર, કારણ કે એક(જ) હાય એક (આખી) દુનિયાને ઉંધી વાલેછ."

આએ ખુશ વાક્ય કયખુશરૂના મેહલ ઉપર લખેલો હતો:—

"કેટલાં બધાં વરશો અને લાંબા જમાનાઓ સુધી, ખલકનાં લોકો, જમીનની ઉપર, માહરાં માથાં ઉપરથી પસાર થશે. જે રીતે, એક હાથથી બીજે હાથ, મુલક માહરી પાસ આવેલો છે, તેજ રીતે બીજા હાથોમાં તે જશે."



# હેકાયત ૨૮ મી.



એક શખસ કુસ્તી રમવાના હુનરની અંદર પાહવરડો બન્યો હતો. તે આ એલમના ત્રણસો અને સાઠ ઉમદા દાવપેચ જાણતો હતો, અને દરરોજ જુદી જુદી રીતે તે કુસ્તી ખેલતો હતો. પણ તેનું દિલ શાગેર્દોમાંના એકની ખુબસુરતી ઉપર લાગેલું હતું, (તેથી) ત્રણસો ને ઓગણસાઠ દાવ તેણે તેને શિખવ્યા, સિવાય એક દાવ, કે જે (તેને) શિખવવાના તે અખાડા કરતો હતો, અને ઢીલ કરતો હતો. ટુંકાંમાં, છોકરો કવ્વત અને હુનરમાં પાહ-વરડો થયો, અને કોઇ(બી) ધણીને તેની સાથે હરીફાઇ કર-વાની તાકાત નહિ રહી, તે એટલી હદ સુધી કે તે જમાનાના પાદશાહની આગલ તે એક દિવસે બોલ્યો કે "માહરી ઉપર માહરા ઉસ્તાદનું જે ચહડતાપણું છે તે (તેની) બુજોર્ગીને લીધે અને તેની તરબિયતના હકને લીધે છે, નહિ તો કે હું તેનાથી કવ્વતમાં કમતર નથી, અને હુનરમાં તેની બરોબર્યો છું." પાદશાહને આ સખુન જબુન લાગ્યો, તેથી ફરમાવ્યું કે તેઓ કુસ્તી ખેલે. એક કુશાદે મકાન તૈયાર કરવામાં આવ્યું, અને

રાજના સ્થંભો, અને હજુરના દરબારીઓ, અને મુલકે મુલકનાં તાલીમબાજો હાજર થયા. છોકરો મસ્ત હાથીની માફક એક (એવા) ધસારા સાથ નિકલી આવ્યો કે જો લોખંડી પાહડ હતે તો (તેને પણ તેની) જગોએથી ઉખેડી કાહડતે. ઉસતાદે જાણ્યું કે (તે) જવાન કવ્વતમાં તેનાથી ચહડતો, અને હુનરમાં (તેનો) બરોબર્યો હતો. પેલો અંજાણો દાવ, કે જે તેણે તેનાથી છુપો રાખ્યો હતો, તે વટે (તેની સાથે) તે બાહજી પળ્યો. છોકરો તે (દાવ)ને રદ કરી જાણતો ન હતો. ઉસતાદે તેને બંધે હાથોએ જમીન ઉપરથી ઉઠાવ્યો, અને માથાં ઉપર ફેરવીને જમીન ઉપર પટક્યો. લોકોમાંથી (શાબાશીનો) પોકાર બહાર આવ્યો. પાદશાહે ઉસતાદને સરપાવ અને દોલત આપવા ફરમાવ્યું. અને છોકરાને ઝંજેરીને ઠપકો આપ્યો, કે "તાહરા ઉછેરનારની સામે થવાનો તુંએ દાવો કીધો, પણ તું (કંઈ) ફાવ્યો નહિ." છોકરાએ કહ્યું, "ઓ ખોદાવંદ! (માહરો) ઉસતાદ જોરમંદીથી માહરી ઉપર ફાવ્યો નથી, પણ કુસ્તીના એલમની કંઈક રજકણ માહરા હકમાં બાકી રહી ગઈ હતી કે જે તેણે માહરાથી છુપાવી હતી. તે બાકી રહેલી રજથી આજે તે માહરી ઉપર ફાવી ગયો છે." ઉસતાદે કહ્યું, "આવા દિવસને માટે(જ) મેં (તે) સાચવી રાખી હતી. જેમકે ડાહ્યાઓએ કહેલું છે (કે) 'દોસ્તને એટલું કવ્વત ના આપ, કે જો તે દુશ્મની કરવા ચાહે તો કરી શકે.' જેણે પોતાના પાલેલાથી જફા જોઇ તેણે શું કહેલું છે તે શું તેં સાંભલ્યું નથી?

'મેં દર રોજ તેને નિશાનબાજીનો હુનર શિખવ્યો, અને જ્યારે તેનો હાથ મજબુત થયો, ત્યારે તેણે મહને તીર માર્યો.' 'યાતો વફાદારી પોતે દુનિયામાં હતી(જ) નહિ, અથવા (જો હતી) તો કોઇએ તેને આ જમાનાંમાં પાલી નહિ. કોઈ (એવો) તીરની વિદ્યા માહરેથી નહિ શિખ્યો, કે જેણે સેવટે મહને(જ) નિશાનો નહિ કીધો.'"



## હેકાયત ૨૯ મી.



**એકાંતવાસ** ભોગવતો એક દરવેશ જંગલનાં એક ખુણાંમાં બેઠેલો હતો. એક પાદશાહ તેની આગલથી પસાર થયો. દરવેશે, એટલા માટે કે તે સંતોષના મુલકમાં (પોંહચેલો) હતો તેથી, પોતાનું માથું ઉઠાવ્યું નહિ, અને (તેની ઉપર કાંઈ) ધ્યાન આપ્યું નહિ. (અને) પાદશાહે, ભપકો કરવો (એ) પાદશાહીને છાજતું છે એટલા માટે, (તેની ઉપર) ગુસ્સો કીધો, અને બોલ્યો, "આએ ઠીગડાંવાલાં કપડાં પેહરનારો ટોલો હેવાનના સરખો છે, (અને) માણુસાઇ અને આદમીપણું ધરાવતો નથી." વજીર તેની નજદીક ગયો, અને બોલ્યો, "ઓ દરવેશ! પૃથ્વિ-પતિ તાહરી પાસેથી પસાર થયો, શાને માટે તુંએ (તેની) ખિદમત નહિ કીધી, અને અદબનો તરીકો બજા નહિ લાવ્યો?" તેણે કહ્યું, "સુલતાનને તું કેહ કે ખિદમતની ઉમેદ તું તેનાથી રાખ કે જે તાહરાથી દોલતની આશા રાખતો હોય. (અને) બીજું, (વલી તું) આએ (બી કેહજે) કે પાદશાહો

રૈયતની પાસબાનીને માટે છે, નહિ (કે) રૈયત પાદશાહની તાબેદારીને માટે."

"પાદશાહ દરવેશોનો પાસબાન છે, જોકે તેની દોલતના દબદબાને લીધે ન્યામત (પોંહચે) છે. ગોસપંદ ગોવાલ્યાને માટે નથી, પણ ગોવાલ્યો તેની ખિદમતને માટે છે.

"જો એકને તું મુરાદમાં ફાવેલો જોશે, તો બીજાનાં દિલને તું (ફોકટની) કોશેશથી જખમી થયલું (જોશે). જ્યાં તલક વિચાર કરનારાં માથાંનાં ભેજાંને ખાક ખાઈ જાય, ત્યાં તલક થોડા દિવસ તું થોબ. જ્યારે લખાયલી કજા નજદીક આવેછ, ત્યારે પાદશાહ અને નોકરનો તફાવત ઉઠી જાયછ. જો કોઈ મુરદાંની ખાકને પાછી ખોદી કાહડે, તો તે તવંગરને દરવેશથી ઓલખી શકવાનો નથી."

પાદશાહને દરવેશનું બોલવું વજનદાર લાગ્યું, (અને) બોલ્યો, "માહરી પાસેથી કોઇબી ચીજ તું માંગી લે." તેણે કહ્યું, "હું એ(જ) ચાહુંછ કે તું બીજી વાર મહને જેહમત નહિ આપે." (પાદશાહ) બોલ્યો, "મહને કંઈક નસીહત દે." (દરવેશે) કહ્યું, "હમણાં જ્યારે તાહરા હાથમાં દોલત છે ત્યારે સમજી લે કે એ દોલત અને મુલક એક હાથથી બીજે હાથ જતાં રહેછ."

## હેકાયત ૩૦ મી.

વજીરોમાંનો એક મિસર દેશના ઝુન્નુન[1]ની પાસે ગયો, અને (તેનાથી) આશીર્વાદ ચાહ્યા કે, "દિવસ અને રાત સુલતાનની નોકરીમાં હું મશગુલ છું, અને તેની મેહરબાનીનો ઉમેદવાર, અને તેની સજાની દેહશતમાં છું." ઝુન્નુન રડવા લાગ્યો, અને બોલ્યો, "જેવી રીતે તું સુલતાનથી બીહેછ, તેવીજ રીતે

૧ એક વખણાયલો મુસલમાન પરહેજગાર સાધુ, અને સુફીઓનો સરદાર. અરબ ટીકાકારો મુજબ આ ધણીનું નામ અબુલ ફઇઝ થૌબન હતું, અને "ઝુન્નુન" તેની અટક હતી. આ નામ તેને એટલા ઉપરથી આપવામાં આવ્યું હતું કે એક વેલાએ તે થોડાક લોકો સાથે એક વહાણમાં મુસાફરી કરતો હતો. તેની સાથવાલાઓમાંના એકનું એક કીમતી મોતી ગુમાઈ ગયું. ઘણીક શોધ કરવા છતાં તે ન મલવાથી સઘલાઓનો શક થૌબન ઉપર બેઠો કે તેણે તે ચોરયું હતું. તેણે પોતાને ઘણોબી નિર્દોષ જણાવ્યો, પણ કોઇએ તેનું માન્યું નહિ. આખરે આ મુસીબતમાંથી છુટવા માટે તેણે એક કલાક સુધી ખોદાની બંદગી કીધી, જ્યારે એક માછલી તે ખોવાયલું મોતી પોતાનાં મોહમાં લઇને દરિયામાંથી બાહેર નિકલી. આ ઉપરથી તેનું નામ "ઝુન્નુન" યાને, મચ્છી સાથનો આદમ, એમ પડ્યું. તે હિજરી સને ૨૪૫ એટલે ઇસવી સને ૮૬૦ માં મરણ પામ્યો હતો. (જુઓ પ્લાત તથા મોં. દફ્રેમરીની એ બાબેની નોત.)

જો હું ખોદાથી બીહતો રેહતે, તો સઘલા પરહેજગારોમાંનો હું (પણ) એક થતે.

"જો દુખ અને સુખની ઉમેદ નહિ હતે તો દરવેશનો પગ આસમાન ઉપર જતે; અને વજીર, જેમ તે પાદશાહથી બીહતો રેહછ તેમ, જો ખોદાથી બીહતો રેહતે તો તે (એક) ફ્રિસ્તો થતે."



## હેકાયત ૩૧ મી.



એક પાદશાહે એક બેગોનાહ શખસને મારી નાખવાની ઈશારત કીધી. તેણે કહ્યું, "ઓ પાદશાહ! માહરી ઉપર તું જે ગોસ્સો રાખે છે તે કારણથી તું પોતાનું દુખ ના શોધ." તેણે કહ્યું, "(તે) કેવી રીતે?" તે બોલ્યો, "આએ સજા માહરી ઉપરથી (તો) એક લેહજામાં વીટી જશે, પણ તેનો ગુનાહ તાહરી ઉપર સદાનો રહી જશે.

"જંગલના પવનની મિસાલ જીંદગીનો દોર વહી ગયો, કડવાસ અને ખુશી, અને બદસુરતી અને ખુબસુરતી, પણ વહી ગયાં. જુલમગારે (એવું) વિચાર્યું કે, તેણે આપણી ઉપર જુલમ ગુજાર્યો, (પણ તે જુલમ તો) તેની(જ) ગરદન ઉપર રહ્યો, અને આપણી ઉપરથી વીટી ગયો." પાદશાહને તેની શિખામણ ફાયદાકારક લાગી, અને તેને મારી નાખવાનો વિચાર માંડી વાલ્યો.

## હેકાયત ૩૨ મી.

નોશેરવાનના વજીરો રાજના લાભને લગતાં એક મહાભારત કામને વિષે મસલત કરતા હતા, અને દરેક જન પોતપોતાનાં ડાહપણ મુજબ વિચાર આપતો હતો. પાદશાહને પણ એજ રીતે એક તદબીરનો વિચાર સુજ્યો. બુઝરચેમેહરે પાદશાહનો વિચાર એખત્યાર કીધો. બીજા વજીરોએ તેને છુપી રીતે કહ્યું કે, "આટલા બધા હકીમોના વિચાર કરતાં પાદશાહના વિચારમાં તેં શું વધારે ખુબી જોઈ?" તેણે કહ્યું, "એટલા માટે કે (આએ) કામનું સેવટ (કોઇને) ખબર નથી, અને સઘલાઓના વિચાર ખોદાની મરજી ઉપર છે, યાતો (તેમાંથી કંઈ) સારૂં નિપજે, અથવા તો માઠું. પછી પાદશાહના વિચારને મલતા થવું (એ) વધારે સારૂં છે, કે જો સારાંનું ઉલટુંજ થાય, તો તેની તાબેદારીનાં કારણે આપણ ઠપકામાંથી મોકલા રહીએ, કારણ કે કેહવાયલું છે (કે) 'પાદશાહના વિચારથી જુદો વિચાર બાંધવો, (તો) પોતે પોતાનાં(જ) લોહીથી હાથ ધોવા જોઇએ. જો પાદશાહ દિવસને માટે કહે, (કે) આ રાત છે, તો કેહવું જોઇએ (કે) આ રહ્યો ચાંદ, અને સાત સેતારાનો ઝુમખો!'"

# હેકાયત ૩૩ મી.

એક મુસાફર (પોતાનાં) ઝુલફાં ગુંથતો (અને કેહતો) કે "હું અલીની તોખમનો છું." અને હાજીઓના એક કાફલાની સાથે શેહેરમાં દાખલ થયો (અને બોલ્યો) કે "હું હજ કરીને આવ્યો છું." અને પાદશાહની પાસે તે એક કસીદો લઈ ગયો કે "(એ) મેં જોડેલો છે." પાદશાહના દરબારીઓમાંનો એક (જે) તેજ વરશમાં દરિયાની સફરથી પાછો ફર્યો હતો, તે બોલ્યો (કે) "મેં એને બકરી ઇદને દાહડે બસરામાં દીઠો હતો, (ત્યારે એ) હાજી કેવી રીતે હોય?" એક બીજા ધણીએ કહ્યું (કે) "હું એને ઓલખું છું. એનો બાપ મલાતીએ[1]નો એક ખ્રિસ્તી હતો, (ત્યારે એ) અલીની તોખમનો કેમ હોય?" અને તેની કવિતા (પણ) અનવરી[2]ની દીવાન[3]માંથી મલી આવી.

---

૧ યુફ્રેતીસ નદી ઉપર આવેલું એક શેહેર. અરમીન્યાની રાજધાણી.

૨ એક જાણીતો ફારસી કવિ. હિજરી સને ૫૭૭ (ઇસવી સને ૧૨૦૦) માં એ મરણ પામ્યો હતો.

૩ અનુપ્રાસ મુળાક્ષરને અનુક્રમે ગોઠવેલા હોય એવી રીતના ગઝલોના સંગ્રહને ફારસીમાં "દીવાન" કહેછે.

પાદશાહે ફરમાવ્યું કે તેને માર મારે, અને બાહેર હાંકી કાહડે, કે આટલું બધું જુઠું એ શાને વાસતે બોલ્યો? તેણે કહ્યું, "ઓ દુનિયાની સપાટીના માલેક! એક સખુન માહરે બીજો કેહવો છે. તે જો રાસ્ત ન હોય તો જેબી સજા તમો ફરમાવો તેને હું લાયક છું." (પાદશાહે) કહ્યું, "તે શું છે?" તેણે કહ્યું, "એક પરાયો મરદ અગર તાહરે માટે છાસ લાવે, તો (તેમાં) બે ભાગ પાણી હોયછ અને એક ચમચો દહી. જો (હું) બંદાથી કાંઈ અવિચારી વાત તું સાંભલે તો રંજીદા ના થતો, (કારણ કે) જેહાન દીઠેલો[1] (શખસ) અતિશય જુઠું બોલેછે." પાદશાહ હસ્યો, અને બોલ્યો, "આથી વધારે સાચો સખુન તું (કોઈ દહાડે) બોલ્યો ન હશે." તેણે હોકમ કીધો કે જેબી એની ઉમેદ હોય તે બર લાવે.

૧ યાને, દુનિયામાં મુસાફરી કરી આવેલો, જેહાન ફરી વલેલો.



## હેકાયત ૩૪ મી.



વજીરોમાંનો એક (પોતાના) હાથ હેઠલનાઓ ઉપર માયા રાખતો હતો, અને સર્વેનાં ભલાં માટે વચમાં પડતો હતો. એવું બન્યું કે તે પાદશાહની ઇતરાજીમાં આવ્યો. સર્વેએ તેના છુટકારા માટે કોશેશ કીધી, અને ચોકીદારોએ તેની સજાની વખતે મેહરબાની દેખાડી, અને બીજા બુજેર્ગોએ તેની નેક ખસલતને વિષે વાતો ફેલાવી, કે જેથી પાદશાહે તેની ખતા માટે દરગુજર કીધી. એક પરહેજગાર એ બાબદથી જાણીતો થયો, અને બોલ્યો, "દોસ્તોનું દિલ તું હાથ કરે એટલા કાજે (તાહરા) બાપનો બગીચો વેચેલો ભલો. (તાહરૂં) ભલું ચાહનારાઓની દેગ પકાવવા માટે જેબી (તાહરો) સામાન હોય તે બાલેલો ભલો. ભુંડું ઇચ્છનારા સાથે પણ નેકી કર, (કારણ કે) કુતરાનું મોહડું (એક) બુકલાથી સીવેલું ભલું."

# હેકાયત ૩૫ મી.

હારૂન-અર-રશીદ[1]ના છોકરાઓમાંનો એક (પોતાના) બાપ પાસે ગુસ્સાભર આવ્યો, અને બોલ્યો (કે) "મહને ફલાના લશ્કરીના છોકરાએ માએ સમાની ગાલ દીધી." હારૂન-અર-રશીદે રાજના સ્થંભોને કહ્યું (કે) "આવા શખસની સજા શું હોય?" એકે (તેને) મારી નાખવાની, અને બીજાએ (તેની) જબાન કાપવાની, અને ત્રીજાએ તેને દંડ કરવાની, સુચના કીધી. હારૂને કહ્યું, "ઓ દીકરા! મ્હોહટું મન એમાં(જ) છે કે તું (એને) માફ કરે, અને જો (તેમ) તાહરેથી નહિ બનતું હોય તો તુંબી તેને ગાલ દે, (પણ) એટલી બધી નહિ કે વેર હદથી બહાર જાય. (નહિ તો કે) પછી જુલમ તાહરી તરફથી થાય અને દાવો (તાહરા) દુશ્મન તરફથી."

ડાહપણવાલાઓની આગલ તે (શખસ) મરદ નથી કે જે ફેરાવન હાથીની સાથે જંગ શોધેછ. હા, ખરેખર રીતે

---

૧ અબ્બાસના વંશનો પાંચમો ખલીફ. એણે હિજરી સને ૧૭૦ થી રાજ્ય કરવાનું શરૂ કીધું હતું.

તો મરદ તે છે કે જેને જ્યારે ગુસ્સો આવેછે, ત્યારે હલકા સખુન ઓચરતો નથી.

એક બદખસલતનાએ એક જનને ગાલ દીધી. તે ખમી ગયો, અને બોલ્યો, "ઓ નેકબખ્ત! તું કેહશે કે 'તું આવો તેવો છે' તેનાં કરતાં હું વધારે ભુંડો છું, કારણ કે માહરી એબ હું જાણુંછ. માહરી માફક તું (તે) જાણતો નથી."



## હેકાયત ૩૬ મી.

બુજોર્ગોની એક ટોલીની સાથે એક વહાણની અંદર હું બેઠેલો હતો. એક મછવો હમારી પુઠે ગરક ગયો. બે ભાઇઓ વમલની અંદર પડ્યા. બુજોર્ગોમાંના એકે ખલાસીને કહ્યું કે "આએ બન્ને ડુબતાઓને પકડ કે દરેકને માટે હું તુંને પચાસ દીનાર આપીશ." ખલાસીએ એકને બચાવ્યો, અને પેલા બીજાએ (પોતાનો) જાન ખોદાને સ્વાધીન કીધો. મેં કહ્યું, "તેની ઉમર બાકી રહી નહિ હતી તેથી તુંએ તેને પકડવામાં ગફલત કીધી." ખલાસી હસ્યો, અને બોલ્યો "તેં જે કહ્યું તે ખરૂં છે, પણ એ ઉપરાંત આને બચાવવા માટે માહરાં મનની મરજી વધારે હતી, એટલા માટે કે એક વખત એક રસ્તામાં હું થાકી ગયો હતો ત્યારે, એણે પોતાનાં ઉંટપર મહને બેસાડ્યો હતો, અને પેલા બીજાને હાથે મેં ચાબુક ખાધા હતા." હું બોલ્યો, "મોહટા ખોદાતાઅલાએ કહ્યું છે તે ખરૂંજ છે (કે), 'જે સારૂં કામ કરેછે, તે પોતાનાં(જ) ભલાં સારૂં કરેછે, અને જે ભુંડું કામ કરેછે તે પોતાનાં(જ) નુકસાનને માટે તેમ કરેછે.'"

બનતાં લગણ કોઈનાંબી દિલને તું નખડીયાં દેતો ના, કારણ કે એ રાહમાં કાંટાઓ છે. હાજતમંદ દરવેશનું કામ તું પાર પાડ, કે તુંનેબી (કોઇવાર તેનું) કામ પડશે.

## હેકાયત ૩૭ મી.

બે ભાઈઓ હતા. એક પાદશાહની નોકરી કરતો, અને બીજો પોતાની બાજુની કોશેશથી રોટલી ખાતો. એકવાર પેલા તવંગરે (તે) ગરીબડાને કહ્યું કે "તું ચાકરી શું કામ કરતો નથી કે તું કામ કરવાની મેહનતથી છુટે?" તેણે કહ્યું, "તું મેહનત શું કામ કરતો નથી કે નોકરીની નામોસીમાંથી તું છુટકારો પામે? કારણ કે ડાહ્યાઓએ કહેલું છે (કે) 'જવનું નાન ખાવું અને જમીનપર બેસવું, (એ) જરીનો પટો કમરપર બાંધવો, અને ખિદમતમાં ઉભું રેહવું (તેના) કરતાં બેહતર છે.'

કલી ચુનાને હાથ વટે ખમીર કરવો, (એ) એક અમીરની આગલ છાતી ઉપર હાથ મેલવા કરતાં[1] બેહતર છે."

શું ખાઉં ઉનાલામાં, અને શું પેહરૂં શિયાલામાં, એ(જ) વિચારમાં કીમતી ઉમર ખરચાઈ ગઈ. ઓ એખી પેટ (ધરાવનાર)! તું એક નાનની ઉપર સંતોશી રેહ, કે જેથી પીઠને ખિદમતમાં તું બેવડ નહિ વાલે.

---

૧ યાને, તાબેદારી કરવા કરતાં.

## હેકાયત ૩૮ મી.

એક શખસ નોશેરવાન આદેલની પાસે ખુશખબરી લાવ્યો, અને કહ્યું કે, "ખોદા જેને મોહટાઈ અને બુજોર્ગી સજાવાર છે તેણે, તાહરા ફલાના દુશ્મનને (દુનિયાથી) ઉઠાવી લીધો." તેણે કહ્યું, "તેં કાંઈ (એવું) સાંભલ્યુંછ કે તે મહને જતો મેલશે?

"મહને દુશ્મનના મરવાથી ખુશાલી નથી, કારણ કે માહરીબી જીંદગી સદાની નથી."



## હેકાયત ૩૯ મી.



દાનાવોની એક ટોલી, નોશેરવાનની દરગાહમાં, કંઈક મસલહતને માટે વાતચીતમાં ગુંટેલી હતી. બુઝરચેમેહર (તે દરમ્યાન) ચુપ (બેઠો) હતો. (તેને) તેઓએ કહ્યું (કે) "હમારી સાથે આએ તકરારમાં તું શું કામ સખુન બોલતો નથી?" તેણે કહ્યું, "વજીરો તબીબોના જેવા છે, અને તબીબ, બીમાર સિવાય (કોઈને), દવા આપતો નથી. માટે જ્યારે હું જોઉંછ કે તમારો વિચાર નેક માર્ગ ઉપર છે, ત્યારે માહરે તેમાં સખુન બોલવો (એ) દાનાઈ નથી.

"જ્યારે એક કામ માહરા વચ્ચે પડ્યા વગર પાર પડતું હોય, ત્યારે માહરે તેમાં સખુન બોલવો છાજતો નથી. પણ જો હું જોઉં કે એક આંધલો અને કુવો છે, તો અગર હું ચુપ બેસું તો (તેમાં) ગુનાહ છે."





૧૫

## હેકાયત ૪૦ મી.



જ્યારે હારૂન-અર-રશીદને મિસરનો મુલક સ્વાધીન થયો ત્યારે તેણે કહ્યું કે "પેલો બલવા-ખોર, કે જેણે મિસરનો મુલક ધરાવાની ગરૂરીને લીધે ખોદાઇ દાવો કીધો હતો, તેની ખોંહસપર હું આએ મુલક માહરા બંદાઓ-માંના હલકામાં હલકા (બંદા) સિવાય (બીજા) કોઇને આપવાનો નથી." ખુસીબ નામનો એક હબસી તેની પાસે હતો. તેને તેણે મિસરનો મુલક બખશ્યો. (એમ) કેહ-વાયલું છે કે તેની અક્કલ અને વિચાર કરવાની શક્તિ એટલી હદ સુધીની હતી કે એક વરશ મિસરના ખેહુતોનો એક ટોલો (જ્યારે) તેની નજદીક ફર્યાદ લાવ્યો કે નાઇલ નદીને કિનારે હમોંએ રૂ વાવ્યો હતો તે કવખતનો વરસાદ આવ્યાથી સઘલો નાશ પામ્યો, (ત્યારે) તેણે કહ્યું, "તમારે ઉન વાવવું જોઇતું હતું, કે જેથી તે નાશ પામતે નહિ!" એક દાનાવે (આ વાત) સાંભલી. તે હસ્યો, અને બોલ્યો, "જો રોજી દાના-ઇથી(જ) વધતી હતે તો નાદાનનાં કરતાં વધારે તંગ રોજીવાલો (બીજો) કોઇબી નહિ હતે. નાદાનને (ખોદા) એવી રીતે રોજી પોંહચાડેછે કે દાનાવ તેની ઉપર અજબ રહેછે.

"બખ્ત અને દોલત અનુભવથી (મલતાં) નથી. ખોદાતાઅલાની મદદ વગર (તે હાંસલ થતાં) નથી. ઘણા માન પામેલા બેઅકલીઓ અને ધિકરાયલા અક્કલમંદો (આ) દુનિયામાં પડેલા છે. કીમ્યાગર દુખ અને રંજથી મરણ પામેછે, (જ્યારે) મુરખ (એક) ખંડિયરમાંથી ખજાનો મેલવેછે."



## હેકાયત ૪૧ મી.



પાદશાહોમાંના એકને માટે એક અતિ ખુબસુરત અને હોસનવાલી ચીનાઈ લોંડી લાવવામાં આવી. (પાદશાહે) ચાહ્યું કે છાકટપણાંની હાલતમાં તેની સાથે તે મેલાપ કરે. લોંડીએ અટકાવ કીધો. પાદશાહ ગુસ્સે થયો, અને તેણીને એક કાલા હબસીને આપી દીધી, કે જેનો ઉપલો હોટ તેનાં નાકનાં નસકોરાંથી પણ બહાર નિકલી આવેલો હતો, અને તેનો નીચલો (હોટ) તેનાં ગરેબાન ઉપર લટકતો હતો. (તે) એક (એવી) સુરત (હતી) કે સુખેહ જીન[1] (પણ) તેના ચેહરાથી બીહને નાહસે, અને તેની બગલમાંથી (ગોયા) નરદમ તારની ગંધ નિકલતી હતી.

તું કેહસે (કે) કયામત સુધી બદસુરતી તેની(જ) ઉપર ખતમ થયલી હતી, અને ખુબસુરતી યુસુફ ઉપર. જેમકે કેહ-

૧ સુલેમાન પાદશાહના વખતનો એક બદકાર જીન, જે પોતાની અતિશય બદસુરતી માટે જાણીતો હતો. એવું કેહવાય છે કે તેણે સુલેમાનની મોહર ચોરી હતી, અને તેની મદદથી સુલેમાનનું તખત ચાલીસ દિવસ સુધી પોતાના કબજામાં રાખ્યું હતું.—પ્લાત.

વાયલું છે (કે) એક એવા ભયાનક દેખાવનો શખસ (તે) નહિ હતો કે જેની ખદસુરતી વિષે (કાંઈબી) ખ્યાલ આપી શકાય, અને વલી (તેની) બગલ—ખોદા તેથી પનાહમાં રાખે!—જેવી કે અમરદાદ (મહિના)ના આફતાબમાં (પડેલી એક) લોથ.

હબસીને તેજ વખતે વિષયી ઇચ્છાની તલબ થઈ, અને હવસ ગાલેબ થયો. તેનો પ્યાર જોશપર ચહડ્યો. * * * * સહવારનાં જ્યારે પાદશાહ હુશ્યાર થયો ત્યારે તેણે લોંડીને શોધી, (પણ તે તેને) મલી નહિ. તેને (સઘલી) બનેલી વાત કેહવામાં આવી. તે ગુસ્સે ભરાયો, અને તેણે હોકમ કીધો કે હબસીને લોંડીની સાથે હાથ પગે મજબુત બાંધે, અને મેહલની અગાસીપરથી ખાહીમાં ફેંકી દેય. વજીરોમાંના એક નેક ખસલતનાએ વચ્ચે પડવાનો ચેહરો જમીન ઉપર મેલ્યો, અને કહ્યું (કે) "બીચારા હબસીનો એમાં કાંઈ વાંક નથી. બલકે સઘલા બંદાઓ અને ખિદમતગારો (આપ) ખોદાવંદની બખશેશ અને નવાજેશના ઉમેદવાર છે." પાદશાહે કહ્યું, "જો હમબિ-અતર થવામાં એક રાતની એ ઢીલ કરતે તો શું હતું?" તેણે કહ્યું, "ઓ જમીનની સપાટીના માલેક! જે કેહવાયલું છે તે શું તમોએ સાંભલ્યું નથી (કે) તરસથી બલતો જ્યારે આબે-હૈયાતના ચશમા આગલ આવી પોંહચેછ, ત્યારે તું એમ ના વિચારતો કે તે મસ્તાન હાથીથી (પણ) બીહે? (એક) બે-ઈમાન ભુખ્યો ખાનાંથી ભરપુર એક ખાલી ઘરમાં હોય, તો અક્કલ (એવું) નથી માનતી કે રમજાનનો તે અંદેશો કરે."

પાદશાહને આએ ટાહુકો પસંદ પડતો આવ્યો, અને કહ્યું, "હબસીને મેં તુંને બખશેશ કીધો, (પણ) લોંડીને હું શું કરૂં?" વજીરે કહ્યું, "લોંડી પણ હબસીને બખ્શ, કે કુતરાનું અરધું ખાધેલું કુતરાનેજ લાયકનું છે. જેમ કે કેહવાયલું છે, (કે)

'હરગેજ થઇને તું તેને દોસ્તીને થકી પસંદ ના કરતો, કે જે નહિ પસંદ કરવા જોગ જગાએ જતો હોય. ગંધીલાં મોહડાંથી અરધું પીવાયલું નિર્મલ પાણી, તરસ્યાનું દિલ ચાહતું નથી.

'જ્યારે આરંજ છાણમાં પડયું હોય, ત્યારે પાદશાહનો હાથ (તે) ફરીથી કયાંથી પામે? તે કુંજો, કે જે ગંધીલાં મોહડાંને પોંહચ્યો હોયછે તે, તરસ્યાનું દિલ ચાહતું નથી.'"



## હેકાયત ૪૨ મી.

સિકંદરને પુછવામાં આવ્યું કે, "પુર્વ અને પશ્ચમના મુલકો તેં કેમ જીત્યા? કાંયકે આગલના પાદશાહો પાસે ખજાનો અને ઉમર, અને મુલક અને લશ્કર, તાહરે થાને વધારે હતાં, પણ આવી ફતેહ (તેમને) મલી ન હતી." તેણે કહ્યું, "મોહટા ખોદાની મદદથી જેબી મુલક મેં જીત્યો તેની રૈયતને મેં દુખ નહિ દીધું, અને આગલા પાદશાહોનું નામ ભલાઈ સિવાય મેં ઓચર્યું નહિ."

ડાહ્યા માણસો તેને બુજર્ગ કેહતા નથી, જે બુજોર્ગોનાં નામને વાંકુ બોલેછ.

બખ્ત અને તખ્ત, અને હોકમવરી અને મનાઈ, અને રાજપાટ, એ સંઘલું કંઈજ નથી, જ્યારે કે તેઓ જતાં રહેછ. ગુજરી ગયલાઓનાં નેક નામોનો તું નાશ નો કર, કે જેથી તાહરૂં(બી) નેક નામ હંમેશ સુધી રહે.

બાબ પેહલો સમાસ.



# બાબ બીજો.

## દરવેશોની રીતભાતમાં.

### હેકાયત ૧ લી.



બુજર્ગોમાંના એકે, એક પરેહજગારને કહ્યું; કે "ફલાના સાધુને વિષે તું શું ધારેછ? કારણ કે બીજાઓએ તેને વિષે તાનાજાનીથી સખુનો કહેલા છે." તેણે કહ્યું, "જાહેરમાં હુ તેની એબ જોતો નથી, અને બાતેનમાં હું તેની એબ જાણતો નથી.

"જેનેબી તું પવિત્રાઇના જામામાં જોય, તેને તું પવિત્ર જાણ, અને નેક મરદ તરીકે પિછાન; અને જો તેનાં દિલમાં શું છે તે તું નહિ જાણતો હોય, તો (તેનાં) ઘરમાં કોટવાલનું શું કામ છે?"

# હેકાયત ૨ જી.



મેં એક દરવેશને દીઠો, જે કઅબા[1]ના ઉંબરની ઉપર (પોતાનું) માથું ઘસતો હતો, અને (એવું) બોલતો હતો (કે) "ઓ માફીના બખશનાર! ઓ મેહરબાન (ખોદા!) તું જાણેછે કે (માહરા સરખા) જુલમીઓ અને અજ્ઞાનોથી શું (પરિણામ) નિપજેછે. (તાહરી) ખિદમતની તકસીરને માટે હું માફી ચાહુંછ, કે બંદગીના બાબમાં હું તાકાત ધરાવતો નથી. ગુનેહગાર ગુનાહની તોબા કરેછ; (અને) ખોદાશેનાસો બંદગીથી માફી ચાહેછ.

"પરેહજગારો બંદગીનો બદલો ચાહે છે, અને વેપારીઓ માલની કીંમત. હું બંદો ઉમેદ લાવેલો છું, નહિ કે બંદગી, અને ભિક્ષા માટે હું આવેલો છું, નહિ (કે) વેપાર માટે. તાહરી લાયકાત પ્રમાણે તું હમારી સાથે ચાલ! હમારાં કરતુક પ્રમાણે તું નો ચાલ!

---

૧ જુવો સફે ૭૭ ઉપરની નોત.

"તું અગર (મહને) મારી નાખે, યા (માહરો) ગુનાહ માફ કરે, તોબી (માહરા) ચેહરા અને માથાં સાથે (તાહરા) ઊંબર ઉપર(જ) હું (પડેલો) છું. બંદાને ફરમાવવાનું (કંઈ) હોયજ નહિ; જેબી તું ફરમાવશે તે હું બજા લાવીશ."

કાબાના દરવાજા ઉપર મેં એક ભિખારીને જોયો, જે ઝાર ઝાર રડતો હતો, અને બોલતો હતો (કે) "હું એમ નથી કેહતો કે માહરી બંદગી તું કબુલ કર, (પણ) માહરા ગુનાહની ઉપર તું માફીનો છેકો માર."



## હેકાયત ૩૭.

ગીલાનવાલો અબદુલ કાદર[1], જેની ઉપર ખોદાની મેહરબાની હોજો! તેને લોકોએ જોયો કે પવિત્ર કઅબામાં તે કાંકરાઓની ઉપર (પોતાનો) ચેહરો મુકીને રડતો હતો, અને બોલતો હતો (કે) "ઓ ખોદાવંદ! (મહને) માફ કર! પણ જો હું સજાને લાયક હોઉં, તો મહને કયામતને દાહડે આંધલો ઉઠાડજે, કે નેક લોકોનાં મોહડાં ઉપર હું શરમીંદો નહિ થાઉં.

"દર સહવાર, કે જ્યારે તું (મહને) યાદ આવેછ ત્યારે, હું (માહરો) ચેહરો આજેઝીની ખાકપર (મેલીને) બોલુંછ (કે) 'ઓ તું! કે જેને હું હરગેજ વિસરતો નથી, તુંને જરાબી (તાહરા) બંદા વિષે યાદ આવેછ?'"

---

૧ એક ઘણોજ પરહેજગાર શખ્સ જે ગીલાનમાં જનમ્યો હતો, અને બગદાદમાં હિજરી સને ૫૬૧ (ઈ. સ. ૧૧૬૬) માં મરણ પામ્યો હતો. એણે કાદર્યાં દરવેશોના ટોલાની સ્થાપના કીધી હતી.

જૉન ટી. પ્લૅટ્સ.

## હેકાયત ૪ થી.



એક ચોર એક પરેહજગારનાં ઘરમાં પેઠો. તેણે ઘણીબી શોધ કીધી, (પણ) કંઈબી ચીજ તેને મલી નહિ. ખાટાં દિલનો (થઈને) તે પાછો ફર્યો. પરેહજગારને તેની (તે) હાલત માલમ પડી. એક ધાબલી, કે જેની ઉપર તે સુતેલો હતો તે, તેણે ઉંચકી, અને ચોરના માર્ગમાં નાખી, કે જેથી તે નાસિપાસ (થઈને) નહિ જાય.

મેં સાંભલ્યુંછ કે ખોદાની રાહનાં માણસોએ દુશ્મનોનાં દિલને પણ દુખવ્યાં નથી. તુંને પણ ક્યારે આ દરજ્જો મલશે? તું! કે જેને તાહરા દોસ્તો સાથે (પણ) કજ્યો અને લડાઈ છે!

પરહેજગાર માંણસોનો ચાહ, શું મોહડાંપર કે શું પીઠ પાછલ, (એક સરખો છે.) એમ નહિ કે તેઓ પીઠ પાછલ (તાહરી) એબ કાહડે, અને તાહરાં મોહડાં ઉપર મરી ફીટે.

જે મોહડાં ઉપર ગરીબ ગોસપંદ જેવો, તે પીઠ પાછલ માણસને ફાડી ખાનારાં વરૂ જેવો (હોયછે.)

જે બીજાઓની એબ તાહરી આગલ લાવેછ, અને બોલી જાયછ, તે બેશક તાહરી એબ બીજાઓની આગલ લઈ જશે.

# હેકાયત ૫ મી.

ખોદાઈ રાહપર ચાલનારા મધેના થોડાકો મુસાફરીને માટે ભેગા મલ્યા હતા, અને (તેની) રંજ અને મોજમજાહમાં ભાગિયા (થયા) હતા. મેં ચાહ્યું કે (તેઓની સાથે) હું (પણ) જોડાઉં. (પણ) તેઓએ (માહરી) સોહબત કીધી નહિ. મેં કહ્યું, "ગરીબોની સોહબતથી ચેહરાને ફેરવી નાખવો, અને (તેઓને તેનો) ફાયદો નહિ મેલવવા દેવો, એ મોટા માણસોનાં ઉદારપણાં અને આચરણથી ઉલટું છે, કારણ કે હું માહરાં વજુદમાં એટલું બધું કવ્વત અને ચાલાકી જોઉંછ, કે (પરહેજગાર) માણસોની ખિદમતમાં હું (એક) હિમ્મતવાન મદદગાર થઈ પડું, (અને) નહિ કે (તેઓનાં) મનની ઉપર એક બોજા સરીખો.

"જો કે હું કોઈ ભારબરદારીપર સવાર નથી, તોપણ હું તમારાં જીનનાં ઢાંકણ ઉઠાવીને તમારી સાથે ઘસડાઇશ."

તેઓમાંના એકે કહ્યું, "આ કે જે તેં (હમારેથી) સાંભલ્યું, તેથી તું દિલ દુખી ના કર, કારણ કે થોડા દાહડા ઉપરજ એક

ચોર દરવેશોની સૂરતમાં (અતરે) આવ્યો, અને હમારી સોહુ-બતની પંક્તિમાં જોડાયો. (સઘલી બાબદોમાં) સલામતી વિચારવી (એ) દરવેશોની ખાસ્યત હોવાથી, તેના ઘુસવા ઉપર તેઓ શક લાવ્યા નહિ, અને દોસ્તી માટે તેઓએ તેને કબુલ કીધો. લોકો શું જાણી શકે કે જામાની અંદર કોણ છે? લખનારો(જ) જાણેછ કે નામાની અંદર શું છે.

"દરવેશોની હાલતનો બહારનો દેખાવ (તેમનો) થિગડ થાગડનો ઝભ્ભો છે, અને જેણે દુનિયા ઉપર પોતાનું ચિત[1] ધરેલું છે (તેને મન) એટલુંજ બસ છે. તું (સારાં) કામો કર, અને ચાહે તેવું પેહર. (ગમે તો) માથે તાજ મુક, અને ખાંધ ઉપર વાવટો. દુનિયા અને હવસ અને જોસ્સો તરક કરવામાં પરેહજગારી છે, નહિ કે માત્ર ઝભ્ભો તરક કરવામાં બસ (થયું.) રેશમી પેહરન[2]માં (એક) મરદ બચ્ચો(જ) હોવો જોઇએછ, (એક) નામરદની ઉપર લડાઇનાં હથિયારનો શો ફાયદો?

૧ અસલમાં "ચેહરો" છે.

૨ લડાઇમાં બખતરની હેઠે રેશમી કપડું પેહરવાનો ચાલ ઇરાનીઓમાં જાએજ હતો, કારણ કે એવું માનવામાં આવતું હતું કે તલવાર રેશમને કાપી શકતી નથી, જેવો વિચાર ગુલેસ્તાનના ત્રિજા બાબમાં પણ હેઠલ પ્રમાણે આવેલો છે:—

"લેતાફત કુન આન જા કે બીની સેતીઝ,
નબરદ કેઝે નર્મરા તીગે તીઝ."

યાને, જ્યાંબી તું કજ્યો જોય ત્યાં તું નરમી વાપરજે, (કારણ કે) તેઝ તલવાર નરમ રેશમને કાપી શકતી નથી.

"એક દિવસ રાત સુધી હમોએ મુસાફરી કીધી, અને રાત વેલાએ એક કિલ્લાનાં હેઠાણમાં હમો સુતા. (પેલો) દુષ્ટ ચોર એક મિત્રનો કુંજો ઉઠાવી ગયો, (એવું કહીને) કે 'હું સનાન કરવા જાઉંછ,' (પણ ખરેખર તો) તે લુટ કરવા ચાલ્યો.

"(કેવો) નાલાયક! કે જે (દરવેશોનો) ખરકો આંગપર પેહરેછ, (અને) કઅબાનાં ઓઢણને (પોતાના) ગધેડાની ઝુલ કરેછ.

"જેવો તે દરવેશોની નજરથી ગુમ થયો કે તે થોડેક ખટકે ગયો, અને એક ડાબલો ચોર્યો. દિવસ રોશન થયો તેટલાં પેલો સિહા દિલનો ઘણો દુર નિકલી ગયો હતો, અને (તેના) બેગુનાહ મિત્રો (તો) ઉંઘેલા(જ) હતા. આમદાદે સઘલાઓને કિલ્લામાં લેઈ આવ્યા, અને બંદીખાનાંમાં નાખ્યા. તે દિવસથી હમોએ મિત્રાચારી પાછી તરક કીધી, અને એકાંત-વાસનો તરીકો પકડ્યો. એકાંત રેહવામાંજ સલામતી છે એમ હમોએ જણાવ્યું.

"જ્યારે એક કોમમાં કોઈ બેવકુફી કરેછ, ત્યારે નથી મોહટાંની આબરૂ રેહતી, કે નથી નાધલાંની. શું તું નથી જોતો, કે ચરવાની જગ્યાએ એક ગાય, ગામડાંની તમામ ગાયોની ખરાબી કરેછ?"

મેં કહ્યું "ખોદા કે જેને ઇજત અને બુજેગી સજાવાર છે, તેના ઉપકાર અને આભારથી હું દરવેશોના ફાયદાઓથી નિરાશ થયો નથી. જોકે દેખાતી રીતે હું (તેઓની) સંગતથી જુદો

પડેલો છું, તોપણ આ ફાયદાભરી વાતથી મહને લાભ થયો છે, અને (માહરી) તમામ જીંદગી સુધી મહને આ નસીહત કામ આવશે.

"એક મિજલસની માંહે એક ગમારને લીધે ઘણા ડાહ્યાઓનાં દિલ આઝુરદે થાય છે. અગર જો એક ટાંકી ગોલાબથી ભરવામાં આવે, (તોપણ જો) તેમાં એક કુતરો પડે, તો તે (તેને) અપવિત્ર કરે.



## હેકાયત ૬ થી.



એક પરેહજગાર એક પાદશાહનો પરોણો હતો. જ્યારે તેઓ જમવા બેઠા, ત્યારે તેણે પોતાનો ઈરાદો હતો તે થાને ઓછું ખાધું, અને જ્યારે નેમાજને માટે ઉઠ્યા, ત્યારે તેણે પોતાની આદત હતી તે થાને વધારે કીધું, કે જેથી તેના હકમાંનું સારૂં મત જ્યાદે થાય.

ઓ (મુસાફર) આરબ! મહને ભય છે કે તું કઅબે પોંહચી શકવાનો નથી; કારણ કે આ જે રસ્તે તું જાય છે તે તુરકસ્તાન તરફનો છે.

જ્યારે તે (પોતાને) ઘર પાછો આવ્યો, ત્યારે તેણે ચાહ્યું કે સુફરો બીછાવે, કે તે ખોરાક લીયે. તેનો ચાલાક જેહનનો એક છોકરો હતો તેણે કહ્યું, "ઓ બાપ! તુંને સુલતાનને ત્યાનું ઇજન હતું, (અને) શું તેં (ત્યાં) ખાનું નહિ લીધું?" તેણે કહ્યું, "તે લોકોની નજર આગલ કંઈ ચીજ મેં ખાધી નહિ, કે (તેઓની પાસે માહરૂં) કામ થાય." (દીકરાએ) કહ્યું, "(તાહરી) નેમાજબી તું પાછી પઢ, કે (તે પણ) તેં એવી નહિ કીધી કે જે તુંને કામ આવે."

ઓ તું! જેણે (તાહરી) ખુબીઓને હાથની હથેલી ઉપર ધરેલી છે, (અને) ખામીઓને બગલની હેઠે છુપાવેલી છે! દગા ભરેલાં રૂપાંથી સંકટને દિવસે તું શું ખરીદનાર છે, ઓ તું ગરૂરી ધરાવનાર?

## હેકાયત ૭ મી.

માહને યાદ છે કે બચગીના વખતમાં હું એબાદત કરનારો, અને (બંદગી સારૂં) રાત વેલાએ ઉઠનારો, અને પવિત્રાઈ અને પરેહજગારીને ચાહનારો હતો. એક રાતે (માહરા) બાપની ખિદમતમાં હું બેઠેલો હતો, અને આખી રાત (માહરી) આંખોને મેં બંધ કીધી હતી નહિ, અને બેમુલું કોરાન (માહરી) છાતી પર મેં ધરેલું હતું, અને માહરી આસપાસ લોક સુતેલાં હતાં. મેં (માહરા) બાપને કહ્યું, "એઓમાંથી એક (પણ) સર ઉઠાવતો નથી કે બંદગી ગુજારે. ગફલતીની ઉંઘમાં તેઓ એવા તો (પડેલા) છે કે તું (એમ) કેહશે કે તેઓ મુવેલા(જ) છે." તેણે કહ્યું, "ઓ માહરા જાન![1] તું લોકોની એબ ઉઘાડે તે કરતાં તુંબી ઉંઘાય તો બેહતર છે.

"ગુમાની (માણસ) પોતા સિવાય બીજું કંઈ જોઈ શકતો નથી, કારણ કે મગરૂરીનો પરદો તે પોતાની આગલ ધરાવેછ. જો તુંને ખોદાને પિછાનવાની આંખ મલે, તો તું કોઇનેબી પોતા થાને વધારે આજેજ નહિ જોય."

---

૧ અસલમાં "તાહરા બાપના જાન" છે.

# હેકાયત ૮ મી.



બુઝોર્ગોમાંના એકની, એક મિજલસની અંદર, વખાણ કરવામાં આવતી હતી, અને તેના તારીફ લાયક સદગુણોને અતિશે સહરાવવામાં આવતા હતા. તેણે વિચાર કરીને (પોતાનું) સર ઉઠાવ્યું, અને કહ્યું, "હું એવો છું કે જે હું(જ) જાણુંછ."

ઓ તું! કે જે માહરા ભલા ગુણો ગણી જાયછ, તાહરે માટે (એટલુંજ) બસ છે કે જેવો હું દેખાઉંછ તેવો તું મહને પિછાનેછ; પણ માહરી અંદર જે છુપેલું છે તે તું જાણી શકતો નથી.

માહરૂં બદન આલમના લોકોની આંખોમાં સોહામણા દેખાવવાલું છે, પણ માહરી અંદરની બદીથી હું ખેજાલતનું માથું ઝોંકાવેલું રાખુંછ. મોરને જે ખુબસૂરતી અને રંગો છે તેથી દુનિયા તેની વખાણ કરેછે, પણ તે (પોતે તો) પોતાના બદસૂરત પગોથી શરમીંદો છે.

# હેકાયત ૯ મી.

લેબેનોન (પાહડ)ના પરેહજગારોમાંનો એક કે જેની વાએજો પશ્ચિમ તરફના મુલકોમાં યાદ કરવામાં આવતી હતી, અને જે પોતાના મોજેજાને માટે મશહુર થયલો હતો, તે દેમાસકસની જુમા મસજીદમાં આવ્યો, (અને) કલાસેની હોજની કિનારી ઉપર સ્નાન કરતો હતો. (એવામાં) એકાએક તેનો પગ લપસ્યો, (અને) તે હોજની અંદર તુટી પડ્યો, અને ઘણી મુશ્કેલીએ તે જગેથી (તેનો) છુટકો થયો. જ્યારે તે નિમાજથી પરવાર્યો ત્યારે (તેના) સાથીઓમાંના એકે તેને કહ્યું, "મહને એક મુશ્કેલી છે." પરેહજગારે કહ્યું, "તે શું છે?" તેણે કહ્યું, "મહને યાદ છે કે એક દિવસ તું પશ્ચિમના સમૃદ્ર[1] ઉપર ચાલી જતો હતો, અને તાહરા પગનાં તલીયાં (વટીક) ભિનાયાં હતાં નહિ, અને આજે એક માણસપુર પાણીમાં તુંને હલાક થવામાં કાંઈ બાકી નહિ હતું. એમાં શી ફિલસુફી છે?" પરેહજગાર આ વિચાર અંદર થોડો વખત ગરક થયો. ઘણુંક મનન કરવા પછે તેણે (પોતાનું) સર ઉઠાવ્યું, અને કહ્યું, "આલમનો ધણી મહમ્મદ મુસ્તફા—કે જેની ઉપર ખોદાની

---

૧ ભૂમધ્ય સમૂદ્ર.

મેહરબાની અને દરૂદ હોજો!–શું કહી ગયોછ તે શું તેં સાંભલ્યું નથી? 'મહને ખોદાને મલવાના ચોકસ પ્રસંગો હોયછે, જ્યારે (તેની) નજદીકનો કોઈપણ ફરેશ્તો, અથવા તેનો મોકલેલો કોઇ પણ પેગમ્બર, માહરી બરોબરી કરી શકતો નથી.' અને તેણે (કંઈ એમ) નથી કહ્યું (કે) 'હમેશાં (એમજ બનતું હતું.)' એક વખત એવો પણ હતો કે (જ્યારે) જબ્રઇલ અને મીકાયલને (પણ) તે ગણકાવતો હતો નહિ, અને બીજી વખત તે હફસે અને ઝઈનબ[1] સાથે ભેલાતો હતો. પવિત્રોનું બ્રહ્મજ્ઞાન ખોદાને જોવામાં તેમજ તેને નહિ જોવામાં છે. (ઘડીકમાં) તે દેખાયછ, અને (ઘડીકમાં) તે છુપાયછ.

"તું (તાહરો) દીદાર દેખાડે છે, અને (વલી પાછો) છુપાવે છે, (અને) તાહરૂં બજાર અને હમારો આતશ તેજી કરેછે.

"(ખોદા) જેને હું ચાહુંછ, તેને હું કોઇની પણ મારફત વગર જોઉંછ, (અને) તેથી હું (એક) એવી હાલતમાં આવી પડુંછ, (કે) જેથી હું માહરી રાહ ચુકુંછ. તે આતશ સલગાવેછ, અને તેને પાણી છાંટીને બુજાવેછ. એટલા માટે તું મહને બલેલો અને ડુબેલો જોશે."

પેલા ફરજંદ ગુમ કરી બેઠેલાને[2] એક જણે પુછ્યું, "ઓ ઉંચી બુન્યાદના (અને) ડાહપણવાલા ઘરડા પુરૂષ! (છેક) મિસર વેરથી તેનાં (યાને, તાહરા ખોવાયલા છોકરાનાં) પેહરનનો

૧ મહમ્મદની અતિ માનીતી બે મોહરદારો.

૨ યાને, યુસુફના બાપ યાકુબને.

વાસ તુંને આવ્યો, તો કેનાનના (નજદીકનાજ) કુવામાં તેં તેને કેમ નહિ જોયો?"[1] તેણે કહ્યું, "હમારો હેવાલ કુદરતી વીજલીના જેવો છે. એક ઘડીએ તે દેખાયછે, અને બીજી ઘડીએ તે છુપાયછે. એક વેલા હું ઉંચાંમાં ઉંચાં બેહશ્તમાં બેસુંછ, (તો) બીજી વેલા માહરા પગની પાછલ (શું બનેછ તે) હું જોઈ શકતો નથી. દરવેશ અગર એકજ (ધ્યાની) હાલતમાં રેહતો હોય તો બંધે દુનિયાથી તે પોતાના હાથના છેડા ખંખેરી કાહડે."[2]

---

૧ મુસલમાન તથા ખ્રિસ્તી તથા યાહુદી લોકોના એતેકાદ પ્રમાણે ઘણા પેગમ્બરો થઈ ગયા છે તેમાંનો યાકુબ નામનો એક પેગમ્બર હતો. તેનો એક છોકરો યુસુફ નામનો ઘણો ખૂબસૂરત હતો. તેના ઉપર બાપની માયા ઘણી હતી. તેની બીજી માએના અગિયાર ભાઇઓ હતા, તેઓએ અદેખાઇને મારે યુસુફને બાપ પાસેથી મેજબાની ખાવા જવાને બાહને માંગી લઈ જઇને કેનાનનાં જંગલના કુવામાં નાખી આવ્યા, ને બાપને કહ્યું કે તેને તો વાઘ ખાઈ ગયો. તેથી બાપ ઘણોજ દલગીર હતો. પછી યુસુફને તો એક વણજારાએ કુવામાંથી કાહડીને મિસરમાં લઈ જઇને વેચ્યો. તે વાર પછી તો એવો સંજોગ બન્યો કે યુસુફ મિસરનો પાદશાહ થયો. તે યુસુફનાં આંગ ઉપર તેના બપાવાનું કરામત ભરેલું એક પેહરન પેહરાવેલું હતું, તે પેહરનનો વાસ યાકુબનાં નાકમાં મિસરથી કેનાન ગયો. (મોબેદ ફ્રરદુનજી મરજબાનજી ઉપરથી.)

૨ યાને, દુનિયાને તુચ્છકારી કાહડે.

# હેકાયત ૧૦ મી.

બઅલબક[1]ની જુમા મસજીદમાં હું વાઅજના કેટલાક સખુનો, સુકાઈ ગયલી લાગણી અને સુન મારી ગયલાં દિલવાલા, અને હાડમંદ દુનિયા ઉપરથી મીનોઈ જેહાનપર વિચાર નહિ લેઈ ગયલા, એક ટોલા આગલ કેહતો હતો. મેં જોયું કે માહરૂં બોલવું (કાંઈ) અસર ઉપજાવતું નથી, અને માહરો આતશ લીલાં બલતણ ઉપર (કાંઈ) અસર કરતો નથી. (આવાં) હેવાનોને કેલવણી આપવાથી, અને આંધલાઓની (એક) મિજલસમાં આરસી ધરવાથી, હું અફ્સોસ કરવા લાગ્યો. તોપણ ખોદાઈ જ્ઞાનનો દરવાજો ખોલ્લો હતો, અને સખુનોનો સેલસેલો લંબાયલો હતો, અને "તેની (યાને, માણસની) ગલાંની નેસ-થીબી હું (યાને, ખોદા) તેની (યાને, માણસની) નજદીક છું" એ કોરાનની સતરોની માએની સમજાવવા સુધી હું આવી પોંહચ્યો હતો, જ્યારે મેં કહ્યું, "માહરા પોતા કરતાં માહરો દોસ્ત માહરી નજદીક વધારે છે, (પણ) મુશ્કેલ એ છે કે હું

૧ સીરિયામાં આવેલું એક શેહર. અસલી યુનાનીઓનું હેલ્યોપોલીસ.

તેનાથી દૂર છું. શું કરૂં, (અને) કોણને કેહું, કે તે માહરી ગોદમાં (છે) અને હું તેનાથી જુદો છું."

હું આ સખુનોના શરાબમાં મસ્ત હતો, અને પ્યાલાંમાંનો થરો (હજુ) માહરા હાથમાં હતો, એવામાં એકાએક, (ખોદાની) રાહપર ચાલનારો એક, મિજલસની બાજુમાંથી પસાર થયો, અને (શરાબના) છેલ્લા દોરે તેની ઉપર અસર કીધી. તેણે એક એવો તો પોકાર માર્યો કે (જેથી) બીજાઓએ (પણ) તેની સાથે મલીને શોર મચાવ્યો, અને મિજલસના અનાડીઓ જોશ પર ચહડ્યા. મેં કહ્યું, "સુબ્હાન અલ્લા (કે) ખબર સાથના દૂરનાઓ નજદીકીમાં છે, અને અવિચારી નજદીકનાઓ દૂર છે."

જ્યારે સાંભલનારો સખુનને સમજતો નથી, ત્યારે સ્વભાવનું કૌવત તું બોલનારાથી નો શોધ. (સમજવાની) ઇચ્છાનાં મેદાનનો વિસ્તાર તું લઈ આવ, કે સખુન બોલનારો મરદ (પોતાની) દડીને ફટકાવી શકે.



# હેકાયત ૧૧ મી.



એક રાતે મક્કાનાં બિયાબાનમાં ઉંઘ વગર માહરો ચાલનારા પગ થાકી ગયા. (આસાયશ લેવા સારૂ) મેં (માહરૂં) સર (જમીન ઉપર) મેલ્યું, અને ઉંટવાલાને કહ્યું (કે) "માહરેથી હાથ ઉઠાવજે.

"બાપડા પાંઉપ્યાદાના પગ તે કયાં સુધી ચાલે, જયારે ઉંટ (પોતેજ) ખમવાની તાકાત ન રાખે? એક ફરબેનું શરીર તવાઈ જાય તેટલાં તો એક તવાયલું માણસ સખ્તીથી મરણ પામે."

તેણે કહ્યું, "ઓ ભાઈ! (મક્કાની) પવિત્ર જગા (આપણી) આગલ છે, અને ચોરો (આપણી) પાછલ છે. જો તું ચાલવું જારી રાખે તો તાહરો જાન તું સલામત બચાવે, અને જો તું ઉંઘાયો તો તું મુવો. કેહવાયલું છે તે શું તેં સાંભલ્યું નથી? કે જંગલની રાહમાં કુચ કરવાની રાતે બાવલની હેઠે સુવું ખુશ (તો) છે, પણ તેમાં જીવ જવાનો (સોદો) સમજવો."



## હેકાયત ૧૨ મી.



મેં એક પરેહજગારને જોયો કે જે (એક) દરિયાના કિનારા ઉપર બેઠેલો હતો. તેને (એક) ચિત્તાનો જખમ થયલો હતો, અને કાંઈ પણ દવાથી તે સારો થતો હતો નહિ. લાંબી મુદત સુધી આએ દુખી હાલતમાં, ખોદા, કે જેને ઇજત અને બુજોર્ગી સજાવાર છે, તેના તે શુકર કરતો હતો. તેને પુછવામાં આવ્યું કે "તું શાની શુકરગુજારી કરેછે?" તેણે કહ્યું, "શુકરાના એટલા માટે કે—વખાણ હોજો ખોદાની!—હું મુસીબતમાં ગિરફ્તાર છું, નહિ (કે) ગુનાહમાં.

"પેલો પ્યારો દોસ્ત જો મહને ઠાર મારવાને માટે (કોઇને) આપી દેય, તો તું (એમ તો) નહિ કેહશે કે તે પલે મહને માહરા જાનનો ગમ છે. (પણ) હું (એમ) કેહું (કે હું) ગરીબ બંદાથી શું ગુનાહ થયો કે માહરેથી (તેનું) દિલ આજુરદે થયું? ગમ મહને તેનો છે."

## હેકાયત ૧૧ મી.



એક રાતે મક્કાનાં બિયાબાનમાં ઉંઘ વગર માહરા ચાલનારા પગ થાકી ગયા. (આસાયશ લેવા સારૂં) મેં (માહરૂં) સર (જમીન ઉપર) મેલ્યું, અને ઉંટવાલાને કહ્યું (કે) "માહરેથી હાથ ઉઠાવજે.

"બાપડા પાંઉપ્યાદાના પગ તે ક્યાં સુધી ચાલે, જ્યારે ઉંટ (પોતેજ) ખમવાની તાકાત ન રાખે? એક ફરબેનું શરીર તવાઈ જાય તેટલાં તો એક તવાયલું માણસ સખ્તીથી મરણ પામે."

તેણે કહ્યું, "એ ભાઈ! (મક્કાની) પવિત્ર જગા (આપણી) આગલ છે, અને ચોરો (આપણી) પાછલ છે. જો તું ચાલવું જારી રાખે તો તાહરો જાન તું સલામત બચાવે, અને જો તું ઉંઘાયો તો તું સુવો. કેહવાયલું છે તે શું તેં સાંભલ્યું નથી? કે જંગલની રાહમાં કુચ કરવાની રાતે બાવલની હેઠે સુવું ખુશ (તો) છે, પણ તેમાં જીવ જવાનો (સોદો) સમજવો."



## હેકાયત ૧૪ મી.



એક પાદશાહે એક પરહેજગારને પુછયું કે, "માહરે વિષે તુંને કંઈબી યાદ આવેછ?" તેણે કહ્યું, "હા, જે વખતે કે ખોદા, (જે) ઇજતવાલો અને બુજોર્ગ છે, તેને હું વિસરી જાઉંછ, ત્યારે તાહરી મહને યાદ આવેછ."

તે ધણી કે જેને તે (યાને, ખોદા) પોતાનાં બારણાંથી હાંકી કાહડેછ તે દરેક બાજુએ દોડતો (ફરે) છે, અને જેને કે તે બોલાવે છે, તે કોઇને(બી) બારણે દોડતો નથી.



# હેકાયત ૧૩ મી.



એક દરવેશને કાંઈ જરૂર આવી પડી. એક મિત્રનાં ઘરમાંથી તેણે એક ધાબલી ચોરી. હાકમે ફરમાવ્યું કે તેના હાથ કાપી નાખે. ધાબલીનો ધણી વચ્ચે પડ્યો કે, "હું એને માફ કરૂંછ." હાકમે કહ્યું, "તાહરા વચ્ચે પડવાથી કાયદાની હદ હું તોડનાર નથી." તેણે કહ્યું, "તેં (જે) કહ્યું તે રાસ્ત છે, તોપણ જેબી કોઈ ધરમમાં આપેલા માલમાંથી કંઈ ચીજ ચોરે તેને કાપવો વાજબી નથી, કારણ કે ધરમનો માલ વગર ધણિયાતો છે, અને જેબી કંઈ દરવેશોની માલેકીનું છે તે મોહતાજોને માટે ધરમમાં આપેલું છે." હાકમને આએ સખુનો મુસ્તકીમ લાગ્યા. તેણે તેનાથી (પોતાનો) હાથ ઉઠાવ્યો, અને તેને ઠપકો આપ્યો કે, "શું દુનિયા એટલી બધી તાહરે માટે તંગ બની હતી કે તેં ચોરી (કેથે) નહિ કીધી મગર આવાજ એક દોસ્તદારનાં ઘરમાં?" તેણે કહ્યું, "ઓ ખોદાવંદ! શું તેં નથી સાંભલ્યું, જે કેહવાયલું છે તે, (કે) 'દોસ્તોનાં ઘર તું ઝાડી કાહડ, અને દુશ્મનોનું બારણું તું ચોકતો ના?'

"જ્યારે તું સખ્તીથી નીચે પડેલો હોય ત્યારે, (તાહરૂં) દિલ નાચારીને સોંફતો ના, (પણ) દુશ્મનોની તું ચામડી ઉતારજે, (અને) દોસ્તોના ઝબ્બા."

## હેકાયત ૧૪ મી.

એક પાદશાહે એક પરહેઝગારને પુછ્યું કે, "માહરે વિષે તુંને કંઈબી યાદ આવેછ?" તેણે કહ્યું, "હા, જે વખતે કે ખોદા, (જે) ઇજ્જતવાળો અને બુજર્ગ છે, તેને હું વિસરી જાઉંછ, ત્યારે તાહરી મહને યાદ આવેછ."

તે ધણી કે જેને તે (યાને, ખોદા) પોતાનાં બારણાંથી હાંકી કાહડેછ તે દરેક બાજુએ દોડતો (ફરે) છે, અને જેને કે તે બોલાવે છે, તે કોઇને(બી) બારણે દોડતો નથી.



# હેકાયત ૧૫ મી.



પરહેજ઼ગારોમાંના એકે સ્વપ્નાની અંદર એક પાદશાહને બેહશ્તમાં, અને એક પરહેજ઼ગારને દોજખમાં જોયો. તેણે પુછયું કે, "આનો દરજ્જો (આટલો બધો) ચહડતો થવાનું કારણ શું? અને પેલાનો મરતબો હેઠો પડવાનો સબબ શો? કાંયકે હું તો એથી ઉલટોજ વિચાર ધરાવતો હતો." પોકાર આવ્યો કે "આ પાદશાહ દરવેશોની મોહબતને લીધે બેહશ્તમાં છે, અને આ પરહેજ઼ગાર પાદશાહોની સંગતને લીધે દોજખમાં છે."

ઝબ્ભો અને તસબીહ અને ઠીગડાંવાલાં વસતરો તુંને શું કામ આવવાનાં છે? તું પોતાને બુરાં કામોથી પરહેજ રાખ. તુંને (મ.થે) બરકી[1] ટોપી રાખવાની (કંઈ) જરૂર નથી. દરવેશના ગુણવાલો તું થા, અને (પછે ગમે તો) તું તારતરી ટોપી રાખ.

---

૧ બરક-ઉંટના બાલમાંથી વણેલું ગરમ કપડું.

## હેકાયત ૧૬ મી.

ઊંઘાડાં સરનો અને (ઊંઘાડા) પગનો એક દરવેશ, કુફા (શહેર)માંથી હાજીઓની એક વંજાર સાથે બહાર આવ્યો, અને હમારી સાથે સુસાફરી કરવા લાગ્યો. મેં જોયું કે તેની પાસે એક કુટી બદામ[1] નહિ હતી. તે લેહરે લેહરે ચાલતો હતો, અને બોલતો હતો (કે) "હું નથી ઊંટ ઉપર સવાર, (કે) નથી ઊંટની પેરે બોજાનો ઉઠાવનાર. નથી રૈયતનો (હું) શાહ, (કે કોઈ) શાહનશાહનો ગોલામ. નથી હસ્તીનો મહને ગમ, કે નથી નીસ્તીની ચિંતા. આસુદગીથી હું દમ મારૂંછું, ને જીંદગી (એ મુજબ) પુરી કરૂંછું."

એક ઊંટની ઉપર સવાર થયલાએ તેને કહ્યું, "ઓ દરવેશ! તું કયાં જાયછ? તું પાછો ફર, કે કષ્ટીથી તું માર્યો જશે." તેણે (તેનું) સાંભલ્યું નહિ, અને (પોતાનું) કદમ બિયાબાનમાં ધર્યું, અને ચાલતો થયો. જ્યારે (હમો) બની મહમુદની ખજુરીની ઘટા આગલ આવી પોંહચ્યા, ત્યારે પેલા (ઉંટપર

---

૧ અસલમાં "એકબી સિક્કો" એ પ્રમાણે છે.

થયલા) તવંગરની અજલ આવી પોંહચી. દરવેશ તેના તકયાની આગલ આવ્યો, અને બોલ્યો, "હું કષ્ટીથી નહિ મુવો, ને તું ઊંટ ઉપર મુવો."

એક શખસ (એક) આખી રાત (એક) બીમારનાં માથાં આગલ રોયો. જ્યારે દિસ થઈ, ત્યારે તે મરણ પામ્યો, ને બીમાર જીવ્યો.

અરે! ઘણાક તેજી ઘોડાઓ આજેજ થયા, કે (જ્યારે) લંગડું ગધેડું સહી સલામત મંજલને નાકે આવી પોંહચ્યું. ઘણીક વખત ખાકની અંદર તનદરોસ્તોને દફનાવવામાં આવ્યા છે, જ્યારે જખમ ખાધેલાઓ મુવા નથી.



## હેકાયત ૧૭ મી.



એક અજ્ઞાન પરહેજ઼ગારને એક પાદશાહે બોલાવ્યો. પરહેજ઼ગારે વિચાર્યું કે, "હું કંઈ (એવી) દવા લેઊં કે (જેથી) હું નબલો પડું, જેથી (પાદશાહ) માહરે વાસ્તે જે ઊંચું મત ધરાવેછ તેમાં વધારો થાય." એમ કેહવાયલું છે કે તેણે એક દવા ખાધી, (જે) ક઼ાતેલ ઝેહેર હતું, (અને જેથી) તે મરણ પામ્યો.

જેને મેં પસ્તાંનાં જેવો ભરેલાં મ઼ગજનો દીઠો, તે પર-ઉપર-પરવાલા કાંદાના જેવો નિકલ્યો. દુનિયાની ઉપર ધ્યાન ધરી બેઠેલા પરહેજ઼ગારો (પોતાની) બંદગી કેબલાપર પીઠ દઈને કરે છે.

જ્યાં સુધી તું ઉમર[1] અને બક્ર[1] અને ઝઈદ[1]ને ભજનારો[2] છે ત્યાં સુધી તું મુક્તિની તલબ કરતો ના, કારણ કે (જો તું તેમ કરે તો) તું મકરબાજ છે. જ્યારે બંદો ખોદાને પોતાના(જ) તરીકે બોલાવે છે, ત્યારે તેને ઘટેછે કે ખોદા સિવાય (કોઈ બીજાને) તે પિછાને નહિ.

---

૧ અરબ મર્દોનાં સાધારણ નામ.

૨ યાને, દુનિયાને પૂજનારો છે.

## હેકાયત ૧૮ મી.



એક વંજારને યૂનાનની ભૂમી ઉપર માર મારવામાં આવ્યો, અને (તેમનો) શુમાર વગરનો માલ લુટી લેવામાં આવ્યો. (વંજારના) વેપારીઓ રડવા અને વિલાપ કરવા લાગયા. તેઓ ખોદા અને પેગમ્બરને વચે પડી બચાવવા માટે બોલાવવા લાગ્યા, (પણ તેમનું કંઈ) વલ્યું નહિ.

સિહા દિલનો ચોર જો ફતેહમંદ થયો, તો તેને વંજારનાં રડવાનો શો ગમ હોય?

હકીમ લુકમાન તે વંજારની અંદર હતો. તેને વંજારમાંના એકે કહ્યું, "એઓને તું થોડાક ડાહપણના અને નસીહતના સખુનો કેહ, (કે) કદાચ તેઓ હમારા માલથી (પોતાના) હાથ ઉઠાવે. (કારણ કે આ) અફસોસકારક છે કે આટલો બધો માલ ફોકટમાં ગુમાય." લુકમાને કહ્યું, "અફસોસકારક (તો એ) છે (કે) ડાહપણના સખુનો એઓને કેહવા.

"લોહડું કે જેને કાટે ખાધેલું હોય, તેને સીકલ કરવાથી તેનો કાટ કાહડી શકાતો નથી. સિહા દિલવાલાને વાઅજના સખુનો કેહવામાં શો ફાયદો? લોહડાંનો ખીલો પથ્થરમાં જતો નથી."

સલામતીના દાહડામાં હેરાનગતી ભોગવનારાઓનો તું વિચાર કર, કારણ કે મિસકીનોનાં મનની સમાધાની કરવાથી બલા દૂર થાય છે. જો એક ભિક્ષુક તાહરી પાસે કંઈ ચીજ કાકલુદીથી માગે તો (તે તેને) આપ, (કારણ કે) જો (તું) નહિ (આપશે) તો જુલમગાર જબરીથી (તાહરી પાસેથી તે) છિનવી લેશે.[1]

---

૧ આ વિચાર સાથે કવિ શામલદાસના નીચલા સખુનો સરખાવો:

"કસર પણ કૃપણ કરે ઘણી, જાણે જે ધન ખુટશે,
શામલ કહે તસ્કર, અગ્નિ, કે કોઇક હાકેમ લુટશે."



# હેકાયત ૧૯ મી.



માન પામેલો શેખ અબુ-અલ-ફ્રરજ શમ્સ-ઉદ-દીન બિન જઓઝી[1], જેની ઉપર ખોદાની મેહરબાની હોજો, તે મહને ગાયન (સાંભલવાનું) તરક કરવા ગમે એટલુંબી ફરમાવતો હતો, અને એકાંતવાસ અને ગોશેનશીની અખત્યાર કરવાને (ગમે એટલુંબી) સમજાવતો હતો, (તોપણ) માહરી જુવાનીનું જોર (માહરી ઉપર) ગાલેબ આવતું, અને જોસ્સા અને હવસની અતિ તલબ થતી હતી. નાચારીએ (માહરા) મુરબ્બીના વિચારોથી ઉલટો થોડાંક કદમ હું જતો હતો, અને ગાયન અને દરવેશોની સોહબતમાં હું મજાહ મેલવતો હતો. અને જ્યારે માહરા શેખની નસીહત (મહને) યાદ આવતી, ત્યારે હું બોલતો હતો (કે) "જો કાજી હમારી સાથે બેસે તો (તે પણ પોતાના) હાથ (ખુશાલીમાં) પોહલા કરે, (અને) જો કોટવાલ (હમારી સાથે) દારૂ પીએ તો તે (પણ) છાકટને માફી બખ્શે."

---

૧ સાઅદીનો શિક્ષક અને હનબાલ નામના ટોલાનો એક પંકાયલો વાઅજ કરનાર. તે હિજરી સને ૫૧૦ માં જનમ્યો હતો, અને ૫૯૭ હિજરીમાં મરણ પામ્યો હતો. (જૉન. તી. પ્લૅટ્સ.)

એમ કરતાં એક રાતે હું લોકોના એક મેલાવડામાં જઈ લાગ્યો, અને તેઓની વચ્ચે મેં એક ગવૈયાને દીઠો.

તું (એમજ) કેહશે કે તેનું કઠોર ગાયન જીંદગીની નેસને (પણ) તોડે. તેનો અવાજ બાપનાં મોહુત ઉપરનાં રડન કરતાં વધારે નાખુશ હતો.

એક વાર (માહરા) સોબતીઓનાં આંગલાં (તેઓના) કાનની અંદર, તો બીજી વેલા હોટની ઉપર (જઇને એવું કેહેતાં) કે ચુપ રેહ! જેમ આરબો કહેછે તેમ, ગાયનના શરોદ પોતાના મિઠાશથી હમારામાં જોશ ઉત્પન્ન કરે છે, પણ તું તો એક એવો ગવૈયો છે કે જેની ચુપકીદીજ ખુશ કરનારી છે.

તાહરાં ગાયનમાં કોઈ મજાહ જોતું નથી, સિવાય ત્યારે કે જ્યારે તુંને રૂખસદ લેવાનો વખત આવે, કે જ્યારે તું દમ અંદર ખેંચે.[1]

જ્યારે તે તંબુરો વગાડનારો અવાજ કરતો થયો, ત્યારે મેં ઘરધણીને કહ્યું, "ખોદાને ખાતર માહરા કાનમાં તું રૂ ખોસ કે (એને) હું નહિ સાંભલું, અથવા તો દરવાજો મહને ઉંઘાડી આપ કે હું બહાર જાઉં."

ટુંકાંમાં, દરવેશોનું મન રાખવાને ખાતર મહને તેઓની માફક કરવું પડ્યું, અને એવી અફડાતફડીમાં એક રાતની મેં સહવાર પાડી, અને હું બોલ્યો, "બાંગીએ બાંગ કવખતની મારીછ, તે

૧ યાને, મુગો રહે.

જાણતો નથી કે રાત કેટલી ગુજરીછ. રાતની લંબાઈ માહરી આંખનાં પાપણને પુછ, કારણ કે ઉંઘ માહરી આંખમાં એક પલ પણ આવી નથી."

બામદાદે મુબારકબાદીને ખાતર મેં માથેથી પાઘડી, અને કમરેથી એક દીનાર છોડ્યો, અને (બંધેને પેલા) ગવૈયાની આગલ મુકયાં, અને તેને બગલગીરી કીધી, અને (તેનો) ઘણોક ઉપકાર માન્યો. (માહરા) મિત્રોએ તેની તરફની માહરી લાગણી (માહરી) આદતથી ઉલટી જોઈ, અને છુપી રીતે માહરી અક્કલની નબલાઈ ઉપર તેઓ હસવા લાગ્યા. તેઓમાંના એકે વાંધાની જબાન લાંબી કીધી અને ઠપકો આપવા લાગ્યો, કે "આએ કામ દાનાવોના વિચારને અનુસરતું તેં નહિ કીધું કે પરહેજગારોનો ઝબ્બો તેં એવા એક ગાનારને આપી દીધો, કે જેની તમામ ઉમરમાં, નહિ હતો (તેની) હથેલીમાં એક દિરમ, કે નહિ (તેની) ઢાલકની અંદર સુન્નાની એક રજકણ.

"(આવો) એક ગાનારો આએ ખુશબખ્તીભર્યા ઘરથી દૂર હોજો! કોઇએબી તેને એક(જ) જગામાં બે વાર દીઠો નથી. જેવી તેની બાંગ મુખમાંથી બાહાર પડી કે લાગલાજ લોકોના બાલ બદનની ઉપર ઉઠી ઉભા થયા. ચોકમાંનાં પરંદાં તેની બીહકે ઉડી ગયાં. તેણે હમારાં મગજ ખાધાં, અને પોતાનું ગલું તોડયું."

મેં કહ્યું, "તાનાની જબાન બેહતર કે તું ટુંકી કરે, કારણ કે મહને (તો) એ શખ્સની કરામત જાહેર થઇછે." તેણે કહ્યું, "મહને પણ તેની કેફીયતથી તું વાકેફ કર, કે (હુંબી) એ પ્રમાણે

## હેકાયત ૨૦ મી.

લુકમાન હકીમને લોકોએ કહ્યું, "તું અદબ કોણથી શિખ્યો?" તેણે કહ્યું, "બેઅદબોથી, કારણ કે તેઓને લગતું જેબી કંઈ માહરી નજરમાં નાપસંદ આવ્યું તેથી હું પરહેજ રહ્યો."

ઠઠ્ઠા મશકરીમાં એક (પણ) બોલ એવો નથી બોલાતો, કે જે ઉપરથી ડાહપણનો ધણી શિખામણ નહિ લેય. પણ જો (એક) નાદાનની આગલ ડાહ્યપણના સો બાબ વાંચવામાં આવે તો કાનમાં તેને (તે) ઠઠ્ઠા મશકરી (જેવા) લાગેછે.



## હેકાયત ૨૧ મી.



એક આબેદને વાસ્તે (એવી) વાત કેહેછે કે તે રાતનાં દસ મણ ખોરાક ખાતો, અને સહવાર સુધી બંદગીમાં ખડો રેહતો. એક પરહેજગારે (તે) સાંભલ્યું, અને કહ્યું, "જો તે અરધું(જ) નાન ખાય અને ઉંઘાય તો આના કરતાં ઘણુંજ સરસ થાય.

"(તાહરૂં) અંદરખાનું ખોરાકથી ખાલી રાખ, કે જેથી તેમાં તું ખોદાને પિછાનવાની રોશની જોય. તું ડાહપણથી ખાલી છે, એ કારણથી કે ખોરાકથી તું નાક સુધી ભરેલો છે."



## હેકાયત ૨૨ મી.



ગુનાહમાં ગરક થયલા એક (શખ્સ)ના માર્ગમાં, ખોદાની બખ્શેશે, મેહરબાનીનો ચેરાગ મેલ્યો, જેથી તે (ખોદાની) સચ્ચાઈની શોધ કરનારા લોકોનાં મંડળમાં દાખલ થયો. દરવેશોનાં પગલાંની બરકતથી, અને તેઓની બોલચાલની સચ્ચાઇને લીધે, તેની ચાલચલણની ભુંડી રીતો વખાણવા લાયક ગુણોમાં બદલાઈ ગઈ. તેણે હવસ અને જોસ્સાથી (પોતાનો) હાથ ખાંચ્યો, અને તાના મારનારાઓની જબાન તેના હકમાં લાંબી થઈ કે, "તે પેહલાંની(જ) માફક છે, અને તેની પરહેજગારી અને પાકીજગી વગર ભરૂસાની છે."

માફી ચાહવે, અને તોબા કરવે, ખોદાના ગુસ્સાથી છુટકો પામી શકાય, પણ માણસોની જુબાનથી છુટકો પામી શકાતો નથી.

(માણસોની) જુબાનનો જુલમ ખમવાની તાકાત તેમાં રહી નહિ, અને તે બાબેની ફર્યાદ (પોતાના) પંથના વડાની પાસે તે લઈ ગયો, અને કહ્યું, "માણસોની જુબાનનાં જોરથી હું રંજીદા છું." શેખ રડ્યો, અને બોલ્યો, "તું આ ન્યામતની

શુકરગુજારી કેઈ રીતે કરશે, કે લોકો તુંને ધારેછ તેના કરતાં તું વધારે ભલો છે?

"ક્યાં સુધી તું કેહશે કે 'ભુંડું વિચારનારાઓ અને હસદખોરાઓ મુજ ગરીબની એબ શોધનારા છે?' એક ઘડીએ તેઓ માહરૂં ભુંડું ઇચ્છવાને ઉઠેછ, તો બીજી ઘડીએ તેઓ માહરૂં ખુન રેડવાને બેસેછ. તું નેક હોય, અને લોકો તાહરે વિષે માઠું બોલે, (તો) તે, તું બદ હોય, અને લોકો તુંને નેક કહે, તેનાં કરતાં બેહતર છે.

"પણ માહરા હકમાં (તો) બુજોર્ગોનું ઉંચું મત સંપૂર્ણ છે, અને માહરી ઇમાનદારી ખરેજ નુકસાનીમાં છે. (એટલા માટે) અંદેશો કરવો અને જંજાલી ખમવી રવા છે.

"જે ચીજો કે હું જાણુંછ તે પ્રમાણે જો હું કરતે તો હું નેક ખસલતનો અને પરહેજગાર હતે.

"ખરેખર હું માહરા પડોસીઓની નજરથી પોતાને છુપાઉંછ, પણ ખોદા જેમ માહરી બહારની ચાલ ચલગત પિછાનેછ, તેમજ માહરા છુપા વિચારો પણ જાણેછ.

"માણસોની સામે આપણી ઉપર આપણે બારણું બંધ કર્યેછ કે આપણી એબને તેઓ ફેલાવે નહિ. બંધ કીધેલાં બારણાંથી શું ફાયદો? ગેબનો જાણનારો છુપાં અને જાહેર (સઘલાં)નો જાણકાર છે."

## હેકાયત ૨૩ મી.

પરહેજગારોમાંના એકની આગલ મેં ફર્યાદ કીધી કે, "ફલાનાએ માહરી ખરાબ ચાલ વિષેની ગવાહી આપી." તેણે કહ્યું, "(તાહરી) પવિત્રાઇથી તું તેને શરમમાં નાખ.

"તું નેક ચાલનો થા, કે જેથી ભુંડું વિચારનારને તાહરે વિષે ભુંડું બોલવાને તક મલે નહિ. જો તંબુરાનો અવાજ બરાબર(જ) હોય તો (પછે) બજૈયાના હાથથી તે કાનચીમેટી શું કામ ખમે?" [૧]

---

૧ સારંગી, તંબુરા વિગેરેના તાર બરાબર શુરપર ગોઠવવાને માટે વગાડનારે તેની ચાવીઓ મરડવાનો અતરે ઇસારો છે.



## હેકાયત ૨૪ મી.

શામ[1]ના પરહેજગારોમાંના એકને પુછવામાં આવ્યું કે, "સુફીઓના તરીકાની હકીકત શી છે?" તેણે કહ્યું, "આની અગાઉ તે દુનિયાની અંદર બાહેરના દેખાવે પરાગંદે થયલો, પણ બાતેનમાં જમી ગયલો એક ટોલો હતો, પણ આજે (તો) તેઓ જાહેર રીતે જમી ગયલા, અને અંદરખાનેથી પરાગંદે (થયલા) લોકો છે."

જ્યારે દર પલે (તાહરૂં) દિલ તાહરાથી બીજી જગ્યાએ જાય, ત્યારે તું એકાંતવાસમાં (પણ) પરહેજગારી જોવાનો નથી. પણ જો તાહરી સોડે દોલત, અને દરજ્જો, અને ખેતરો, અને માલ હોય (તે છતાં) જ્યારે (તાહરૂં) દિલ ખોદાની સાથે હોય તો તું એકાંતવાસમાં બેઠા બરાબર છે.

---

૧ સીરિયા.



# હેકાયત ૨૫ મી.

મહને યાદ છે કે એક રાતે હું એક વંજારની માંહે આખી રાત ચાલ્યો હતો, અને પરોઢીયાંમાં એક જંગલની હદે સુતો હતો. એક શુરપર ચહડેલો કે જે તે સફરમાં હમારી સાથે હતો તેણે પોકાર માર્યો, અને બિયાબાનનો રસ્તો ધર્યો, અને એક પલ (પણ) આસાયશ લીધી નહિ. જ્યારે સહવાર પડી ત્યારે મેં તેને કહ્યું, (કે) "એ શું બીના હતી?" તેણે કહ્યું, "મેં બુલબુલોને ઝાડની ઉપર, અને તીત્તરોને પાહડની ઉપર, અને દેડકાઓને પાણીની માંહે, અને હેવાનોને જંગલની અંદર પોકાર કરતાં દીઠાં. મેં વિચાર્યું કે (આ કાંઈ) માણસાઈ નહિ હોય, કે સઘલાં (ખોદાની) વખાણમાં, અને હું ગફલતમાં ઉંઘેલો.

"ગેઈ રાતે સહવાર સુધી એક પંખીએ રડન ચલાવ્યું. તેણે માહરી અકલ, અને સબર, અને તાકાત, અને હોશ લુટી લીધાં. માહરો અવાજ (માહરા) એક સાચ્ચા મિતરને કાને ગયો કે શું (તેથી) તેણે કહ્યું, 'હું નહી માનતો કે તુંને એક પંખીનો અવાજ, આટલો બધો બેહોશ કરી નાખે.' મેં કહ્યું, 'આએ માણસાઇનો તરીકો નથી (કે) પંખી વખાણ ગાય ને હું ચુપકીદો રહું.'"

# હેકાયત ૨૬ મી.



એક વખતે હેજાઝની સફરમાં પરહેજગાર જવાનોની એક ટોલી સાથે હું જોડાયલો હતો, અને (તેમની) સાથે મુસાફરી કરતો હતો. વખતે વખત તેઓ રાગડો કાહડતા, અને ઇશ્વરજ્ઞાન સંબંધી બેતો બોલતા. એક પરહેજગાર (તે) દરવેશોની ટોલીની ચાલ ચલગતની વિરૂદ્ધ હતો, અને તેઓની રંજોથી બેખબર હતો. એમ કરતાં નખ્લે બની હલાલ આગલ હમો આવી પોંહચ્યા, ત્યારે આરબ ફિરકામાંનો એક છોકરો બહાર આવ્યો, અને (એવો) એક હલક કાહડ્યો, કે (જેથી) હવામાંનાં પરંદાં (પણ) તે હેઠલ લાવ્યો.[૧] (પેલા) પરહેજગારનાં ઉંટને મેં જોયું તો તેણે નાચવા માંડ્યું, અને પરહેજગારને ફેંકી દીધો, અને બિયાબાનનો રસ્તો ધર્યો. મેં કહ્યું, "ઓ શેખ! એક હેવાનની અંદર (પણ) ગાયનથી અસર થઈ, પણ તુંમાં તેણે કંઈ ફેરફાર નહિ કીધો."

---

૧ And he sat him down in a lonely place,
And chanted a melody loud and sweet,
That made the wild-swan pause in her cloud,
And the lark drop down at his feet.
(TENNYSON, "The Poet's Song.")

પેલાં સહવારનાં બુલબુલે મહને શું કહ્યું તે તું જાણેછ? (તેણે મહને કહ્યું કે) "તું પોતે કેવો આદમી છે કે પ્યારથી બેખબર છે?" એક ઉંટ એક આરબની કવિતાથી ખુશાલીમાં અને નાચરંગમાં આવ્યું. એ ઉંધી અકલના! અગરજો તુંને (તેમાં) મજાહ નથી તો તું એક જાનવર છે.

અને જ્યારે તોફાની પવન સુકઈ ગયલાં મેદાનપર ફુંકાયછ, ત્યારે હરડેની ડાહલીઓ વાંકી વલેછ, નહિ કે કઠણ ખડક.

જેબી કંઈ તું જોયછ તે તેની (યાને, ખોદાની) સિફ્તમાં ખુશ છે. જેબી દિલને કાન હોયછ તે એનો ભેદ સમજેછ. બુલબુલ(જ ફક્ત) ગોલાબની ઉપર તેની તારીફ ગાતું નથી, કારણ કે દરેક કાંટો તેની તારીફમાં એકકી જબાન છે.



## હેકાયત ૨૭ મી.

એક અરબ પાદશાહોમાંના એકની જીંદગીની મુદત પુરી થવા આવી, અને તેને કોઈ ગાદીવારસ નહિ હતો. તેણે વસીયત કીધી કે ખામદાદને વખતે જેણી કોઈ શખ્સ પેહલવેહલ્લો શેહરમાં દાખલ થાય તેને માથે પાદશાહીનું તાજ મેલે અને રાજ તેના સ્વાધીનમાં આપે. એવું બન્યું કે પેહલવેહલ્લો જે શખ્સ (શેહરમાં) દાખલ થયો તે એક ભિખારી હતો, જેણે પોતાની તમામ જીંદગી સુધી કકડો કોર ભેગો કર્યા કીધો હતો, અને થીગડાં ઉપર થીગડાં સીવ્યાં હતાં. રાજના સ્થંભો અને હજુરના ઉમરાવો પાદશાહની વસીયત બજા લાવ્યા અને કિલ્લા અને ખજાનાની ચાવીઓ તેઓએ તેને હવાલે કીધી. થોડીક મુદત સુધી તેણે રાજ ચલાવ્યું. રાજના ઉમરાવોમાંના કેટલાકોએ તેની તાબેદારીમાંથી (પોતાની) ગરદન ફેરવી, અને (બીજા) મુલકોના પાદશાહો હર તરફથી લડાઇને માટે ઉઠી ઉભા થયા, અને સામા થવા માટે તેઓએ લશ્કર તૈયાર કીધાં. ટુંકામાં, (તેના) સિપાહિ અને લશ્કર તેની વિરૂદ્ધ ઉતર્યાં અને તેના મુલકોના અતરાફનો એક ભાગ તેના કબજામાંથી જતો રહ્યો. દરવેશ આ બનાવથી પરેશાન અને કચવાયલાં દિલનો થયો,

જ્યાં તલક કે તેના જુના મિત્રોમાંનો એક, કે જે દરવેશીની હાલતમાં તેનો સાથી હતો તે, સફરથી પાછો આવ્યો. તેણે તેને આવે (ઉંચે) મરતબે પોંહચેલો દિઠો (તેથી) કહ્યું, "ખોદા કે જે ઈજતવાલો અને બુજોર્ગ છે તેના શુકર (હોજો) કે તાહરાં બુલંદ બખ્તે તુંને યારી આપી અને (તાહરૂં) નસીબ તાહરો ભોમ્યો થયું. તાહરો ગોલાબ કાંટાથી, અને તાહરો કાંટો પગથી, બાહેર નિકલ્યો, જેથી તું આવી પાયરીએ પોંહચ્યો. ખરેખર મુશ્કેલીની સાથે નિરાંત પણ છે.

"કલી એક વાર ખીલેલી હોયછ તો બીજી વાર સુકાયલી હોયછ. દરખ્ત એક વાર નાગું હોયછ તો બીજી વાર ઢંકાયલું (હોયછ.)"

તેણે કહ્યું, "ઓ પ્યારા મિત્ર! મહને દિલાસો આપ, (આ કાંઈ) મુબારકબાદીની અવસ્થા નથી. જે વેલાએ તેં મહને (છેલ્લો) જોયો હતો તે વખતે મહને (ફકત) એક રોટી (મેલ-વવા)નો ગમ હતો, પણ આજે તો (મહને) એક (આખી) આલમની ચિંતા (છે.)"

અગરજો દુનિયા[1] (આપણી સોડે) નથી હોતી તો આપણ તેનો સંતાપ કર્યે છિએ, અને અગર તે હોયછે તો તેની માયામાં આપણે (આપણા) પગો બાંધી લેઇએ છિએ.

આ જેહાન[2] કરતાં બીજી કોઈ પણ બલા વધારે મુજ-

---

૧ યાને, દુનિયાને લગતી ચીજો.

૨ યાને, આ જેહાનને લગતી ચીજો.

વણ કરનારી નથી, કારણ કે તે હોય કે નહિબી હોય તોપણ તેમાં મનની જંજાલી તો છેજ.

જો તું તવંગરી ચાહે તો સંતોષ સિવાય (બીજાં કશાંની) તલબ કરતો ના, કારણ કે તે એક પસંદ કરવા જોગ દોલત છે.

જો એક તવંગર (કોઇની) દામનમાં સુન્નું રેડે તોપણ તેનાં તે સવાબની ઉપર તું નજર કરતો ના. કારણ કે બુજર્ગોથી મેં ઘણુંક સાંભલ્યું છે કે દરવેશની સબર તવંગરની સખાવત થાને બેહતર છે. અગર બેહરામ[1] એક ગોરખરને (ગરીબોને માટે) ભુંજે, તોપણ તે એક કીડીના આપેલા તીડના પગની બરાબરી નહિ કરે.[2]

---

૧ સાસાન્યન વંશનો એક ઇરાની પાદશાહ. એ ગોરખરના શેકારનો બહુ શોકીન હતો જે ઉપરથી એનાં નામ સાથે "ગોર" શબ્દ ઉમેરીને એને બેહરામગોર કરીને પણ કહે છે.

૨ યાને, ગરીબ લોકોને મફત જમાડવા બેહરામગોર પાદશાહ જેવો કોઈ દોલતનો ધણી આખાં એક ગોરખરને ભુંજાવે તોપણ તે એક નાધલી કીડી જેટલાં વગર બીસાદનાંથી ધરમમાં અપાયલા તીડના એક પગ થાને ચહડતું નથી. સારાંશ એ કે સખાવત કરનારની શક્તિનાં પ્રમાણમાં તેની સખાવતનું તોલ કરી શકાય છે.



## હેકાયત ૨૮ મી.



એક જનનો એક દોસ્ત હતો જે મેહસુલી ખાતાંની નોકરી કરતો. લાંબી મુદત સુધી તેને મલવાનો એતેફાક બન્યો નહિ. (તેથી) કોઇએ તેને કહ્યું, કે "ફલાનાને તું ઘણુંક થયું મલ્યો નથી." તેણે કહ્યું, "હું નથી ચાહતો કે હું તેને મલું." એવું બન્યું કે તેનાં માણસોમાંનું એક (ત્યાં) હાજર હતું તેણે કહ્યું, "તેણે શું વાંક કીધો કે તું તેને મલવાને કંટાલો ખાયછ?" તેણે કહ્યું, "વાંક (તો) કંઈ નથી, પણ મેહસુલખાતાંના દોસ્તને તેજ વખતે મલી શકાય કે જ્યારે તે ઓહ્દા ઉપરથી બરતરફ થયલો હોય.

લોકો (પોતાની) મોહટાઈ અને ઓહ્દાની ધમાલમાં આશનાવોને ભુલી જાયછ (પણ) સંકટ અને બરતરફીને દાહડે તેઓ (પોતાનાં) દિલનું દુખ દોસ્તોની આગલ લાવેછ."



## હેકાયત ૨૯ મી.

બુજોર્ગોમાંના એકને સખત પવન પેટમાં અમલાવવા લાગ્યો. તે (પવન)ને દાબી રાખવાની તાકાત તેનામાં રહી નહિ. તેના એખત્યાર વગર તે બાહેર પડ્યો. તેણે કહ્યું, "અએ દોસ્તો! આએ જે મેં કીધું તેમાં માહરો એખત્યાર નહિ હતો, અને એનું પાપ માહરી ઉપર લખાયું નથી, અને મહને કરાર પોંહચ્યો. તમોબી મેહરબાની કરી દરગુજર કરજો."

ઓ ડાહ્યા માણસ! પેટ એ પવનનું બંદીખાનું છે. કોઇબી અકલમંદ પવંનને કેદમાં રાખતો નથી. જ્યારે પવન પેટમાં અમલાવે ત્યારે તેને હેઠો પાડ, કારણકે પેટમાં પવન તે દિલ ઉપર એક બોજો છે. ખાટા ચેહરાનો બિનઅનુકૂલ સોબતી જ્યારે જવા નિકલે ત્યારે તેની આડે હાથ કરતો ના.

# હેકાયત ૩૦ મી.

અબુ હુરઇરે[1]—જેની ઉપર ખોદાની મેહરબાની હોજો—તે મહમ્મદ મુસ્તફા—જેની ઉપર ખોદાના દરૂદ હોજો—ની ખિદમતમાં દરરોજ જતો હતો. એક દિવસે પેગમ્બરે ફરમાવ્યું, "ઓ અબુ હુરઇરે તું દર દિવસને આંતરે માહરી મુલાકાત લે, (જેથી) તું સ્નેહ વધારશે, યાને દરરોજ ના આવ કે જેથી દોસ્તી જ્યાદે થાય."

એક પરેહજગારે કહેલું (છે કે) "સુરજની આટલી બધી ખુબી છતાં મેં નથી સાંભલ્યું કે કોઇએ તેને (પોતાનો) દોસ્ત કીધો હોય, (અને તે) આ માટે કે લોકો તેને દરરોજ જોયછ, મગર શ્યાલામાં કે જ્યારે તે છુપેલો હોયછ (અને) તેથી તે વાહલો હોયછ."

લોકોને મલવામાં (કંઈ) એબ નથી, પણ તે એટલી ફેરી નહિ કે (જેથી) તેઓ કહે કે "બસ."

જો તું પોતે પોતાને ઠપકો આપે તો (તુંને) કોઇથી ઠપકો સાંભલવામાં આવે નહિ.

---

૧ મહમ્મદનો એક ચેલો, જેનું ખરૂં નામ અબદુર રેહમાન હતું. તે એક દિવસે મહમ્મદની મુલાકાતે ગયો ત્યારે પોતા સાથે એક પાલેલી બિલાડી (હુરઇરે) લેતો ગયો જે ઉપરથી મહમ્મદે તેનું નામ અબુ હુર-ઇરે (યાને, પાલેલી બિલાડીનો ધણી) આપ્યું, અને ત્યાર પછી તેજ નામથી તે ઓલખાતો રહ્યો.

# હેકાયત ૩૧ મી.



એક વખતે દમાસકસ (શેહર)ના (માહરા) મિત્રોની સોહબતથી હું કંટાલી ગયલો હતો (તેથી) પવિત્ર શેહર[1]નાં બિયાબાનમાં મેં માહરૂં માથું મેલ્યું,[2] અને હેવાનોની સોહબત પકડી. તે હ્યાં સુધી કે એક દિવસે ફિરન્ગી લોકોની કેદમાં હું એક બધવો બન્યો અને મહને તરાબુલુસ[3] (શેહર)ની એક ખાઈની અંદર યાહુદીઓની સાથે મટોડીનાં કામની ઉપર તેઓએ રાખ્યો. એલેપ્પોના સરદારોમાંનો એક, કે જેની અને માહરી વચ્ચે આગલની ઓલખાણ હતી તે, (ત્યાંથી) પસાર થયો, અને તેણે (મહને) ઓલખ્યો. તેણે કહ્યું, "આ (તાહરી) શી હાલત છે? અને (તાહરો વખત) તું કેમ ગુજારે છે?"

મેં કહ્યું, "માણસોથી નાહસીને હું પાહડ અને જંગલ તરફ ગયો, કારણ કે ખોદા સિવાય કોઈ બીજાની સાથે મહને

---

૧ જેરૂસલમ.

૨ યાને, ત્યાંની રાહ ધરી.

૩ સીરિયા મધેનું એક શેહર.

કામ ન હતું. તુંજ વિચાર કર કે તે ઘડીએ માહરી કેવી હાલત થઈ હશે કે જ્યારે બેમરવતોની ટોલીમાં (મને) કામ કરવું પડે. બેગાનાઓની સાથે બાગમાં હોવા કરતાં દોસ્તોની આગલ જંજીરમાં પગ (જીકરાયલો) ભલો."

માહરી હાલતની ઉપર તે દયા લાવ્યો અને દસ દીનાર આપીને મહને ફિરન્ગીઓની કેદમાંથી તેણે છોડવ્યો, અને પોતાની સાથે મહને એલેપ્પો લઈ ગયો. તેને એક છોકરી હતી. સો દીનારની રીત સાથે તેણે (તેને) મહને નેકામાં આપી. થોડીક મુદત ગુજરી (કે તે) બદ ખસલતની અને કજ્યાખોરી છોકરીએ જંબાનદરાજી ચલાવા માંડી અને માહરાં સુખને કંગાલ બનાવ્યું.

નેક મરદનાં ઘરમાં બદ ઓરત આ દુનિયામાં તેનું દોજખ છે. ચેતેલો રેહજે! બદ (ઓરત)ની સંગતથી તું ચેતેલો રેહજે! ઓ અમારા ખોદા! એ આતશી આજાબથી તું અમારો બચાવ કરજે!

એક વેલા તેણીએ તાનાની જબાન લાંબી કીધી અને (મહને) કેહવા લાગી, "(શું) તું પેલો(જ) નથી કે જેને માહરા બાપે દસ દીનારે પાછો ખરીદયો હતો?" મેં કહ્યું, "હા, મહને દસ દીનારે ફિરન્ગીઓના બંદમાંથી તેણે છોડવ્યો, અને સો દીનારે તાહરા હાથમાં બંધવો કીધો."

મેં સાંભલ્યુંછ (કે) એક ગોસપંદને એક બુજોર્ગે એક વરૂનાં મોહડાં અને પન્જામાંથી છોડવ્યું. રાત વેલા તેણે તેનાં ગલાં ઉપર છરી ઘસડી. ગોસપંદનાં રવાને તેની અંદરથી પોકાર માર્યો, કે "વરૂની ચુંગાલમાંથી તેં મહને છોડવ્યું, (પણ) જ્યારે મેં જોયું ત્યારે વરૂ (તો) તુંજ નિકલ્યો."

## હેકાયત ૩૨ મી.

પાદશાહોમાંના એકે, એક પરેહજ્ગાર કે જેને મોહટું કુટુંબ હતું, તેને પુછ્યું કે "તાહરો અમુલ્ય વખત તું કેવી રીતે ગુજારેછ?" તેણે કહ્યું, "રાત મોનાજાતોમાં, અને સહવાર હાજતોની દુવાઓમાં, અને આખો દિવસ ખરચોની ચિંતામાં." પાદશાહ (પેલા) પરેહજ્ગારના એશારાની મતલબ પામી ગયો. તેણે હોકમ કીધો કે તેનાં ગુજરાનનાં સાંધન મુકરર કરે કે જેથી કુટુંબનો બોજો તેનાં દિલ ઉપરથી ઉઠી જાય.

ઓ તું કુટુંબની બેડીમાં પગથી જીકરાયલા! તું બીજી કોઈ રીતનાં છુટાપણાંનો ખ્યાલ ના રાખતો. ફરજંદ અને નાન અને પોશાકી અને ખોરાકી, ફરેશ્તાઓની ખસલતથી તુંને પાછો લાવેછ.

આખો દિવસ હું (એવો) ઠેરાવ કરૂંછ કે રાત વેલા હું ખોદાની સાથે રોકાયલો રેહું. (પણ) રાત્રે જો હું નેમાજ્નો ગાંઠ બાંધવા જાઉં તો બામદાદમાં છોકરાંઓ શું ખાય[1]?

---

૧ યાને, બામદાદે છોકરાંઓને શું ખવાડશ એ વિચારથી નેમાજ ઉપર ધ્યાન લાગતું નથી.

# હેકાયત ૩૩ મી.

પરહેજગારોમાંનો એક જંગલની અંદર જીંદગી ગુજારતો હતો અને ઝાડોનાં પાતરાં ખાતો હતો. પાદશાહ તેની ઝિયારતને માટે તેની નજદીક ગયો, અને કહ્યું, "અગર તુંને દરૂસ્ત દીસે તો શેહેરમાં આવ કે તાહરે માટે હું એક મકાન બનાઉં કે (તાહરી) એબાદત આથાને વધારે સારી રીતે ગુજારી શકાય, અને બીજાઓબી તાહરા શબ્દોની બરકતથી ફાયદો મેલવે, અને તાહરાં કામોની નેકીને દાખલો પકડે. પરહેજગારને આએ સખુન પસંદ આવ્યા નહિ અને તેણે પોતાનો ચેહરો ફેરવ્યો. રાજ્યના વજીરોમાંના એકે કહ્યું, "પાદશાહની મરજીને ખાતર (તુંને) ઘટે છે કે થોડા દિવસ તું શેહરમાં આવે, અને (તાહરાં) મકાનની કેફિયત જાણીતો થાય. પછે જો (તું) પરહેજગારની જીંદગીની પાકાઈને કાંઈ ડાઘ લાગે તો (તેનો) અખત્યાર (તાહરી) સોડે છે. પરહેજગાર કબુલ થયો અને શેહરની અંદર આવ્યો. પાદશાહનો ખાસ બગીચાવાલો મેહલ તેને માટે તૈયાર કરવામાં આવ્યો. તેણે એક મકાન દીઠું કે જે દિલને ખુશ કરનારૂં (અને) જીવને રાહત આપનારૂં (હતું.)

તેના રાતા રંગના ગોલાંબો ખૂબસૂરત ઓરતોના ગાલની માફક (હતા) (અને) તેનાં સુંબુલો મેહબૂબોના જુલ્ફાંનાં જેવાં (હતાં.) તેઓ આખેર શિયાલાની થંડીની બીકને લીધે (જેવાં ને તેવાંજ) દાયાનું દુધ હજી નહિ ધાવેલાં બાલકનાં જેવાં (હતાં.) ડાહલીઓની ઉપર અનારનાં ફુલો જાણે લીલાં ઝાડોમાં આતશ લટકાવ્યો હોય તેમ (હતાં.)

પાદશાહે તુરત ચાંદ સરખા ચેહરાવાલી એક છોકરીને તેની પાસે મોકલી. ચાંદમાંથી ચીરી કાહડેલી, આબેદોને ફરેબ દેનારી, ફરેશ્તાની સૂરતની, (અને) મોરની ખૂબસૂરતી ધરાવનારી એવી આ (છોકરી હતી) કે જેને જોવા પછી પરહેજગારોનાં દિલમાં સબુરી રેહે(જ) નહિ. એજ પ્રમાણે તેની પુઠે (પાદશાહે) એક ગોલામ,- અજબ ખૂબસૂરતીનો અને સોહામણા બાંધાનો, મોકલ્યો.

માણસો તેની આસપાસ પ્યાસથી હલાક થતાં, અને તે જોતો, પણ દારૂ પુછતો નહિ. આંખ તેને જોવાથી ધરાતી હતી નહિ, જે મિસાલે કે એક જલંદરવાલું માણસ યુફ્રેતીસ (નદી જોવા)થી (ધરાતું નથી.)

પરહેજગારે લેજતદાર પકવાનો ખાવા માંડ્યાં, અને ઉંચા પોશાકો પેહરવા માંડ્યા, અને સુગંધી મેવાઓ સુંગવા અને ગોલામ અને બાંદીની ખૂબસૂરતી ઉપર નજર કરવા લાગ્યો, જેમકે દાનાવોએ કહેલું છે (કે) ખૂબસૂરતોનાં ઝુલફાં અકલના પગની બેડી છે અને શાહણાં મુરગનો ફાંસો છે. સઘલી દાનાઈ (ધરાવવા) છતાં મેં તાહરા કામને માટે દિલ અને

દીન અર્પણ કીધાં. ખરેખરી રીતે હું એક શાહનું મુરગ છું (અને) તું (એક) ફાંદો છે.

ટુંકામાં પરહેજ઼ગારની જીંદગીનાં સુખની પડતી આવી.

જેઓ કોઈ નિતી-શાસ્ત્ર જાણનારાઓમાંનો, અને ગુરૂ અને ચેલાઓમાંનો, અને પાક ખસલતનાં વકતાઓમાંનો, હોયછ, તે જયારે (આ) નીચ દુન્યા ઉપર હેઠલ આવેછ ત્યારે તે એક માખીની માફક મધની અંદર જીકડાઈ જાયછ.

એક વેલાએ પાદશાહે તેને જોવાની ખાહેશ કીધી. તેણે પરહેજ઼ગારને તેની આગલી સૂરતથી ફેરવાઈ ગયલો, અને રાતો તથા સફેદ બનેલો, અને ફરબે થયલો, અને સારો પોશાક પેહરેલો, અને રેશમી તકિયાની ઉપર અઢેલાયલો, દિઠો, અને પ઼રી સૂરતનો (પેલો) ગોલામ મોરનાં પીછાંના પંખાની સાથે તેનાં માથાં આગલ ઉભેલો હતો. તેની હાલતની સલામતી ઉપર (પાદશાહે પોતાની) ખુશાલી દેખાડી અને (તે) બેઠો. હર તરેહની બાબદ ઉપર વાતચીત ચાલ્યા પછી વાતને છેડે (પાદશાહે) કહ્યું, "હું જેહાનની અંદર આ બે ટોલાઓની દોસ્તી રાખુંછ, વિદ્વાનો અને પરહેજ઼ગારો." એક જેહાન જોઈ વલેલો ફીલસુફ વજીર હાજર હતો તે બોલ્યો, "ઓ ખોદાવંદ! દોસ્તીનો તરીકો એ છે કે બેહુ ટોલીઓ સાથે તું નેકી કર, (તે એવી રીતે કે) શિખેલાઓને તું જર આપ કે જેથી બીજાઓ શિખે, અને પરહેજ઼ગારોને તું કાંઈ પણ ના આપ કે જેથી તેઓ પરહેજ઼ગારીથી પાછા નહિ હટે.

પરહેજ઼ગારને નથી દિરમ જોઇતા કે નથી દીનાર. જ્યારે તે (પૈસા) કબુલ કરે ત્યારે તું બીજો પરહેજ઼ગાર હાથ કરજે.

ખૂબસૂરત અને પાકીજ઼ેહ ચેહરાવાલી ઓરતને તું કેહ કે ચેહરાને રંગવાની, સણગારની, અને પીરોજાની વીંટીની (તુંને) જરૂર નથી.[૧] (અને) નેક ખસલતના અને સદગુણી ખવાસના દરવેશને તું કેહ કે એક ધરમશાળાની રોટલી અને ભીખ માગેલો લુકમો (તુંને) નહિ જોઇએ.

જેનો મિજાજ ખુશ અને જેના વિચાર ખોદા સાથે છે તે ધરમની રોટી અને ભિખ માગેલા લુકમા વગર પરહેજ઼ગાર છે. ખૂબસૂરત ચેહરાવાલી (ઓરત)ની આંગલી, અને દિલ લલચાવનારી (ઓરતના) કાનની લાલી, પીરોજાની વીંટી અને એરીંગ વગર પ્યારી છે. જ્યાં સુધી માહરી સોડે (કંઈ ચીજ) હોય અને હું બીજીની તલબ કરૂં ત્યાં સુધી લોક મહને પરહેજ઼ગાર નહિ કહે તો તે વાજબી છે.

૧ 'Beauty, when unadorned, is adorned the most.'
(Thomson.)



## હેકાયત ૩૪ મી.



આ વાતના ટેકામાં (એમ કેહવાયલું છે કે) એક પાદશાહની ઉપર એક મોહટું કામ આવી પડ્યું. તેણે કહ્યું, "જો આ કામનું સેવટ માહરી મુરાદ પ્રમાણે બર આવે તો આટલા દિરમ હું પરહેજ઼ગારોને ધરમ કરીશ." જ્યારે તેની મતલબ પાર પડી, અને તેનાં મનની બેચેની ટલી, ત્યારે તેણે પોતાની બાધા પાલવાની ફ઼રજ લાજમ જોઈ. તેણે (પોતાના) ખાસ બંદાઓમાંના એકને દિરમની એક કોથલી આપી કે પરહેજ઼ગારોને ધરમ કરે. એવું કેહછ કે (પેલો) ગુલામ હુશ્યાર હતો. આખો દાહડો તે ભટક્યો અને રાતની વેલાએ તે પાછો આવ્યો, અને દિરમોને તેણે ચુમ્યા અને પાદશાહની નજદીક મેલ્યા, અને કહ્યું, "ઘણાબી પરહેજ઼ગારોને મેં શોધ્યા, પણ મહને જડ્યા નહિ." પાદશાહે કહ્યું, "એ તે શું વાત છે? હું જાણુંછ તેમ તો આ શેહરમાં ચાહરસો પરહેજ઼ગારો છે." તેણે કહ્યું, "ઓ જેહાનના માલેક! જેઓ પરહેજ઼ગાર છે તેઓ પૈસો લેતા નથી, અને જેઓ પૈસો લેયછે તેઓ પરહેજ઼ગાર નથી." પાદશાહ હસ્યો અને હજુર્યાઓને કહ્યું, "જેટલી આ (પરહેજ઼ગારોના) ટોલાના બાબમાં માહરી સારી લાગણી અને પસંદગી છે તેટલીજ આ શોખચશમનાની અદાવત અને નાપસંદગી છે. પણ સચાઈ તેની તરફ઼ છે, જેમકે કેહવાયલું છે (કે) 'પરહેજ઼ગાર કે જે દિરમ અને દીનાર કબુલ રાખેછ તેનેથી વધુ પરહેજ઼ગાર કોઈ બીજો હાથ કર.'"

## હેકાયત ૩૫ મી.



મહા વિદ્વાન ઓલમાઓમાંના એકને પુછવામાં આવ્યું કે "સદાવરતનું નાન લેવા વિષે તાહરો શો વિચાર છે?" તેણે કહ્યું, "જો મનની શાંતીને ખાતર અને એબાદતની નચિંતાઇને માટે લેવામાં આવે તો તે હલાલ છે, પણ જો નાનની ઉપરજ લોકો બેસે તો તે હરામ છે."

પરહેજગારો એબાદતનો ખજાનો મેલવવા સારૂં નાન કબુલ રાખેછ, નહિ કે નાનને ખાતર એબાદતનો ખજાનો.



## હેકાયત ૩૬ મી.



એક દરવેશ એક ઘરમાં દાખલ થયો કે જે જગ્યાનો માલેક સખી દિલગુરદાનો હતો. વિદ્વાન શખ્સોની એક ટોલી તેની સંગતમાં હરેક ઠઠ્ઠા મશકેરી અને રમુજ ચલાવતી હતી. દરવેશે બિયાબાનની રાહ કાપી હતી અને તે થાકી ગયલો હતો, અને કંઈ પણ ચીજ તેણે ખાધી હતી નહિ. પેલા શખ્સો મધેથી એકે ટકોરની રાહે કહ્યું, "તાહરેબી કંઈ ચીજ બોલવી જોઇએછે." દરવેશે કહ્યું, "માહરામાં બીજાઓના જેવી વિદ્વતા અને વાકચાતુરી નથી, અને મેં કાંઈ પણ વાંચ્યું નથી, (તેથી) માહરી તરફની એકજ બેતથી તમોએ સંતોષ પકડવો." સઘલાઓએ આતુરતાથી તેને કહ્યું, "બોલ!" તેણે કહ્યું:

"હું ભુખ્યો, નાન બીછાવેલા સુફરાની સનમુખ, ઓરતોનાં હમામખાનાના દરવાજાની ઉપર એક કુવારા મરદ જેવો છું."

(ભેગા મલેલા) મિત્રો તેની અતિશ્ય નબલી હાલત ચેત્યા અને તેની નજદીક એક સુફરો બીછાવ્યો. ઘરધણીએ કહ્યું, "ઓ દોસ્ત! થોડો વખત તું થોબ કારણ કે માહરા નોકરો (તાહરે માટે) છુંદેલું ગોસ્ત તલે છે. દરવેશે સર ઉંચું કીધું અને કહ્યું, "(તેઓને) કહો કે માહરા સુફરાની ઉપર છુંદેલું ગોસ્ત નહિ જોઇએ. ભુખથી ઠોકાયલાને સુકું નાન બોટાઓ બરાબર છે."

## હેકાયત ૩૭ મી.

એક ચેલાએ (પોતાના) ગુરૂને કહ્યું, "હું શું કરૂં? કે લોકોથી હું ઝેહમતમાં (આવી પડ્યો) છું, કારણ કે માહરી મુલાકાત તેઓ પુષ્કલ લેયછ, અને તેઓની આવનજાવનથી માહરો વખત બેચેનીમાં જાયછ." તેણે કહ્યું, "જેઓ મુફલેસ હોય તેઓને ઉછીનું આપ અને જેઓ તવંગર હોય તેઓની પાસેથી કાંઈ ચીજ તું માગ કે જેથી ફરીને તેઓ તાહરી આગલ ભેગા નહિ મલે." જો એક ભિખારી ઇસલાસી લોકોનાં લશ્કરનો વડો હોય તો કાફરો, (રખેને) તે કંઈ અરજ કરે તેની ધાસ્તીથી, ચીન તલક નાહસે.



## હેકાયત ૩૮ મી.



એક મુફતીએ (પોતાના) બાપને કહ્યું, "ભાષણકર્તાઓના આ રંગીન સખુનોથી માહરામાં કશી અસર થતી નથી, એટલા માટે કે તેઓના બોલવા માફકની તેઓની ચલગત હું જોતો નથી.

"તેઓ દુનિયા તરક કરવા માણસોને શિખવે છે, (પણ) પોતે રૂપું અને અનાજ ભેગો કરેછે. જે ભણેલો બસ બોલી(જ) જાણેછ, તે જ્યારે બોલેછ ત્યારે (પોતાના સુખનથી) કોઇનાં દિલમાં અસર કરી શકતો નથી. કાબેલ તે ધણી છે કે જે બદી કરતો નથી, નહિ તે કે જે લોકોને બોધ આપેછ અને પોતે (તે પ્રમાણે) કરતો નથી. 'તમો માણસોને પરહેજગાર બનવા કહોછ અને તમો પોતેજ તેમ કરવાથી અખાડા કરોછ.'[1]

"જે ભણેલો (પોતાના) હવસ પુરા પાડનારો અને તન પરવરી કરનારો છે તે પોતેજ ગુમ થયલો[2] છે, (તો) તે કોણની રાહબરી કરનાર છે?"

બાપે કહ્યું, "ઓ દીકરા! આ બેહુદા ખ્યાલને લીધે સલાહકારોની તરબિયતથી ચેહરો ફેરવવો, અને પતરાજીનો માર્ગ

૧ જુઓ કોરાન, "અલ બકત" વાલું ૨ જું પ્રકરણ, મિસરો ૪૧.
૨ આડે માર્ગે ચાલનારો.

ધરવો, અને ભણેલાઓ ઉપર ભુલ કરવાનું તોહમત મેલવું, અને વગર દાઘના ભણેલાની શોધમાં રેહવું, અને એલમના ફાયદાઓથી બાતલ રહેવું, વાજબી નથી. (એ કામ) એક આંધલાના જેવું છે કે જે એક રાતે કિચ્ચલમાં પડ્યો હતો, અને બોલતો હતો, કે 'કંઈ નહિ તો આ મુસલમાનો એક ચેરાગ માહરા રસ્તામાં તો મેલો!' એક કસબણ ઓરતે (આ) સાંભળ્યું અને કહ્યું, 'તું કે જે ચેરાગ જોઈ શકતો નથી, તે ચેરાગથી તું શું જોવાનો છે?' એજ મિસાલે વાઅજ કરનારાઓની મિજલસ કાપડીયાઓની દુકાન જેવી છે. તે જગ્યાએ તું રોકડ પૈસો આપે નહિ ત્યાં તલક માલ લેઈ શકે નહિ, અને આ જગ્યાએ તું ઇરાદો લાવે નહિ ત્યાં તલક સુખ મેલવી શકે નહિ."

એક કાબેલનું કેહવું તું તાહરા જાનના કાનથી સમજ, જોકે તેની ચલગત તેના કહ્યા મુજબની નહિ હોય. જે કે મુદઈ કહેછે તે રદબાતલ છે; એક ઉંઘાયલાને ઉંઘાયલો(જ) કેવી રીતે જાગૃત કરી શકે? મરદને ઘટેછ કે એક શિખામણ જોકે દેવાલ ઉપર લખી હોય તોપણ (તે) કાનમાં પકડે.

એક પરહેજગાર મઠની અંદરથી મદરેસામાં આવ્યો (અને) ભલી રાહના લોકોની સોહબતનો વચન તોડ્યો. મેં કહ્યું, "એક ભણેલા અને એક પરહેજગાર વચ્ચે શું ફરક હતો કે એને મુકીને આ ટોલાને તેં એખત્યાર કીધો?" તેણે કહ્યું, "પેલો[1] પોતાની ધાબલી મોજાથી બચાવેછ,[2] અને આ[3] કોશેશ કરેછ કે ડુબતાને પકડે."

૧ યાને, દરવેશ.

૨ અસલમાં "મોજાથી બહાર લેઈ જાયછ" એમ છે.

૩ યાને, ભણેલો.

## હેકાયત ૩૯ મી.

કોઈ એક (શખ્સ) એક રસ્તાને છેડે છાકટો (થઇને) સુતેલો હતો અને તેના અખત્યારની લગામ તેના હાથમાંથી ગઈ હતી. એક પરહેજગાર તેની આગલથી પસાર થયો અને તેના ધિક્કાર ભરેલા હાલ ઉપર નજર કીધી. જ્યારે છાકટ-પણાંના ખાબમાંથી તેણે (પોતાનું) સર ઉઠાવ્યું ત્યારે તે બોલ્યો, "જ્યારે તેઓ મુરખાઈ આગલથી પસાર થઈ જાયછ ત્યારે તેઓ દયા ખાતા પસાર થાયછ. જ્યારે તું એક ગુનેહ-ગારને જોય ત્યારે તું (તેના વાંકનો) છુપાવનાર થજે, અને નરમાસથી (જોજે.) અરે! તું કે જે માહારા હાલને ધિક્કારેછ, શું કામ તું (માહરી આગલથી) દયાલુ રીતે પસાર થતો નથી?

"ઓ પરહેજગાર! ગુનેહગારથી તું (તાહરો) ચેહરો ના ફેરવ. તેની ઉપર તું મેહરબાનીથી નજર કર. અગર હું (માહરી) ચલગતમાં નાઇનસાન હોઉં તો તું એક ઉદાર મરદ તરીકે માહરી આગલથી પસાર થા."

## હેકાયત ૪૦ મી.



બદફેલ માણસોની એક ટોલી, દરવેશોની સામે થવા અને (તેઓનો) ઇનકાર કરવા, બાહેર પડી, અને નાસજાવર સખુનો બોલવા લાગી, અને તેઓએ એક દરવેશને માર્યો. નહિ ખમાવાને લીધે તે પોતાના પંથના વડા આગલ ફર્યાદ લઈ ગયો, કે "માહરી ઉપર આવી હાલત વીટીછ." તેણે કહ્યું, "ઓ બેટા! દરવેશોનો થીંગડાંવાલો જભ્ભો એ સંતોશનો જામો છે. જેણી કોઈ એ પોશાકમાં પોતાની નામુરાદી ખમી શકતો નથી તે એક ખોટું ડોલ ઘાલનારો છે, અને જભ્ભો તેની ઉપર હરામ છે. એક બોહલો દર્યાવ એક પથ્થરથી ગદલો બનતો નથી, એક ખોદાશનાસ જે ખફા થાયછ તે હજી છાલકાં પાણીના જેવો છે."

જો તુંને કંઈ ઇજા પોંહચે તો સબુરીથી તું (તે) ખમ, કારણકે માફીને લીધે ગુનાહથી તું પાક થાય. ઓ ભાઈ! જ્યારે આકેબત ખાક(જ) છે ત્યારે તું ખાક થાય તેની અગાઉ ખાક બન.[1]

---

૧ ખાક બન, એટલે કે નમ્રનતાઈ ભરેલો થા.

## હેકાયત ૪૧ મી.

(કવિતામાં.)



આ હેકાયત સાંભલ કે બગદાદમાં વાવટા અને પરદા વચ્ચે ભાંજગડ પડી. વાવટાએ રસ્તાની ધુલ અને રેકાણ(માં ખોસઈ રહેવા)ની રંજથી પરદાને ઠપકાની રાહે કહ્યું, "હું અને તું બંધે એકજ ધણીના નોકરો છિએ, (અને) સુલતાનની દરગાહના બંદાઓ છિએ. હું ખિદમત કરવાથી એક પણ પલ આસાયશ લેતો નથી. વખત બેવખત હું સફરની અંદર રેહું છું. તુંને નથી રંજની, નથી કિલ્લાની, નથી બિયાબાનની, અને રાહ અને ગિરદ અને ધુલની, (કશી) અજમાયશ. માહરૂં કદમ (દરેક) પ્રયત્નમાં વધારે આગલ રહેછ, પછી (પાદશાહ સોડે) તાહરી નજદીકી (માહરા કરતાં) વધારે શા માટે? તું ચંદ્રસુખી બાંદીઓ ઉપર (ઢંકાયલો રહેછે) અને ચંપેલી-સુગંધની દાસીઓ સાથે (બેસેછે). હું નોકરોના હાથમાં પડેલો સફરની વેલાએ

બાંધેલા પગનો અને ફરતાં માથાંનો[1] (રેહુંછ). (પરદાએ) કહ્યું હું ઉંબરની ઉપર માથું રાખુંછ, નહિ કે તાહરી માફક સર હું આસમાન ઉપર ધરાઉંછ. જેબી કોઈ બેહુંદાપણાંથી (પોતાની) ગરદન ઉઠાવેછ તે પોતાનેજ ઉંધે મસ્તક તોડી પાડેછ.

૧ અતરે સાઅદીએ "સરગેરદાન" શબ્દ અસલમાં બેવડી મતલબે વાપરેલો લાગે છે. એક મતલબ પરેશાનને અર્થે અને બીજી માથું ફરવાને અર્થે, એટલે કે પેલા વાવટાનો ઉપરનો ભાગ પવનમાં જ્યાં ત્યાં ઉડતોજ રહે છે તેના એસારા તરીકે.



# હેકાયત ૪૨ મી.



પરહેજગારોમાંના એકે એક તાલીમબાજને ગુસ્સામાં આવેલો અને તપી ગયલો અને મોહડાં ઉપર ફિણ ચહડેલો દીઠો. તેણે પુછયું, કે "એની (આ) શી હાલત બની છે?" લોકોએ કહ્યું, "ફલાના માણસે એને ગાલ આપી છે." તેણે કહ્યું, "આ નીચ, હજાર મન (વજનનો) પથ્થર ઉંચકી શકેછ અને એક બોલ ખમવાની શક્તિ ધરાવતો નથી!"

તું દાવપેચની ગરૂરી અને મરદાનગીનો દાવો છોડી દે. નીચ હવસથી આજેઝ થયલાં, શું મરદ (કે) શું ઓરત, (એક સરખાં છે). જો તાહરા હાંથથી બની શકતું હોય તો તું એક મોહડું મિઠું કર. મરદાનગી તે નથી કે એક મોહડાં ઉપર તું એક મુક્કી મારે.

અગરજો (કોઈ) પોતે એક હાથીની પેશાની(બી) ચીરી નાખે (તોપણ) તે કે જેની અંદર માણસાઈ નથી તે મરદ નથી. આદમજાત (પોતાની) પ્રકૃતિ ખાકથી ધરાવેછ. અગરજો તે ખાકી નહિ હોય તો તે આદમી નથી.

# હેકાયત ૪૩ મી.



એક બુઝોર્ગને "પવિત્રાઇના ભાઇઓ"[1]ની ખસલત બાબત પુછવામાં આવ્યું. તેણે કહ્યું, "(તેઓમાં) કમીનો તે (ગણાયછે) કે જે દોસ્તોનાં મનની મુરાદને પોતાનાં ભલાંની ઉપરવારી ગણે છે. અને દાનાવોએ કહેલું છે કે 'જે ભાઇ પોતા (વિષેનાજ વિચાર)ના ફંદામાં છે તે ભાઇ(બી) નથી ને ખેશી(બી) નથી.'"

જો તાહરી સાથે મુસાફરી કરનારો ઉતાવલ કરે તો તે તાહરો હમરાહ નહિ ગણાય. દિલ તે શખ્સની ઉપર ના બાંધ કે જેનું દિલ તાહરી ઉપર બંધાયલું નહિ હોય.

---

૧ આ બોલો સુફીઓના વર્ગને અતરે લાગુ પાડવામાં આવ્યા છે એમ ડસ્તવીક તથા કેટલાકોનું મત છે; જ્યારે પ્લાત તથા બીજાઓ એવું કહેછે કે એ શબ્દો હિજરી સનેની ત્રીજી સદીમાં બગદાદમાં થઇ ગયલી પાંચથી દસ કાબેલ શખ્સોની એક ટોલીને લગાડવામાં આવ્યાછે. એ ટોલીએ શાસ્ત્રને લગતા ઘણાક વિદ્વતાભર્યા ગ્રંથો બહાર પાડ્યા હતા, જેમાંનો ફક્ત એકજ હાલ યુરોપ્યનોને જણાયલો છે.

જો (તાહરા) ખેશીની અંદર દિયાનત અને પાકીજગી નહિ હોય તો તેનાં સગપણના સ્નેહ કરતાં મોહબતને કાપી નાખવી બેહતર છે.

મહને યાદ છે કે મુદઇઓમાંના એકે આ બેતની અંદરના માહરા વચનો ઉપર વાંધો ઉઠાવ્યો, અને કહ્યું, "હકતાઅલાએ કીર્તિવંત કેતાબ[1]ની અંદર માયાને કાપી નાખવા વિષે મનાઈ કીધેલી છે અને ખેશાવદોની મોહબતને માટે હોકમ ફરમાવ્યો છે, અને તું જે કંઈ કહેછે તે તો આથી ઉલટું છે." મેં કહ્યું, "તું ભુલ કરેછ, કારણ કે (હું બોલ્યોછ તે) કોરાનને અનુસરતું છે:

'અને જો તેઓ બન્ને, (યાને, તાહરાં માબાપ) વટીક, જેને વિષે તુંને (કસું) જ્ઞાન નહિ હોય તેવી બાબતમાં તુંને સામેલ કરવાને મથેલાં રહે, તો તું તેમને તાબે થતો ના.'"[2]

---

૧ યાને, કોરાન.

૨ જુઓ કોરાન, "અલ અન્કબુત" વાલું પ્રકરણ ૨૯ મું, મિસરો ૭ મો.



## હેકાયત ૪૪ મી.

(કવિતામાં.)



બગદાદમાં એક બુઢા હસમુખા મરદે (પોતાની) એક નાધલી છોકરીને એક મોચીને આપી[1]. તે સંગ-દિલ નીચ માણસે છોકરીના હોટ એવા તો કરડ્યા કે તેમાંથી લોહી ટપક્યું. બામદાદમાં બાપે તેણીને આ પ્રમાણે જોઈ (ત્યારે) તે જમાઈ પાસે ગયો અને તેને પુછ્યું, કે "અરે ઓ નીચ! આ તે કેવા દાંત છે? તેના હોટો તેં કેટલા કરડ્યા? તે (કંઈ) ચાંસડું નથી." આ વાત (કંઈ) મેં મજાખમાં કહી નથી. મશ્કરી છોડી દે અને ખરી વાત તેમાંથી ધ્યાનમાં લે. એક ખવાસમાં ભુંડી ટેવ જો બેઠી તો મરણના દિવસ સુધી તે હાથથી જતી નથી.[2]

---

૧ યાને, તેની સાથે પરણાવી.

૨ ટાહડ જાય રૂવે, ને આદત જાય મુવે. (ગુજરાતી કેહવત.)



## હેકાયત ૪૫ મી.



એક મુફ્તીને અતિ ઘણા કદરૂપા ચેહેરાવાલી એક છોકરી હતી. તે સ્ત્રીપણાંની હદ્દે પોંહચી હતી, અને ઘણીબી રીત અને દોલત (આપવા કેહવા) છતાં કોઈ પણ તેની સાથે લગન કરવાને મન કરતું હતું નહિ.

કસબી કપડાં અને કિનખાબ, એક કદરૂપી કન્યાની ઉપર હોય છે, તો (તે પણ) બદશિકલ દેખાય છે.

ટુંકામાં, ફરજને મારે એક આંધલાની સાથે તેનાં લગનની ગાંઠ બાંધ્યો. (એવું) કેહછ કે તેજ અરસામાં એક હકીમ સરાંદીબ[1]થી આવ્યો હતો, જે આંધલાઓની આંખો જોતી કરતો હતો. (પેલા) મુફ્તીને લોકોએ કહ્યું, "(તાહરા) જમાઇની આંખોનો તું શું કામ એલાજ કરતો નથી?" તેણે કહ્યું, "મહને બીક લાગે છે કે તે દેખતો થાય અને માહરી દીકરીને તલાક આપે. બદસૂરત ઓરતનો ભરથાર આંધલોજ ભલો."

---

૧ સરાંદીબ, સંસ્કૃત સુવર્ણદ્વીપ (સુનાનો ટાપુ), સીલોનનો ટાપુ.

# હેકાયત ૪૬ મી.



એક પાદશાહે દરવેશોની એક ટોલીની તરફ ધિક્કારની નજરથી જોયું. તેઓ મધેથી એક, ચાલાકીથી, તે પામી ગયો. (તેણે) કહ્યું, "ઓ પાદશાહ! હમો લોકો આ દુનિયામાં રેસાલાના બાબમાં તાહરા કરતાં ઉતરતા છિએ, અને સુખના બાબમાં તાંહરા કરતાં ચહડ્યાતા, અને મોહત વેલાએ (તાહરી) બરોબરીયા, અને ક્યામતની વખતે, ઇનશાલ્લાહ, (તાહરા કરતાં) બેહતર (થઈશું.)"

અગર એક મુલકો ફતેહ કરનાર આબાદ હાલતમાં હોય, અને અગર એક દરવેશ નાનનો હાજતમંદ હોય, તોપણ તે હાલતમાં કે જયારે તે અને એ (બંધે) મરણ પામશે ત્યારે (આ) જેહાનથી એક કફન સિવાય તેઓ વધુ લેઈ જવાના નથી. જ્યારે રાજનો સરસામન તું બાંધીજ જવા ચાહે છે, ત્યારે (તો) ફકીરી તુંને પાદશાહીના કરતાં વધારે ભલી છે. દરવેશોના બાહારના દેખાવમાં એક જુન્નો થીંગડાંવાલો ઝભ્ભો અને બોડેલા બાલ હોય છે, અને ખરેખર તો (તેઓમાં) જીવતું દિલ અને મુવેલો હવસ હોય છે.

તે (દરવેશ) નથી જે ઘણા ઢોંગથી દુનિયાથી (આઘો) બેસેછ, અને અગર લોક તેની સામે થાય તો તે લડાઇને સારૂં ઉઠી ઉભો થાયછ. જો એક પાહડ ઉપરથી એક ઘંટીનો પથ્થર ગબડી પડે તોં તે ખોદાશેનાશ નથી કે જે (તે) પથ્થરની રાહમાંથી ઉઠી જાય.

દરવેશોનું કામ ખોદાની વખાણ (ગાવા)નું, અને શુકર (કરવા)નું, અને ખિદમત (ગુજારવા)નું, અને બંદગી અને ખેરાત (કરવા)નું, અને સંતોષ (પકડવા)નું, અને એક ખોદાને માનવા તથા (તેની ઉપર) સબુરી (ધરવા)નું, અને તેની મરજીને આધીન થવાનું, અને દુખ ખમી જવાનું છે. જેબી કોઈ આવા ગુણોથી ગુણવાન હોય તે જોકે એક (કીમતી) ઝભ્ભામાં હોય તોપણ તે ખરેખર દરવેશ છે. પણ એક ભમાતુ, નેમાજ નહિ પઢનારો, હવસનો પુંજારી, કામી (શખ્સ) કે જે હવસના બંધમાં દિવસોની રાત બનાવેછ, અને ગફલતીના ખાબમાં રાતોની દિસ કરેછ, અને જેબી કંઈ હાથમાં આવેછ તે ખાયછ અને જેબી કંઈ જુબાન પર આવેછ તે બોલેછ, તે જોકે એક દરવેશના ઝભ્ભામાં હોયછ તોપણ તે ઠગારો છે.

ઓ તું! કે જે બાહારથી મક્કરનો જામો પેહરેછ, તાહરૂં અંદરખાનું પરહેજ્ગારીથી ખાલી છે. તું (તાહરા) સાત રંગી પરદાને કાહડી નાખ, તું કે જે ઘરમાં (ફકત) ચટાઈ ધરાવેછ.



## હેકાયત ૪૭ મી.

(કવિતામાં.)

તાજાં ફુલના કેટલાક ઝુમખાઓને મેં એક ગુંબજની ઉપર ઘાસથી બાંધેલા દિઠા. મેં કહ્યું, "નાચીજ ઘાસ તે કોણ કે તેણી ગોલાબની પંગતમાં બેસે?" ઘાસ રડ્યું અને બોલ્યું, "ચુપ રહે! સોહબત ખુબીને ભુલી જતી નથી. જોકે (માહરાંમાં) ખૂબસૂરતી, રંગ અને સુગંધ નથી તોપણ શું હું તેનાજ બાગનું[1] ઘાસ નથી?"

હું (સાઅદી) રહેમવંતા ખોદાનો એક બંદો છું, અને જુની નેઆમતથી પરવરશ થયલો છું. અગર હું હુનર વગરનો હોઉં યા અગર હું હુનરમંદ હોઉં, તોપણ ખોદાની મેહરબાનીનો હું ઉમેદવાર છું. હું કંઈ માલ ધરાવતો નથી, અને માહરામાં બંદગીની થાપણ નથી, છતાં, જ્યારે કંઈ પણ સાધન રહેતું નથી ત્યારે (હું) બંદાના કામનો ઈલાજ તે (કરી) જાણેછ. આ એક રેવાજ છે કે આજાદગીના આપનારા ધણીઓ બુઢા ગોલામને છોડી દેયછ. ઓ આલમને સણગારનારા મોહટા ખોદા! તાહરા બુઢા બંદાની ઉપર તું બખ્શેશ કર! સાઅદી! સંતોષના કઅબાનો રસ્તો તું ધર! ઓ તું ખોદાના (પેદા કીધેલા) મરદ! ખોદાની રાહ તું પકડ! બદબખ્ત તે શખસ છે કે જે આ દરવાજાથી પોતાનો ચેહરો ફેરવેછ, કારણ કે બીજો કોઈ દરવાજે તે પામવાનો નથી.

૧ યાને, જે બાગમાં ગોલાબ ઉગેલો હતો તે બાગનું.

## હેકાયત ૪૮ મી.



એક દાનાવને લોકોએ પુછયું, કે "શુરાતન અને સખાવત (એ બંધે)માં કયું વધારે ચહડતું છે?" તેણે કહ્યું, "જે કોઈનીબી સોડે સખાવત છે તેને શુરાતનની અગત નથી."

બેહરામગોરની ઘોરની ઉપર લખેલું છે કે "જોરવાલી બાજુ કરતાં સખાવતનો હાથ બેહતર છે. અમે આલમને બાહદુરી અને જોરથી જીતી લીધી, પણ અમો પોતા સાથે (તેને) ઘોરમાં લેઈ જઈ શકયા નહિ."

હાતમ તાઈ રહ્યો નથી, પણ હંમેશગી સુધી તેનું બુલંદ નામ નેકીથી મશહુર રેહશે. (તાહરા) માલની જકાત[1] તું બાહેર કાહડ, કારણ કે દરાખનાં ઝાડની વધ બાગબાન જ્યારે કાપી કાહડેછ ત્યારે વધુ દરાખ તે આપેછ.[2]

---

૧ યાને, ખેરાતમાં આપવાનો ભાગ.

૨ All superfluous branches
We lop away, that bearing boughs may live.
(SHAKESPEARE, "*King Richard II,*" Act III, Scene 4.)

**બાબ બીજો સમાપ્ત.**



# બાબ ત્રીજો.

## સંતોષની ખુબીમાં.

### હેકાયત ૧ લી.




શ્ચિમનો એક ભિખારી, એલેપ્પોના વેપારીઓની સફમાં, બોલતો હતો (કે) "ઓ દોલતના ધણીઓ! જો તમને ઈન્સાફ હતે અને અમને સબુરી, તો માગવાની રસમ (આ) જેહાનથી ઉઠી જતે." અરે ઓ સંતોષ! તું મહને તવંગર બનાવ, કારણ કે તાહરા સિવાય (બીજી) કોઇ દોલત નથી. લુકમાને[1] સબરનું

---

૧ લુકમાન હકીમ, ખ્રિસ્તી સનેની એક હજાર વરસ આગમચ, યાહુદીઓના પાદશાહ અને પેગમ્બર દાઉદ (David)ના જમાનામાં, થઇ ગયલો જણાવવામાં આવેછે. પૂર્વ તરફના સર્વે દેશોમાં તે પોતાની દાનાઈ તથા નેકીઓ માટે ઘણો જાણીતો થઈ ગયો છે. પેગમ્બર

ખુશું અખત્યાર કીધું. જેનાંમાં સબર નથી તેનાંમાં ફિલસુફી (પણ) નથી.

મહમ્મદ વટીક "કોરાન" નાં ૩૧ માં પ્રકરણ (સુરા લુકમાન) માં તેને વિષે ઘણાં માનથી બોલે છે. લુકમાનનું ડાહપણ, સુલેમાનની માફક, ઇશ્વિરી મૂલથી ઉત્પન્ન થયલું માનવામાં આવેછે. એવું કહેછે કે એક દિવસે તે પોતાનાં કામમાં રોકાયલો હતો ત્યારે કેટલાક ફરેસ્તા ત્યાં અણદીઠા દાખલ થયા, અને તેને સલામ કીધી. લુકમાને અવાજો સાંભલી પોતાની આસપાસ નજર કીધી, પણ કોઈ નહિ જણાવાથી કશો જવાબ વાલ્યો નહિ. તે ફરેસ્તાઓ ત્યાર પછી બોલ્યા: "ખોદા કે જેણે તુંને અને અમોને પેદા કીધા છે તેના અમો કાસદો છિએ. તેણે અમોને કેહવા મોકલ્યા છે કે તેની મરજી એવી છે કે આ દુનિયામાં તુંને તે બાદશાહી બખ્શે, અને પોતાની તરફનો રાજકર્ત્તા બનાવે." લુકમાને કહ્યું, "અગર ખોદાતાલાની મરજી એવીજ હોય કે માહરે બાદશાહ થવું તો તેની મરજી મુજબ થવુંજ જોઇએ, અને મહને ભરોસો છે કે પોતાનાં સઘલાં ફરમાનો બરાબર બજા લાવવા માટે તે મહને શક્તિવાન બનાવશે. પણ જો ખોદાતાલા માહરી પોતાની પસંદગી કરવાની છુટ મહને બખ્શે તો માહરી હાલની હાલતમાંજ રેહવાનું હું વધુ પસંદ કરીશ, અને તેની સોડે જે એકજ મેહરબાની હું માગીશ તે એજ કે તે સાહેબ રાજી રહે એવી શક્તિ મહને તે બખ્શે, કારણ અગર તેમ હું નહિ કરૂં તો પછી આખી દુનિયાના સઘલા મોહટા દરજ્જા માહરે મનથી એક બોજા સમાન છે." ખોદાતાલાને આ જવાબ એટલો તો પસંદ આવ્યો કે તેણે લુકમાનની ઉપર, અત્યાર સુધી કોઇને પણ નહિ બખ્શેલાં એવાં ડાહપણ તથા જ્ઞાનની, બખ્શેશ કીધી. લુકમાનની કેહણીઓ અને તેના નીતિવચનો દસ હજારની સંખ્યા સુધીનાં કેહવાય છે; અને એક અરબ ટીકાકાર કહેછે કે આ માહેલું દરેક એક આખી દુનિયાની દોલત કરતાં વધુ કીમતી છે. એનું ડાહપણ તથા એની કથાઓના નીતિ–સબકો ઇસિપ–નીતિને એટલાં તો મલતાં આવેછે કે કેટલાકો એ બંધેના લખનારા એકજ હતા એમ ધારેછે. (જુઓ Beale's "Oriental Biographical Dictionary," સફે ૨૨૬–૨૭.)

## હેકાયત ૨ જી.

બે અમીરજાદા મિસરમાં (રેહતા) હતા. એક એલમ શિખ્યો, અને બીજાએ માલમતા ભેગી કીધી. સેવટે, એક (પોતાના) જમાનાનો વિદ્વાન બન્યો, અને બીજો મિસરનો પાદશાહ થયો. પછે (પેલા) તવંગરે ધિક્કારની ચશમથી (પેલા) આલમા તરફ જોયું અને બોલ્યો, "હું બાદશાહતને પોંહચ્યો, અને તું, એવો ને એવોજ, ગરીબાઈમાં રહી ગયો." તેણે કહ્યું, "ઓ ભાઈ! તે બારેહુકતાઅલાના શોકર માહરે કરવા જોઈએ કે મેં પેગમ્બરનો વારસો, યાને એલમ, મેલવ્યો, અને તુંને ફરાઓનનો[1] વારસો, યાને મિસરનો મુલક, પોંહચ્યો.

---

૧ ફરાઓન (Pharaoh)—જેમ અસલી રોમના સઘલા શાહનશાહો "શીઝર"ના સાધારણ એલકાબથી ઓલખાતા હતા, તેમ અસલી મિસરના સઘલા બાદશાહોને, સુલેમાન (Solomon) ના જમાના સુધી, "ફરાઓન" (Pharaoh) ના સામાન્ય એલકાબથી ઓલખવામાં આવતા હતા. સુલેમાનના વખત પછી "ફેરો" એલકાબ એકલો નહિ, પણ પાદશાહનાં ખરાં નામની આગલના એલકાબ તરીકે, વપરાવા લાગ્યો, જેમકે, ફેરો નેકો, ફેરો હોફ્રા, ફેરો શિશક, વિગેરે. સિકંદરના વખત

"હું તે કીડી છું કે જેને લોકો પગની હેઠલ કચડેછે; હું તે ભમરો નથી કે જેના દંખથી લોકો રડેછે. કેવી રીતે હું આ ન્યામતનો આભાર માનું કે લોકોને દુખ દેવાનું જોર હું ધરાવતો નથી!"

---

પછી મિસરના બાદશાહો "ફેરો" ને બદલે "તોલેમી" નાં નામથી ઓલખાવા લાગ્યા, અને ઘણું કરીને "તોલેમી" શબ્દ સાથે અમુક પાદશાહને પિછાનવા માટે કોઈ ભેદસૂચક નામ તેની પાછલ લગાડવામાં આવતું હતું, જેમકે, તોલેમી ફાઇલાદૅલફૉસ, તોલેમી યુઅરજૅતીસ, તોલેમી ફાઇલોપૅતૉર, વિગેરે. (જુઓ, Selden's "Titles of Honour," પુસ્તક ૫ મું, સફે ૫૦.)



## હેકાયત ૩ જી.



મેં એક દરવેશને વિષે સાંભલ્યું કે તે ભુખમરાના આતશમાં જલતો હતો, અને થિગડાં ઉપર થિગડાં સીવતો હતો, અને પોતાનાં મનની શાંતીને માટે કહેતો હતો કે "હું એક સુક્કાં નાન અને થિગડાંવાલા જભ્ભાની ઉપર સંતોષી છું, કારણ કે ખલકના ઉપકારના બોજા કરતાં પોતાનીજ મેહનતનો બોજો ભલો."

કોઈએ તેને કહ્યું, "બેસી શું રહ્યોછ? આ શેહરની અંદર ફલાનો ફલાનો, સખી તબેહ અને સર્વવ્યાપક ઉદારતા, ધરાવે છે. પરહેજગારોની ચાકરીની માંહે તેણે કમર બાંધેલી છે અને દિલોના દરવાજા ઉપર તે બેઠેલો છે. તાહરી હાલત જેવી છે તેવી માટે જો તેને ખબર મલે તો તાહરાં પ્યારાં દિલની ખાતરદારી કરવી એ તે (પોતા ઉપર થયલો) આભાર સમજશે અને ગનીમત વિચારશે." તેણે કહ્યું, "ચુપ! કારણ કે (પોતાની) હાજત કોઈની સોડે લેઈ જવા કરતાં ભુખમરામાં મરવું બેહતર છે."

બડેખાંઓની ઉપર પોશાકને માટે ચીઠ્ઠી લખવા કરતાં થિગડાં સીવવાં અને સબરનાં ખુણાંમાં પડી રેહવું બેહતર છે. ખરેખર, પડોશીની મદદથી બેહેસ્તમાં જવું એ દોજખની સજા બરાબર છે.

## હેકાયત ૪ થી.



**ઇરાની** પાદશાહોમાંના એકે, મહમ્મદ મુસ્તફા— કે જેની ઉપર ખોદાના દરૂદ હોજો!—તેની ખિદમતમાં, એક હુશ્યાર તબીબને મોકલ્યો. તે, એક (આખું) વરસ, અરબના મુલકમાં રહ્યો. કોઈબી (તેની) અજમાયશને માટે તેની પાસે આવ્યું નહિ, અને એકબી એલાજ (તેનેથી) ચાહ્યો નહિ. એક દાહાડે, પેગમ્બર— કે જેની ઉપર ખોદાનાં દરૂદ હોજો!—તેની નજદીક તે આવ્યો અને ફર્યાદ કીધી કે "મહને તાહરા ચેલાઓની દવાદારૂ કરવાને મોકલવામાં આવ્યો છે, અને આટલી મુદતમાં કોઇએ પણ માહરી દરકાર કીધી નથી, કે જેથી, જે ફરજ હું બંદાની ઉપર મુકરર થયલી છે તે, હું બજા લાઉં." પેગમ્બર—જેની ઉપર દરૂદ હોજો!— તેણે કહ્યું કે "આ ટોલકીની એક રીત એવી છે કે જ્યાં સુધી તેઓની ઉપર ભુખ ગાલેબ આવતી નથી ત્યાં સુધી કંઈપણ ચીજ તેઓ ખાતા નથી, અને હજી તો ભુખ બાકી હોયછ તેટલાંજ ખોરાકથી તેઓ હાથ ખાંચી લેયછ."

# હેકાયત ૫ મી.

અરદશીર બાબેકાન[૧]ની તવારીખમાં આવેલું છે કે તેણે એક અરબ હકીમને પુછયું કે "એક દાહાડામાં (ખોરાકનો) કેટલો જથ્થો ખાવો જોઇએ?" તેણે કહ્યું, "સો દિરમના વજન જેટલો બસ છે." (અરદશીરે) કહ્યું, "એટલો વજન શું કવ્વત આપે?" હકીમે કહ્યું, "એટલોજ વજન તારૂં પોષણ કરશે અને એમાં કંઈબી જો તું વધારો કરશે તો તેનો બોજો તાહરે ઉપાડવો પડશે; યાને, એટલો વજન તુંને પગપર (ખડો) રાખશે, અને જો તું તેમાં કંઈબી ઉમેરો કરશે તો તું તેનો હમાલ બનશે."

ખાવું (એ) જીવવાને માટે અને ખોદાની બંદગી કરવાને માટે છે, (પણ) તું (એવો) એતેકાદ ધરાવે છે કે જીવવું (એ) ખાવાને માટે છે.[૨]

---

૧ સાસાનિયન વંશનો પેહલો પાદશાહ.

૨ Eat to live, but do not live to eat.—અંગ્રેજી કેહવત.

## હેકાયત ૬ થી.

ખોરાસાનના બે દરવેશો એક બીજાની સોહબતની સેવામાં મુસાફરી કરતા હતા. એક દુબલો હતો કે જે બે રાત પછે (પોતાનો) અપવાસ મેલતો, અને બીજો જોરાવર હતો કે જે એક દિવસમાં ત્રણ વાર ખાતો. એવું બન્યું કે એક શેહરના દરવાજા ઉપર, જાસુસ હોવાનાં તોહમતથી, તેઓને પકડવાગાં આવ્યા, અને બન્નેને કેદ કરવામાં આવ્યા, અને (તેઓનાં) બંદીખાનાંનુ બારણું મટોડીથી ચણી લેવામાં આવ્યું. બે અઠવાડિયાં પછે માલમ પડ્યું કે તેઓ નિર્દોષ હતા. બારણું ઉઘાડવામાં આવ્યું (તો) જોરાવરને મુએલો અને દુબલાને જાનથી સલામત બચેલો તેઓએ દીઠો. (લોકો) આથી અજબ થવા લાગ્યાં. એક ડાહપણવાલા માણસે કહ્યું, "અગર આથી ઉલટું હતે તો અજબ થવા જેવું હતું, કારણકે આ ઘણું ખાનાર હતો (એટલે) ભુખમરો સેહવી શક્યો નહિ અને સખ્તીથી મરણ પામ્યો, અને આ બીજો પોતાને કાબુમાં રાખનાર હતો

(એટલે) પોતાની આદત મુજબ તેણે સબુરી પકડી અને સલામત રહ્યો."

જો થોડું ખાવાની તબેહ કોઇને પડી હોયછે તો જ્યારે તેની સામે સખ્તી આવેછે ત્યારે તે તેને સહેલાઇથી ખમેછે. પણ જો રેલછેલની વચ્ચે તે તન-પરવર હોયછે, તો જ્યારે તંગી તે જોયછે ત્યારે તે સખ્તીથી મરણ પામેછે. પેટની ભઠ્ઠી વારેઘડીએ તાતવવી એ, કંઈ નહિ મળ્યાને દાહાડે, મુસીબત થઈ પડેછે.



# હેકાયત ૭ મી.



દાનાવોમાંનો એક (પોતાના) છોકરાને ઘણું ખાવાની મના કરતો હતો, કારણકે ગલાં સુધી આવે એટલું ખાવું માણસને આજારી કરેછે. તેણે કહ્યું, "ઓ બાપ! ભુખ માણસોને મારી નાખેછે. મશકેરાઓએ કહ્યું છે તે શું તમે સાંભલ્યું નથી કે 'ગલાં સુધી આવે એમ ખાઇને મરવું એ ભુખમરાથી જાન આપવા કરતાં બેહતર છે?'" બાપે કહ્યું, "અંદાજો ધ્યાનમાં રાખ. ખોદાતાલાના (આ) બોલ છે (કે) 'ખાવો અને પીવો, પણ હદથી બાહેર ના જાવો.'"

એટલું (બધું) ના ખા કે તાહરાં મોહડાંમાંથી બાહેર આવે; એટલું (થોડુંબી) નહિ કે નબલાઇથી તાહરો જાન બાહેર નિકલે.

ખોરાક શરીરની અંદર જીવની ખુશનુદી છે, તે છતાં જે ખોરાક હદ કરતાં વધુ હોયછે તે માંદગી લાવેછે.

જો તું ગુલકંદ હદથી જ્યાદે ખાય તો તે નુકસાનકારક થઈ પડે, પણ જો સુકું નાન તું લાંબે આંતરે ખાય તો તે ગુલકંદ થઈ પડે.

## હેકાયત ૮ મી.

એક આજારીને કેહવામાં આવ્યું કે "તાહરૂં દિલ શું ચાહેછ?" તેણે કહ્યું, "એજ કે માહરૂં દિલ કંઈ નહિ ચાહે."

જ્યારે પેટ ઠસ થાયછ અને તેની અંદર દરદ ઉત્પન્ન થાયછ ત્યારે (તેને) સારૂં કરવાના સઘળા એલાજો કંઈ પણ ફાયદો કરતા નથી.



## હેકાયત ૯ મી.

કેટલાક સુફીઓની ઉપર એક ગાંધીના થોડાક દિરમ ચહડેલા હતા. તે દરરોજ (તેની) ઉઘરાણી કરતો હતો, અને સખત શબ્દો ઓચરતો હતો. તે સાહેબો તેની તાનાજાનીથી દુખી દિલના થયા હતા, અને ખમી જવા સિવાય બીજો ચારો હતો નહિ. એક પરહેજ઼ગારે (એ વાત) સાંભલી. તે હસ્યો અને બોલ્યો, "ગાંધીને દિરમનો વાયદો દેવા થાને જીવને ખોરાકનો વાયદો દેવો વધારે સેહલ છે."

દરવાનોનો જુલમ ખમવા થાને મોહટાં માણસનું અહેસાન તરક કરવું બેહતર છે. કસાઇઓના ધિક્કારભર્યા તકાજાઓ કરતાં ગોશ્તની આશામાં મરવું બેહતર છે.



## હેકાયત ૧૦ મી.

એક બાહદુર જવાનને તાતાર લોકોની લડાઈમાં એક ભયંકર જખમ થયો. કોઇએ તેને કહ્યું, "ફલાના વેપારીની પાસે નોશ દારૂ છે. જો તું માગે તો બને એવું છે કે તે તુંને થોડોક આપે."

એવું કહેછ કે તે વેપારી બખીલાઇને માટે એવો પ્રખ્યાત હતો કે જેવો સખાવતમાં હાતમ તાઈ.

જો નાનની જગાએ તેના સુફરા ઉપર સૂર્ય હોયે તો કિયામત સુધી રોશન રોજને કોઈ જેહાનની અંદર જોય નહિ. (પેલા) જવાને કહ્યું, "તેની પાસે હું નોશ દારૂ નહિ માગું, કારણકે તે આપે યા નહિં આપે. અગરજો આપે તો તે ફાયદો કરે યા નહિ કરે. કોઈબી રીતે તેની પાસે માગવું એ જીવ લેનાર ઝેહર (બરાબર) છે.

જેબી કંઈ તું હલકાં માણસોની પાસે ઉપકાર તરીકે માગે તે તું (તાહરાં) તનમાં ઉમેરેછ અને જાનમાંથી ઓછું કરેછ.

દાનાવોએ કહેલું છે, "અગર, દાખલા તરીકે, આબે હૈયાત (વટીક) વેચાય, તોપણ ડાહ્યો માણસ (પોતાની) આબરૂ બદલ તે ખરીદે નહિ, કારણ કે નામોશીમાં જીંદગી (કાહડવા) કરતાં આબરૂમાં મરવું બેહતર છે."

જો તું ખુશ મિજાજવાલાંના હાથથી ઇંદ્રવાણનાં ફલ ખાય તો તે ખાટા ચેહરાનાં માણસનાં હાથથી મિઠાઈ ખાવા કરતાં બેહતર છે.

# હેકાયત ૧૨ મી.



એક દરવેશની ઉપર કંઈ જરૂર આવી પડી. કોઈએ તેને કહ્યું, "ફલાનો બેહદ દોલત ધરાવેછ. જો તાહરી હાજતથી તે વાકેફ થાય તો ખચીતજ તે બર લાવવામાં ઢીલ કરવી વાજબી વિચારશે નહિ." તેણે કહ્યું, "હું તેને પિછાનતો નથી." (પેલાએ) કહ્યું, "હું તાહરી રાહબરી કરીશ." તેણે તેનો હાથ પકડ્યો અને પેલા શખ્સનાં ઘર આગલ તેને લાવ્યો. દરવેશે (ત્યાં) એક શખ્સને દીઠો (કે જેના) હોઠ હેઠે લબડતા (હતા), અને (જેનાં) ભવાં ચહડેલાં (હતાં), અને (જે) તુંદ અને કુંજરો થઈને બેઠેલો હતો. તે પાછો ફર્યો, (અને કંઈ પણ) સખુન બોલ્યો નહિ. એક જણે તેને કહ્યું, "તેં શું કહ્યું અને તું શું કરી આવ્યો?" તેણે કહ્યું, "મેં તેની ભેટ તેના ચેહરાને બખશી."

કુંજરા ચેહરાવાલાની નજદીક તું (તાહરી) હાજત લેઈ જતો ના, કારણકે તેના ખરાબ સ્વભાવથી તું નાસુરાદ થશે. જો તું બોલે તો એવા શખ્સને તાહરાં દિલનો ગમ કેહજે કે જેના ચેહરાથી તુંને તુરતજ રાહત મલે.

એક તાતારી જો એક હિજડાને મારી નાખે તો તેના બદલામાં (તે) તાતારીને મારી નાખવો નહિ ઘટે.

*　　*　　*

આવો એક શખ્સ, કે જેનાં વર્ણનનો થોડોક ભાગ તેં સાંભલ્યો, તે, તે સાલમાં, બેશુમાર દોલત ધરાવતો હતો. તંગદસ્તોને તે સોનું અને રૂપું આપતો હતો, અને મુસાફરોને વાસ્તે સુફરો બીછાવતો હતો. દરવેશોની એક ટોલી જે ભુખમરાના મારથી જીવ ઉપર આવી હતી તેણે તેને ત્યાંની મેજબાનીનો ઈરાદો કીધો અને માહરી પાસે તેઓ સલાહને માટે આવ્યા. તેઓની સાથે એકમત થવાથી મેં માથું ફેરવ્યું અને હું બોલ્યો, "સિંહ કુતરાનું અરધું ખાધેલું ખાતો નથી, જોકે સખ્તીથી તે પોતાના ગોફામાં મરી જાય છે. નાચારી અને ભુખમાં (તાહરૂં) તન રેહવા દે, પણ એક હલકા માણસ સોડે (તાહરો) હાથ ના બોર. અગરજો એક નાલાયક શખ્સ દોલત અને દરજ્જામાં ફરેદુન (જેવો) થાય તોપણ તેને તું આદમી ગણતો ના." એક નાલાયકની ઉપર રેશમ અને કસબી કપડું દીવાલની ઉપર રાજાવરદ અને સોના સરખું છે.



## હેકાયત ૧૫ મી.



મુસા—કે જેની ઉપર દરૂદ હોજો!—તેણે એક દરવેશને જોયો, કે જે નગ્નપણાંને લીધે રેતીની અંદર દટાયલો હતો. તેણે કહ્યું, "અરે મુસા! દુવા પઢ, કે ખોદાતાલા—કે જેને ઇજત અને બુજોર્ગી સજાવાર છે તે—મહને રોજી આપે, કારણ કે નાચારીને લીધે હું જીવપર આવ્યોછું." મુસાએ દુવા કીધી અને ચાલતો થયો. થોડોક વખત પછી જ્યારે તે પાછો આવ્યો ત્યારે તેણે તેને પકડાયલો દીઠો, અને લોકોનું એક ટોલું તેની આસપાસ ભેગું મલેલું (હતું.) તેણે કહ્યું, "આ શું વાત બની છે?" લોકોએ કહ્યું, "એણે શરાબ પીને તોફાન મચાવ્યું છે અને કોઇને મારી નાખ્યો છે. હવે (એની ઉપર) તેનું વેર લેવાને ફરમાવવામાં આવ્યું છે."

ગરીબ બીલાડીને જો પાંખ હતે તો જેહાનમાંથી ચક્લીનાં (તમામ) ઇંડાં તે ઉઠાવી જતે. ગાયનાં પેલાં બે શિંગડાં જો ગધેડાને હતે તો પોતા સોડે કોઇ પણ માણસને તે ઉભો રેહવા દેતે નહિ. નબલાને જો શક્તિનો હાથ મલ્યો તો તે ઉઠીને (બીજા) નબલાઓના હાથ મરડી નાખે.

# હેકાયત ૧૭ મી.

એક આરબ, બિયાબાનની અંદર, ઘણીજ તરસને લીધે એમ બોલતો હતો (કે) "અરે! હું ઇચ્છુંછું કે માહરાં મોતની આગમચ એક દિવસ માહરી ખાહેશ હું મેલવું કે માહરાં ઘુટણ ઉપર કોઈ નદીનાં પાણી અફલાય તો માહરી ચામડાંની પખાલ હું આરામથી ભરૂં."

એવીજ રીતે એક બોહલાં મેદાનમાં એક મુસાફર (પોતાનો) રસ્તો ચુકી ગયો હતો, અને તેનાં કૌવત અને ખોરાકનો આંકો આવ્યો હતો. તેની કમર ઉપર થોડાક દિરમ તેની પાસે હતા. તે ઘણોબી રખડ્યો (પણ) રસ્તો કેથે નિકલ્યો નહિ, અને સખ્તીથી તે મરણ પામ્યો. એક ટોલી ત્યાં આવી પોંહચી. તેઓએ દિરમ જોયા તો તેના ચેહરા આગલ મેલેલા હતા, અને ખાક ઉપર (આ પ્રમાણે) લખેલું હતું:

"જો વગર ખોરાકીનો મરદ જાફર[1]નું તમામ સોનું ધરાવે તોપણ તેનું (કંઈ) વલે નહિ. બિયાબાનની અંદર એક ભુખ્યા ફકીરને બાફેલો શલગમ ખાલેસ રૂપાં કરતાં બેહતર છે."

---

૧ કેટલાકોના કેહવા પ્રમાણે જાફર એક નામીચો કિમ્યાગર થઇ ગયો છે, અને વલી બીજાઓનું મત એવું છે કે તે ખલીફ હરૂન-અર-રશીદનો વજીર હતો કે જેણે સિક્કાઓની અંદર ચોખું સોનું વાપરવાનો ચાલ કાહડ્યો હતો.—પ્લાટ્સ.

## હેકાયત ૧૬ મી.



મેં એક આરબને જોયો કે જે બસરાના જહવેરીઓનાં એક કુંડાલાંમાં વાત ચલાવતો હતો કે "એક વખત એક બિયાબાનમાં હું રસ્તો ભુલ્યો હતો, અને માહરી પાસે ખાવાની કંઈ પણ ચીજ રહી હતી નહિ. દિલમાં લાગ્યું કે હલાક થવાનું છે. એકાએક મહને એક મોતીથી ભરેલી કોથલી જડી. તેમાં ભુંજેલા ઘઉં યા ચાવલ હશે એવું જ્યારે મેં વિચાર્યું ત્યારની ખુશાલી તથા હરખ, અને વલી જ્યારે મહને માલમ પડ્યું કે તે મોતી હતાં તે વખતનો કડવાસ તથા નાઉમેદી, હું કદી પણ ભુલનાર નથી."

સુક્કાં જંગલ અને ઉડતી રેતીમાં તરસ્યાનાં મોહડાંમાં શું મોતી કે શું શીપ (એકસરખાં નિરૂપયોગી છે.) ભાતિયાં વગરનું માણસ, જેના પગ ફસડાઈ ગયા હોય, તેના કમરબંદમાં શું સોનું કે શું ઠીકરી (એકસરખાં નિરૂપયોગી છે.)



## હેકાયત ૧૯ મી.



પાદશાહોમાંનો એક, શિયાલાની રૂતુમાં, થોડાક અતલગનાઓની સાથે, શેકારગાહમાં શેહેરથી દૂર પડ્યો. (એટલાંમાં) રાત આવી પોંહચી. દૂરથી એક વેરાન ગામડું નજર આવ્યું, જેમાં એક ગામડીયાનું ઝુપડું હતું. પાદશાહે કહ્યું, "રાત તે જગે જઈએ કે થંડીની પીડા કમતી લાગે." વજીરોમાંના એકે કહ્યું, "પાદશાહના બુલંદ દરજ્જાને લાયક નથી (કે) એક નીચ ગામડીયાનાં ઘરમાં તે આસરો લેય. આજ જગા ઉપર આપણ તંબુ માર્યે અને આતશ સલગાવ્યે." ગામડીયાને ખબર થઈ. પોતાની પાસે જે હાજર હતું તે તેણે તૈયાર કીધું, અને પાદશાહની હજુર તે લાવ્યો, અને ખિદમતની જમીન ચુંમી, અને કહ્યું, "પાદશાહનો બુલંદ દરજ્જો ગામડીયાનાં ઘરમાં ઉતારો લીધાથી ઘટવાનો નથી, પણ તેઓ (તાહરા ઉમરાવો)એ એવું નહિ ઇચ્છયું કે ગામડીયાનો દરજ્જો બુલંદ થાય." પાદશાહને તેના સુખન પસંદ આવ્યા. રાતે તેણે તેનાં ઘરમાં ઉતારો લીધો. ગામડીયાએ તેની

# હેકાયત ૧૮ મી.



જમાનાના જુલમને લીધે મેં કદી પણ વિલાપ કીધો હતો નહિ, અને આસમાનની ગિરદેશથી માહરો ચેહરો કુમલાવ્યો હતો નહિ, મગર એક વખતે કે જ્યારે માહરા પગ ઉઘાડા હતા અને પગરખાં મેલવવાની (માહરામાં) જોગવાઈ નહિ હતી. કચવાયલાં દિલથી હું કુફા[1]ની જુમા મસીદમાં દાખલ થયો. (ત્યાં) મેં એક જનને જોયો કે જેના પગ નહિ હતા. ખોદાની નેઆમતના મેં શુકરાના કીધા, અને માહરી પગરખાં વગરની હાલત ઉપર ધીરજ ધરી.[2]

રોસ્ત કીધેલી મરઘી ધરાયલાં માણસની નજરમાં ખુમચા ઉપર મૂલાનાં પાતરાં કરતાંબી વધારે કમતી (જણાય) છે. અને જેની પાસે (કંઈ) સાધન અને શક્તિ નથી તેને બાફેલો શલગમ રોસ્ત કીધેલી મરઘી (જેવો) છે.

---

૧ યુફ્રેતીસ નદી ઉપરનું એક શેહર, જે બગદાદથી ચાર દાહડાની મંજલ ઉપર આવેલું છે, અને બસરાની એટલું બધું નજદીક છે કે એ બંધે શેહરોને બે બસરા અથવા બે કુફા કહે છે. બસરા અને કુફા બંધે શેહરોમાં બે નામીચી પાઠશાળાઓ હતી, જે એકકની હરીફ સરીખી હતી. છેક પુરાતમ વખતના અરબી અક્ષરોને કુફા શેહર ઉપરથી કુફીક કેહવામાં આવે છે.

૨ Better a bare foot than no foot at all.

(અંગ્રેજી કેહવત.)

## હેકાયત ૨૦ મી.



એક ભિખારીને વિષે (એવી) વાત કહે છે કે તેણે બેશુમાર પૈસો ભેગો કીધો હતો. પાદશાહોમાંના એકે તેને કહ્યું, "એવું જણાય છે કે તાહરી સોડે બેહદ દોલત છે. તેમાંથી થોડીકની મહને મદદ કર કારણ કે એક જરૂરનું કામ આવી પડ્યું છે. જ્યારે મેહસુલ ફરી વલશે ત્યારે (તુંને) પાછી ભરી દેવામાં આવશે." તેણે કહ્યું, "ઓ જમીનની સપાટીના માલેક! બુજોર્ગીના દરજ્જાને (આ) છાજતું નથી (કે) માહરા જેવા એક ભિખારીના માલથી (પોતાના) હાથ ગલીચ કરે, કારણ કે મેં દાનો દાનો ભિખ માગીને એકઠો કીધો છે." (પાદશાહે) કહ્યું, "તેની ચિંતા નથી, કારણ કે માહરે તે તાતારોને આપવો છે. ગલીચી ગલીચોને સારૂંજ (છે.)" લોકોએ કહ્યું કે "કલી ચુનાનો કોલ અપવિત્ર છે." હમોએ કહ્યું, "હમોને તે સંડાસની ફાટ પુરવા માટેજ જોઈએ છે."

પસંદકારક ખિદમત બજાવી. સહવાર પડતાં પાદશાહે તેને એક સરપાવ અને નાણું (બખ્શેશ) આપ્યું. મેં સાંભલ્યું છે કે સુલતાનના ઘોડાની રેકાબ પકડીને તે થોડાંક કદમ ચાલતો ગયો અને બોલતો ગયો (કે) "સુલતાનના દરજ્જા અને દમામમાંથી, એક ગામડીયાની મેહમાનના ઉતારાની જગ્યાને માન આપવાને લીધે, કંઈ પણ ચીજ ઘટી નથી. પણ ગામડીયાની ટોપીનું ખુણું આફતાબ સુધી જઈ પોંહચ્યું, (જ્યારે) કે તેનાં સરની ઉપર તું જેવા એક સુલતાનનો છાંયો પડ્યો."



## હેકાયત ૨૦ મી.



એક ભિખારીને વિષે (એવી) વાત કહે છે કે તેણે બેશુમાર પૈસો ભેગો કીધો હતો. પાદશાહોમાંના એકે તેને કહ્યું, "એવું જણાય છે કે તાહરી સોડે બેહદ દોલત છે. તેમાંથી થોડીકની મહને મદદ કર કારણ કે એક જરૂરનું કામ આવી પડ્યું છે. જ્યારે મેહસુલ ફેરી વલશે ત્યારે (તુંને) પાછી ભરી દેવામાં આવશે." તેણે કહ્યું, "એ જમીનની સપાટીના માલેક! બુજોર્ગીના દરજાને (આ) છાજતું નથી (કે) માહરા જેવા એક ભિખારીના માલથી (પોતાના) હાથ ગલીચ કરે, કારણ કે મેં દાનો દાનો ભિખ માગીને એકઠો કીધો છે." (પાદશાહે) કહ્યું, "તેની ચિંતા નથી, કારણ કે માહરે તે તાતારોને આપવો છે. ગલીચી ગલીચોને સારૂંજ (છે.)" લોકોએ કહ્યું કે "ફલી ચુનાનો કોલ અપવિત્ર છે." હમોએ કહ્યું, "હમોને તે સંડાસની ફાટ પુરવા માટેજ જોઇએ છે."

અગરજો એક ખ્રિસ્તીના કુવાનું પાણી પાક નથી તો એક મુવેલા યાહૂદીને તું (તેથી) ધોય તેની શું ચિંતા છે?

મેં સાંભળ્યું કે પાદશાહનાં ફરમાનથી તેણે માથું ફેરવ્યું, અને તકરાર કરવા લાગ્યો, અને શોખાઈ દેખાડવા માંડી. પાદશાહે ફરમાવ્યું કે (તેની સાથની) તકરારનો મજમુન જબરદસ્તી અને ધમકીથી તેની સોડેથી કાહડી લેય.

અગરજો એક કામ નરમાસથી નિપજતું નથી તો તે (નહિ કરનાર) નાચારીએ માથું બેહોરમતીમાં ખેંચે છે. જેણી કોઈ પોતા ઉપર બખ્શેશ કરતો નથી તેની ઉપર જો કોઈ બખ્શેશ નહિ કરે તો તે વાજબી છે.



## હેકાયત ૨૧ મી.



એક વેપારીને મેં જોયો કે જે ભાર લાધવાનાં દોહડસો ઉંટ અને ખિદમત કરનારા ચાલીશ ગોલામો ધરાવતો હતો. કીશ[1]ના ટાપુમાં એક રાતે તે મહને પોતાના ઓરડામાં લઈ ગયો, અને ભલતા સુખનો બોલવાથી તેણે આખી રાત જપ મારી નહિ, કે માહરી ફલાની વખાર તુર્કસ્તાનમાં છે, અને હિંદુસ્થાનમાં (માહરો) ફલાનો માલ છે, અને આ કબાલો ફલાની જમીનનો છે, અને ફલાનો શખ્સ ફલાના માલનો જામીન છે. એક વખત તે બોલતો હતો કે "ઇસકન્દરિઆ જવાનો વિચાર ધરાઉંછ, કારણ કે ત્યાંની હવા ખુશ છે." અને વલી કેહતો હતો કે "નહિ, પશ્ચિમનો દરિયો તોફાની છે. ઓ સાઅદી! એક બીજી સફર આગલ પડેલી છે. અગરજો તે બની જાય તો બાકીની જીંદગી એક ખુણામાં હુ બેસું." મેં કહ્યું કે "તે કઈ સફર છે?" તેણે

---

૧ ઇરાની અખાતમાં દાખલ થતાંજ આવેલું એક નાહનું ટાપુ.

કહ્યું, "ઈરાનની ગંધક હું ચીન લઈ જાઉં, કારણ કે મેં સાંભળ્યું છે કે (ત્યાં) તેની મોહટી કીમત આવે છે, અને ત્યાંથી ચીનઈ કોરીકામ હું રૂમ લઈ જાઉં, અને રૂમનું રેશમી કાપડ હિંદુસ્થાનમાં, અને હિંદુસ્થાનનું પોલાદ હલબ[1]માં, અને હલબના તખ્તાઓ યમનમાં, અને યમનનું પટાદાર કપડું ઈરાનમાં. ત્યાર પછી મુસાફરી હું છોડી દઉં અને દુકાને બેસું." આ રીતનો તેણે એટલો તો લવારો કીધો કે બોલવાની તાકાત તેને વધુ રહી નહિ. તેણે કહ્યું, "ઓ સાઅદી! જેઓને તેં જોયા હોય, અથવા જેઓ વિષે તેં સાંભળ્યું હોય, તેઓ માટે કંઈ સુખન તું બી બોલ." મેં કહ્યું, "આ શું તેં સાંભળ્યું નથી કે એક વખતે એક વેપારી એક બિયાબાનની અંદર (પોતાનાં સવારીનાં) જાનવર ઉપરથી તુટી પડ્યો? તેણે કહ્યું, 'દુનિયાદારી માણસની સાંકડી નજર યા તો સંતોષથી ધરાય છે, યા તો ઘોરની ખાકથી.'"

૧ Aleppo.



## હેકાયત ૨૨ મી.



એક માલદારને વિષે મેં સાંભળ્યું છે કે તે બખીલાઈમાં એવો તો મશહુર હતો કે સખાવતમાં જેમ હાતમ તાઈ. તેનો બહારનો દેખાવ દુનિયાની નેઆમતોથી સણગારેલો હતો, પણ તેનાં જીવનું નીચાપણું તેનાં દિલમાં એટલી હદ સુધી જડ ઘાલી બેઠું હતું કે એક જાન (બચાવા) ખાતર એક નાન તેના હાથથી છુટે નહિ, અને અબુ હુરઈરે[1]ની બીલાડીને (વટીક) તે એક લુકમાથી નવાજે નહિ, અને ગોફાના સાહેબો[2]ના કુતરાને (વટીક) તે એક હાડકું નાખે નહિ. ટુંકામાં, કોઇએ પણ તેનાં ઘરનું બારણું ઉઘડેલું અને તેનો સુફરો બિછાયલો જોયો હતો નહિ.

દરવેશ તેનાં ખાણાંના વાસ સિવાય (બીજુ કંઈ) સુંઘતો હતો નહિ, (અને) પંખી તેનાં રોટી ખાવા પછી (કંઈ પણ) કગરસ ચુંટતું હતું નહિ.

---

૧ જુઓ સફે ૧૬૬ ઉપરની ફુટ-નોટ.

૨ સાત ખ્રિસ્તીઓ, જેઓ માટે એવું કેહવાય છે કે શાહનશાહ ડીસ્યુસ (ઈ૦ સ૦ ૨૫૩) નાં રાજ્યમાં તેઓએ ઇફીસસની નજદીકના એક ગોફામાં આસરો લીધો હતો, અને થીઓડોસ્યસ (ઈ૦ સ૦ ૪૦૮) નાં રાજ્ય સુધી ત્યાં ઉંઘઇ રહ્યા હતા.

મેં સાંભલ્યું કે પશ્ચિમ તરફના દરિયામાં તેણે મિસરની રાહ ધરી હતી, અને પોતાનાં મનમાં ફરાઓન[1]ના જેવા (ગરૂર) વિચારો બાંધ્યા હતા. સામો પવન (તેની) કિશ્તીની આસપાસ ફરી વલ્યો અને દરિયો જોશમાં આવ્યો, તે હ્યાં સુધી કે તેનું વાહન ડુબી ગયું.

તાહરા ઉદાસ સ્વભાવની સાથે (કોઈબી) દિલ નહિ મલી શકે તો તે શું કરે? પુઠનો પવન (કંઈ) બધોજ વખત કિશ્તીને લાયકનો હોતો નથી.

તેણે દુવાનો હાથ ઉઠાવ્યો અને બિનફાયદાની ફર્યાદ કરવાનું જારી કીધું. જ્યારે લોકો વાહન ઉપર ચહડે છે ત્યારે દીન તરફ ખાલેસ રહીને તેઓ ખોદાની બંદગી કરે છે.

ગરજવંતા બંદાને મિનતજારીના હાથ (ઉઠાવ્યાનો) શું ફાયદો? માગવાને વખતે તે ખોદા તરફ (ઉંચકાયલા) અને બખ્શેશની વખતે બગલમાં (રહે છે.)

સોના અને રૂપાંથી તું કંઈ સુખ પોંહચાડ, અને તું પોતે પણ (તેમાંથી) કંઈ મોજ મેલવ. અને જ્યારે આ ઘર તાહરી પાછલ રેહવાનુંજ છે ત્યારે એક ઈંટ રૂપાંની અને એક ઈંટ સોનાની (છે એમજ) સમજ.[2]

---

૧ જુઓ સફે ૧૯૫ ઉપરની ફૂત-નોત.

૨ યાને, જ્યારે મરણ બાદ એક માણસે સઘલી દોલત પોતાની પાછલજ મેલી જવાની છે ત્યારે પોતાનું મકાન સોના રૂપાંની ઈંટે ચીણેલું છે એવુંજ મનમાં ધારી લઈ તેને સણગારવા પાછલ પૈસો બરબાદ કરવાને બદલે બીજાઓને સુખ પોંહચાડવા અને પોતાને સુખ આપવા માટે તેણે તે વાપરવો જોઇએ.

એવું કહે છે કે મિસરમાં તેનાં ગરીબ સગાંઓ હતાં. તેનાં મરણ પછી તેના બાકીના માલથી તેઓ તવંગર બન્યાં, અને તેનાં મોત પછી (પોતાના) જુન્ના પોશાકો તેઓએ ફાડી નાખ્યા, અને રેશમ અને દિમેતી[1] વેતર્યાં. તેજ અઠવાડિયાંમાં તેઓમાંના એકને મેં, એક તેજી ઘોડા ઉપર જતો, અને એક ગોલામ તેની પુઠે દોડતો, જોયો. હું મન સાથે બોલ્યો, "વાહ! અગરજો મુવેલો પોતાના કબીલા અને ખેશીઓ વચે પાછો ફરે તો (તેના) વારેસોને (પોતાના) ખેશાવંદનાં મરણ કરતાં (તેની) મિરાસ પાછી આપી દેવી વધુ સખત લાગે."

આગલની ઓલખાણ કે જે અમારા વચ્ચે હતી તે સબબથી મેં તેની બાંહે ધરી, અને કહ્યું, "ખાઈ લે! ઓ તું નેક ખસલતના લાયકીવાલા મરદ! કારણકે તે ઉંધાં નસીબનાએ એકઠું કીધું પણ ખાધું નહિ."

---

૧ દિમ્યાત શેહર કે જેને સાધારણ રીતે દેમિયેતાનાં નામથી ઓલખવામાં આવે છે ત્યાં બનાવવામાં આવતાં બારીક કુમાસનાં સુતરાઉ કપડાંને, એ શેહરનાં નામ ઉપરથી, દિમેતી કેહવામાં આવે છે.



# હેકાયત ૨૩ મી.



એક નબલા માછીની જાલમાં એક મજબૂત માછલી સપડાઈ. તેને પકડી રાખવાની તાકાત તે ધરાવતો હતો નહિ. માછલી તેની ઉપર ફાવી નિકલી, અને જાલ તેના હાથમાંથી ઝુંટવી લઇ ગઈ. તે ઘણો તાજ્જુબ થયો, અને બોલ્યો, "ગયો એક ગોલામ કે નદીનું પાણી લાવે; નદીનું પાણી આવ્યું, અને ગોલામને લઈ ગયું. જાલ હર વખત માછલીને લાવતી હતી, માછલી આ વખત ગઈ અને જાલ લેતી ગઈ."

બીજા માછીઓએ અફસોસ કીધો, અને તેને ઠપકો આપ્યો કે "આવો એક શેકાર તાહરા ફાંદામાં પડ્યો, પણ તું તેને જાલવી શકયો નહિ." તેણે કહ્યું, "ઓ ભાઈઓ! (એમાં) કરી શું શકાય? મહને રોજી નહિ હતી, અને તેનો એ મુજબ થોડોક વખત બાકી હતો. અને દાનાવોએ કહેલું છે (કે) 'શેકારી, વગર રોજીએ, દજલે[1] (નદી)માંથી માછલી પકડતો નથી, અને માછલી, વગર મોતે, સુક્કી જમીન ઉપર મરતી નથી.'"

શેકારી હર વખત શેકાર લઈ જતો નથી, કદાચ એક દિવસ ચિત્તો તેને ચીરી નાખે.

---

૧ તાઇગ્રીસ નદી.

## હેકાયત ૨૪ મી.



એક હાથ અને પગ કપાયલાએ હજાર પગવાલા[1]ને મારયો. એક પરહેજગાર શખ્સ તેની આગલથી પસાર થયો અને બોલ્યો, "સુબ્હાન અલ્લાહ! હજાર પગ ધરાવા છતાં જ્યારે તેની અજલ આવી પોંહચી ત્યારે હાથ પગ વગરનાથી તે નાહસી શકયો નહિ."

જ્યારે જાન લેનારો દુશ્મન પુઠેથી આવેછે ત્યારે અજલ દોડતા મરદના પગોને બાંધી લેયછે. જે ઘડીએ કે દુશ્મન અકેક પુઠે આવી પોંહચે ત્યારે કિયાની કમાન (પણ) ખેંચવી ઘટતી નથી.

---

૧ યાને, કાનખજુરો.



## હેકાયત ૨૫ મી.

મેં એક માતેલા મૂરખને જોયો, જેનાં અંગ ઉપર કીમતી પોશાક, અને જેની નીચે એક અરબી ઘોડો (હતો,) અને જેનાં સર ઉપર મિસરી મજલીન (હતી.) કોઇએ કહ્યું, "એ સાઅદી! આ એલમ વિનાના હેવાન ઉપર આ રેશમી ભરત-કામ તુંને કેવું લાગેછે?" મેં કહ્યું, "(તે) એક ખરાબ કાગજ છે કે જે સોનેરી શાહીથી લખાયલું છે."

ખચીત માણસોની વચ્ચે એક ગધેડો રાતાં સોનાના તે ગોધા[1] મિસાલ છે કે જે (ફક્ત) બરાડ મારેછે.

કેહવાયલું છે કે એક ખૂબસૂરત ચેહરો રેશમના હજાર પોશાકો કરતાં બેહતર છે.

આ હેવાન તેના જભ્ભા અને પાઘડી અને બાહેરના સણગાર સિવાય આદમીને મલતો આવેછે એમ કહેવાઇ શકાય નહિ. તેની હસ્તીની મિલકતના સઘલા અસબાબની આસ-પાસ તું ફરે તો તેનાં લોહી સિવાય કંઈ પણ ચીજ તુંને હલાલ મલવાંની નથી. એક મોહટું માણસ અગર પડી ભાગે, તોપણ, તું એવો ખયાલ ના બાંધતો કે તેથી તેનો બુલંદ દરજ્જો હલકો પડશે. અને અગર એક યાહૂદીનો રૂપાંનો ઉંબર સોનાના ખીલા વડે ચોડાય, તોપણ, એવું ના વિચારતો કે (તેથી) તે મોહટો થશે.

---

૧ અતરે ઇસરાયલ લોકોના એક સોનેરી ગોધાને માટેનો ઇશારો કીધેલો છે, જે બરાડ મારવાની શક્તિ ધરાવતો હતો, પણ બીજી સઘલી રીતે એક નિર્જીવ વસ્તુ જેવોજ હતો.

# હેકાયત ૨૭ મી.



એક મુફલીસજાદાને વિષે વાત કેહવામાં આવેછે કે ઉંધાં નસીબને લીધે તે વિલાપ કરતો હતો, અને મોકલાં ગલાં અને તંગ હાથોને લીધે તે જીવપર આવ્યો હતો. તે (પોતાની) ફર્યાદ (પોતાના) બાપની સોડે લઇ ગયો, અને રજા ચાહી કે "હું સફર કરવાનો ઇરાદો રાખુંછું. કદાચ (માહરી) બાજુનાં કુવ્વતથી (માહરી) મુરાદ હાથ કરૂં.

"વિદ્વતા અને હુંનર જ્યાં તલક દેખાડવામાં આવતાં નથી ત્યાં તલક તે વ્યર્થ છે. અગર આતશપર મુકાયછે અને કસ્તુરી ઘસાયછે (ત્યારેજ તેઓ વાસ આપેછે.)"

બાપે કહ્યું, "ઓ દીકરા! (એવો) બેહુંદો ખ્યાલ તાહરાં મગજમાંથી દૂર કર, અને સંતોષના પગ સલામતીની દામનમાં ખેંચ, કારણ કે બુજર્ગોએ કહેલું છે (કે) 'દોલત કોશેશથી (મલતી) નથી. તેનો ઉપાય તેને કમ શોધવામાં છે.'

"કોઈ જબરીથી દોલતની દામન પકડી શકતું નથી. આંધલાંનાં ભવાં ઉપર અંજન એ વગર ફાયદાની કોશેશ છે.

"અગર તાહરા દરેક બાલને છેડે બસો હુંનર હોય તો પણ જો નસીબ ખરાબ હોય તો (તે) હુનરો કામ લાગવાના નથી.

"ઉંધાં બખ્તનો હુંનરમંદ શું કરે? સખ્ત બાજુનાં કરતાં બખ્તની બાજુ બેહતર છે."

દીકરાએ કહ્યું, "ઓ બાપ! મુસાફરીના ફાયદાઓ બિસ્યાર, અને તેના નફા બેશુમાર છે, જેવા કે મનની ખુશાલી, અને નફાઓનું મલવું, અને અજાયબીઓનું જોવું, અને નવાઈઓનું સાંભલવું, અને શેહરોની સેહેલ કરવી, અને અતલગના મિત્રો સાથ વેહવાર પાડવો, અને મરતબો અને એલમ અને અદબ-અદાનું મેલવવું, અને માલ અને દોલતનો વધારો, અને દોસ્તોની પિછાન, અને દુનિયાદારીનો અનુભવ. જેમકે (ખોદાઈ) તરીકાના મુસાફરોએ[1] કહેલું છે (કે) 'જયાં સુધી તું ઘરની દુકાનનેજ વલગી રહે ત્યાં સુધી, હરગેજ, ઓ કાચા! તું આદમી થવાનો નથી. તું જા, (અને) તે દિવસ કે જ્યારે તું (આ) દુનિયાથી બાહાર પડે[2] તેની આગમચ દુનિયાની અંદર સેહેલ કર.'"

બાપે કહ્યું, "ઓ દીકરા! મુસાફરીના ફાયદા આ રીતે તેં જે જણાવ્યા તે બિસ્યાર છે, પણ તે પાંચ તાયફાનેજ મલી શકેછે.

"પેહલો—એક વેપારી, કે જે, દોલત અને લાગવગ અને ગોલામો અને દિલખેંચનાર બાંદીઓ અને ચબરાક અને ચાલાક ચાકરોની હસ્તીથી, દરરોજ એક શેહરમાં, અને દર રાતે એક મકાનમાં, અને દર પલે ફરવા હરવાની જગ્યામાં, દુનિયાની નેઆમતોથી ફાયદો મેલવેછે.

---

૧ યાને, પરહેજગારોએ. ૨ યાને, તું મરી જાય.

"પૈસાવાલો, પાહાડ અને જંગલ અને બિયાબાનમાં (પણ), બેગાનો નથી. જયાંબી તે જાયછે ત્યાં તે તંબુ મારેછે અને સુવાની જગ્યા તૈયાર કરી શકેછે. અને તે (ધણી) કે જેને દુનિયાની મુરદ્દો ઉપર પોંહુચવાને હાથ નથી તે પોતાની જન્મ-ભૂમીમાં (પણ) બેગાનો અને વગર ઓલખાણનો છે."

"બીજો—એક વિદ્વાન, કે જે (પોતાની) મિઠાશભરી મંતકી અને લેહેજતદાર સખુનો અને વાકચાતુરીનાં બલ અને શુભાષીતપણાંનાં ભંડોલને લીધે જયાંબી જાયછે ત્યાં લોકો તેની ખિદમતમાં કદમ ધરેછે અને જયાંબી બેસેછે ત્યાં તેને માન આપેછે.

"એક દાનાવ મરદની હસ્તી ખાલેસ સોના જેવી છે, કે (જેથી) જયાંબી તે જાયછે ત્યાં તેની કદર અને કીમત બુજાયછે. એક મોહટાં માણસનો નાદાન દીકરો ચામડાંનાં ચલણ[1] જેવો છે, કે જે પારકા મુલકમાં લોક કંઈ પણ કીમતે ખરીદ કરતાં નથી.

"ત્રીજો—એક ખૂબસૂરત માણસ, કે જેની સાથે ભેલાવાને પરેહજગારોનાં દિલ ખાહેશમંદ હોયછે, કારણકે બુજોર્ગોએ કહેલું છે કે થોડી ખૂબસૂરતી ઘણી દોલત થાને બેહતર છે, અને સોહામણો ચેહરો જખમી જીગરોનો મલમ અને બંધ દરવા-

૧ મુલ શબ્દ ("શેહરવા")નો અર્થ "શાહે રવા રાખેલું" એવો થાયછે. એક ચોકસ જુલમી રાજાએ, ચામડાંના કટકાઓને, પૈસા તરીકે, જોર જુલમથી ચલણમાં મુક્યા. તે શાહે તેને એ પ્રમાણે રવા રાખવાથી તે ચલણનું નામ "શેહ-રવા" પડ્યું.

જાઓની ચાવી છે. એટલા માટે તેની સોહબત ગનીમત ગણવામાં આવે છે, અને તેની ચાકરી કરવામાં લોકો (પોતા પર) ઉપકાર થયલો વિચારે છે. એક ખૂબસૂરત માણસ, અગર તેનાં માતપિતા તેને ગુસ્સાથી હાંકી મેલે તો, જ્યાંબી જાય છે ત્યાં ઇજત અને હોરમત જોય છે. કોરાનનાં પાનાંઓમાં મેં એક મોરનાં પીછાંને જોયું. મેં કહ્યું, 'આ દરજ્જો તાહરી લાયકાત કરતાં મહને વધારે દેખાય છે.' તેણે કહ્યું, 'ચુપ રેહ! જેણી ધણી ખૂબસૂરતી ધરાવે છે તે જ્યાંબી પગ મેલે છે ત્યાં લોકો તેની આગલ (આવકારના) હાથ ધરે છે.' જ્યારે દીકરામાં મલતાવડાપણું અને દિલ હરણ કરવાની શક્તિ હોય ત્યારે અગર બાપ તેને માટે બેદરકાર રહે તો તેનો અંદેશો નથી. તે એક જવહેર (જેવો) છે. (તેને) કેહ કે 'તું કોટલામાં ભરાઈ નો રેહ.' સઘલાં લોક એક અનુપમ મોતીનાં ઘરાક હોય છે.

"ચોથો—એક મધુર અવાજવાલો, કે જે દાઉદના (જેવા) હલકથી પાણીને વેહતું, અને પક્ષીને ઉડતું, અટકાવી શકે છે.[1]

[1] And he sat him down in a lonely place,
And chanted a melody loud and sweet,
That made the wild swan pause in her cloud,
And the lark drop down at his feet,
The swallow stopt as he hunted the bee.
* * * * * *
The wild hawk stood with the down on his beak,
And stared, with his foot on the prey.
TENNYSON, "The Poet's Song."

એવી રીતે તે પોતાના હુંનરની મારફતથી આદમીઓનાં દિલ હરણ કરી લેય છે, અને ખોદાઇ રાહપર ધ્યાન ધરનારાઓ તેની સંગત માટે તલબ બતાવે છે.

"માહરો કાન ગાયનોની મધુરતા ઉપર છે. આ કોણ છે જેના તંબુરાના તાર આવા મધુર છે?

"સહુવારના શરાબથી મસ્ત થયલા મિત્રોના કાનમાં નરમ અને શોકાતુર (ગાયનનો) આવાજ કેવો ખૂશ લાગે છે? ખૂબસૂરત ચેહરા થાને ખૂશ આવાજ બેહતર છે, કારણ કે એકમાં હવસની મોજ છે, તો બીજામાં જીવનો ખોરાક છે.

"પાંચમો—એક ધંધાદારી, કે જે (પોતાની) બાજુની કોશેશથી ગુજરાન હાંસલ કરે છે, જેથી તેની આબરૂ રોટલીને કાજે વેરાતી નથી, જેમકે દાનાવોએ કહેલું છે કે 'જો એક થીંગડાં સીવનારો પોતાનાં શેહરમાંથી એક અજાણી જગ્યામાં જાય તો તે સખ્તી અને રંજ વેઠવાનો નથી. પણ જો નીમરૂઝ[1]નો પાદશાહ પોતાનું રાજ (ખોવા)થી ખરાબીમાં આવી પડે તો તે ભુખ્યો સુવે.'

"આવી સિફતો કે જેનું મેં બ્યાન કીધું તે, સફરની અંદર, મનની નીરાંતનો સબબ છે, અને એશ આરામની ખૂબીનું કારણ છે, અને જેબી કોઈ એ સઘલાંથી બેનસીબ છે તે દુનિયામાં ઠાલા વિચારથી બાહાર પડે છે, અને પછી કોઈ પણ તેનું નામ કે નિશાન લેતું નથી અથવા સાંભલતું નથી.

૧ ઈરાનની પૂર્વે આવેલું સિસતાનનું પરગણું.

"હર કોઇ કે જેની સામે, કિનાને માટે, દુનિયાની ગિરદેશી ઉઠે છે, તેને, વખત, તેનાં સારાં સિવાય (બીજી) રાહ દેખાડે છે. કબુતર કે જે ફરીથી પોતાનો માલો જોવાનું નથી તેને કજા, અનાજ અને ફાંદા તરફ, લઇ જાયછે."

દીકરાએ કહ્યું, "ઓ બાપ! દાનાવોના સુખનથી હું કેઈ રીતે ઉલટો ચાલું? કારણ કે તેઓએ કહેલું છે કે 'જોકે રજક મુકરર થયલું છે, તોપણ, શરત (એ) છે કે તેને મેલવવાનાં સાંધનો સાથે તે તાલુકો ધરાવે, અને વિપત્ત જોકે તકદીરમાં (લખેલી) છે, તોપણ, તેના દાખલ થવાના દરવાજાઓથી સાવધ રેહવું વાજબી છે.'

"જોકે રજક બેશક (આપણને) પોંહચે છે, તોપણ, અકલનો તરીકો (એ) છે કે (તેને) દાખલ થવાના માર્ગોમાંથી (જ) શોધવું. જોકે અજલ વગર કોઈ મરવાનું નથી, તોપણ, તું અજગરોનાં મોહોડાંમાં જતો ના.

"આ જે હાલતમાં હું છું (તેવી હાલતમાં) એક જોરાવર હાથી સાથે હું લડી શકું, અને ભયંકર સિંહની સાથે પંજો મેલવી શકું. તો પછે સલાહકારક એ છે કે હું સફર કરૂં, કારણ કે ગરીબી ખમવાની તાકાત વધુ વાર હું ધરાવતો નથી.

"જ્યારે (એક) મરદ પોતાનાં ઘર અને મકાનથી (દૂર) પડે છે ત્યારે તેને બીજો શું ગમ હોય છે? આખી દુનિયા તેનું મકાન છે. એક તવંગર માણસ (મુસાફરીમાં) દર રાતનાં

ધરમશાલામાં જાયછે, એક મુફલેસને (માટે) જેણી જગોએ રાત પડેછે ત્યાં તેની ધરમશાલા છે. ખોદાની રાહપર ચાલનારો મરદ પૂર્વ તથા પશ્ચિમમાં અણજાણો નથી. જ્યાંબી તે જાય છે ત્યાં ખોદાનો તમામ મુલક તેનો છે."

એમ બોલીને તેણે પોતાના બાપને છેલ્લી સલામ કીધી અને (તેના) આશીરવાદ ચાહ્યા, અને રવાને થયો. અને પોતા સાથે એમ બોલવા લાગ્યો (કે) "હુંનરમંદ, જ્યારે તેનું બખ્ત (તેની) મરજી મુજબનું હોતું નથી ત્યારે, એવે ઠેકાણે જાયછે કે જ્યાં તેનું નામ (પણ) કોઇ જાણતું નથી."

સેવટે, તે એક નદીને કિનારે આવી પોંહચ્યો કે જેનાં જોશથી પથરાઓ પથરાઓપર આવી પડતા હતા, અને જેનો ઘોંઘાટ એક ફરસંગ સુધી જતો હતો. (એવાં) ભયાનક પાણી કે જલનાં પંખેરાં તેમાં સલામત હતાં નહિ. (તેનો) નાધલામાં નાધલો મોજો ઘંટીનો પથ્થર તેના કિનારાથી ઘસડી જતો. (ત્યાં) લોકોનાં એક ટોલાંને તેણે દિઠું કે જેમાંનું દરેક (માણસ), એક કરાઝા[1] બદલ, એક તરમાં બેઠું હતું. (પેલા) જવાનનો બખ્શેશનો હાથ બંધાયલો હતો. તારીફની જબાન તેણે ખોલી. ગમે એટલાબી કાલાવાલા કરતાં પણ તેઓએ (તેને) મદદ કીધી નહિ. બેમરવત ખલાસીએ તેની ઉપર હસીને પિઠ ફેરવી, અને તે બોલ્યો:

"વગર પૈસે તું કોઇની ઉપર જોર ચલાવી શકશે નહિ.

---

૧ એક નાધલો સિક્કો. એનો મૂલ-અર્થ "કરચ" થાયછે.

જો તાહરી પાસે પૈસા હોય (તો પછે) તું જોરનો મોહતાજ નથી. તાહરી પાસે અગર પૈસા નહિ હોય તો તું જોર ચલાવીને દરિયો પસાર કરી શકશે નહિ. દસ મરદનું જોર શું કામ આવશે ? એક મરદનો પૈસો લાવ."

જવાનનું દિલ ખલાસીના તાનાથી દુખી થયું. તેણે ચાહ્યું કે તેની ઉપર વેર લેય, (પણ) કિશ્તી હંકરઈ ગયલી હતી. તેણે પોકાર માર્યો કે "જો આ દગલો જે મેં પેહર્યોછ તેથી તું સંતોષ પામે તો (તે આપવાને મહને) અડચણ નથી." ખલાસીએ દગલો લેવાનો લોભ કીધો અને કિશ્તી પાછી ફેરવી.

લોભ હોશ્યાર માણસની આંખોને સીવી લેયછે. લોભ પંખેરાં અને માછલીને જાલમાં લાવેછે.

જેવો તે જવાનનો હાથ ખલાસીની દાહડી અને ગરેબાન તરફ પોંહચ્યો કે તેણે તેને પોતાની તરફ ખેંચ્યો, અને દયા વગર નીચે પટકયો. તેના દોસ્તો કિશ્તીમાંથી બાહાર આવ્યા કે (તેને) મદદ કરે. તેઓની ઉપર પણ જબરી વીટી[1] અને તેઓએ પિઠ ફેરવી. સુલેહ કરવા અને ભાડું માફ કરવા સિવાય (કોઈ બીજો) ચારો તેઓને જણાયો નહિ.

જ્યારે ટંટાને તું જોય ત્યારે દરગુજરી લાવજે, કારણ નરમી ટંટાનો દરવાજો બંધ કરે છે. જ્યાં તું કજિયો જોય ત્યાં

---

૧. અસલમાં "તેઓએ જબરી દિઠી" એમ છે.

નરમી પકડજે. તેજી શમશેર નરમ રેશમને કાપી શકતી નથી. મિઠી જબાન અને નરમી અને ખુશ મિજાજથી તું એક બાલ વડે એક હાથીને તાણી શકે.

ગઈ ગુજરીની માફી સારૂ તેઓ તેના પગ પર પડ્યા, અને ઢોંગથી, તેનાં સર અને તેની આંખો ઉપર, કેટલાક બોસા દીધા, અને (તેને) કિશ્તીની અંદર લાવ્યા, અને હંકારી ચાલ્યા. જ્યાં સુધી (કે) તેઓ એક થાંભલાની નજદીક પોંહચ્યા કે જે, એક ચુનાની ઈમારતમાંથી (બચેલો), પાણીની અંદર ઉભેલો હતો. ખલાસીએ કહ્યું, "કિશ્તીને કંઈ ખલલ (પોંહચી) છે. તમારામાંનો એકુ જે વધારે જોરાવર હોય તેણે આ થાંભલા ઉપર જવું અને કિશ્તીનું દોરડું પકડવું, કે જેથી (આ) ઈમારત પસાર કરી જઇએ. (પેલો) જવાન, કે જે પોતાનાં સરમાં બહાદુરીનો ગર્વ ધરાવતો હતો, તેણે આઝુરદે થયલાં દિલવાલા દુશ્મનનો (કંઈ) અંદેશો કીધો નહિ, અને ડાહ્યાઓના કોલ પ્રમાણે ચાલ્યો નહિ, કે જેઓએ કહેલું છે (કે) "જેને બી તેં કંઈ દુખ પોંહચાડ્યું હોય, (અને) અગર તેની પાછલ તું (તેને) સો સુખ પેંહચાડે, તોપણ, તે એક દુખના બદલાથી તું નચિંત રેહતો ના; કારણ કે ભાલો જોકે જખમમાંથી બાહાર આવે છે તોપણ તેનું દરદ દિલની અંદર રહી જાય છે."

એક ગોલામે ગોલામોનાં એક ટોલાંને કેવું ખુશ કહેલું છે, કે "દુશ્મનને તેં જ્યારે છેડ્યો ત્યારે તું નચિંત ના રેહતો."

નચિંત ના રેહ, કારણ કે જો તાહરે હાથે કોઈનું દિલ તંગ થયું હશે તો તું પણ તંગ-દિલ થવાનો. કિલ્લાની દીવાલ પર તું પથરો નો માર, કારણ કે (એવું) બનશે કે કિલ્લામાંથી પથરો આવશે.

જેવું તેણે કિશ્તીનાં દોરડાંને (પોતાની) કાંડીપર વિંટાલ્યું, અને થાંભલાને મથાલે તે ગયો, કે ખલાસીએ દોરડું તેના હાથમાંથી ઝુટવી લીધું અને કિશ્તી હાંકી ચાલ્યો. (તે) બીચારો દઘઈ ગયો. બે દાહાડા સુધી તેણે દુખ અને મેહેનત વેઠી. ત્રિજે દાહાડે ઉંઘે તેનું ગરેબાન પકડ્યું અને તેને પાણીમાં ફેંકી દીધો. બીજી એક રાત અને દિવસ પછે એક કિનારાપર તે આવી પડ્યો. તેની હૈયાતી કંઈ સેહજ બાકી રહેલી હતી. તેણે ઝાડોનાં પાતરાં ખાવા અને ઘાસોનાં મુલ્યાં ઉપાડવા માંડ્યાં, જેથી તેને સેહજ કૌવત આવ્યું. તેણે (પોતાનું) સર જંગલની (રાહ) તરફ ધર્યું, અને ચાલવા માંડ્યું, તે હ્યાં સુધી કે તરસથી તે તાકાત વગરનો થયો. એક કુવાનાં મોહોડાં આગલ તે આવી પોંહચ્યો. (લોકોનું) એક ટોલું ત્યાં એકઠું મલેલું હતું જેઓ અકેક પશીઝ[1] આપીને પાણીનું શરબત પીતાં હતાં. (પેલા) જવાનની પાસે કંઈ હતું નહિ. તેણે ગમે એટલી તલબ કીધી અને નાચારી દેખાડી પણ પેલાઓને દયા આવી નહિ. તેણે જોર જુલમનો હાથ લંબાવ્યો, (પણ) કંઈ વલ્યું નહિ. કેટલાકોને તેણે નીચે પટક્યા. (સઘલા) મરદોએ (તેની ઉપર) હુમલો કીધો, અને ઘાટકીપણે તેને ઠોક્યો. તે ઘાયલ થયો.

૧ ત્રાંબાંનો એક નાહનો સિક્કો.

મચ્છરો જ્યારે ભેગાં થાય છે ત્યારે હાથીને, તેની તમામ દેલાવરી અને કૌવત છતાં, મારી શકે છે. જો કીડીઓમાં સંપ હોય છે તો ભયાનક સિંહનું ચામડું તેઓ ચીરી નાખે છે.

ગરજનો માર્યો તે એક વંજારની પુઠે આવી પડ્યો અને ચાલવા માંડ્યું. રાત વેલા તેઓ એક મકાન આગલ આવી પોંહચ્યા કે જે ચોરોને લીધે પુર ધાસ્તીમાં હતું. વંજારનાં માણસોને જોયાં તો તેઓનાં તનમાં ધ્રુજરી પેઠેલી (હતી) અને (તેઓનાં) દિલ મોતની ફિકરમાં પડેલાં (હતાં). તેણે કહ્યું, "ફિકર ના કરો, કારણ કે આ (સઘલાઓ)માં એક હું એવો છું કે એકલો પચાસ મરદને જવાબ દઇશ, અને વલી બીજા જુવાનો પણ મહને મદદ કરશે." વંજારનાં માણસોને તેની ભટાઈથી દિલમાં હિમ્મત આવી, અને તેની સોહબતથી તેઓ ખુશ થવા લાગ્યા, અને ખોરાક અને પાણીથી તેને મદદ આપવી વાજબી ધારી. જવાનના માદાનો આતશ ભડકું લઇ ઉઠયો હતો, અને તાકાતની લગામ (તેના) હાથથી ગઈ હતી. તેણે કેટલાક નવાલા ઘણીજ ભુખને લીધે ખાધા અને કેટલાક પાણીના ગોટ (તેની) પુઠે પીધા, જેથી તેની અંદરનો (ભુખનો) દેવ શાંત થયો, અને ઉંઘ તેને ઉઠાવી ગઈ, અને તે સુતો. એક જેહાન દીઠેલો ઘરડો મરદ તે વંજારમાં હતો. તે બોલ્યો, "ઓ યારો! આ તમારા ચોકીબાનનો અંદેશો મહને, ચોરોના અંદેશા થાને, વધતો આવે છે. જેમકે હેકાયત કહે છે કે એક આરબે થોડાક દિરમ ભેગા કીધા હતા. રાત્રે ચોરોની બીકથી ઘરમાં તે એકલો સુઈ શકતો હતો

નહિ. દોસ્તોમાંના એકને તેણે પોતાની પાસે બોલાવ્યો કે તેને જોવાથી એકાંતવાસની હેબત દૂર થાય. કેટલીક રાત તે તેની સોહબતમાં રહ્યો. (પણ) જેવો તે તેના દિરમોથી વાકેફ થયો કે તે સઘલા ઉઠાવી ગયો, અને સફર કરવા ઉતરી પડ્યો. બામદાદે તે (આરબ)ને લોકોએ બિનવસ્તરનો અને રડતો દીઠો. કોઈએ તેને કહ્યું, 'શું છે? શું તાહરા પેલા દિરમ (કોઈ) ચોર લેઈ ગયો?' તેણે કહ્યું, 'ખોદાનાં નામથી (કહુંછું કે) નહિ, (માહરો) ચોકીદાર લઈ ગયો.'

"જ્યાં સુધી એક દોસ્તની ખસલત શું છે તે મેં જાણ્યું નહિ ત્યાં સુધી હરગેજ થઈને તેનેથી હું નીરાંત બેઠો નથી. એક દુશ્મન કે જે આદમીઓની નજરમાં (પોતાને) દોસ્ત (તરીકે) દેખાડે છે તેના દાંતોનો જખમ વધારે ખરાબ છે.

"યારો! તમો શું જાણો? (કદાચ) આ પણ ચોરોની ટોલીમાંનો (એક) હોય, અને તાલમેલથી આપણી વચ્ચે ઘુસ્યો હોય, કે તક મલવે તે (પોતાના) હમશરીકોને (આપણી) જાણ કરે. દરૂસ્ત મહને એ દિસે છે કે એને ઉંઘાયલો મેલી જઈએ અને (આપણો) સામાન ઉઠાવી જઈએ."

વંજારનાં માણસોને બુઢાની તદબીર પસંદ પડતી લાગી, અને (પેલા) મુક્કાબાજની ધાસ્તી (તેઓનાં) દિલમાં પેઠી. તેઓએ માલ ઉઠાવ્યો, અને (પેલા) જવાનને ઉંઘાયલો મેલી ગયા. જ્યારે સુરજ તેનાં ખભાં ઉપર પ્રકાશ્યો ત્યારે તેને (તેની) ખબર પડી. તેણે (પોતાનું) સર ઉચક્યું, (પણ)

વંજારનાં માણસો તેણે જોયાં નહિ. લાચાર થઇને તે ઘણુંક ભટક્યો પણ કોઈ પણ જગ્યાએ તેને રસ્તો માલમ પડ્યો નહિ. ભુખ્યો અને તરસ્યો અને ગરીબ હાલે, (પોતાનો) ચેહરો ખાક ઉપર અને (પોતાનું) દિલ મોતની ધાસ્તીમાં (રાખીને), તે (એમ) બોલતો હતો (કે)

"કોણ હવે માહરી સાથે વાત કરશે, જ્યારે પીલાં ઉંટોને લગામ નાખવામાં આવી છે? પરદેશી મરદનો કોઈ મિત્ર નથી, સિવાય તે કે જે પોતે રખડ્યો હોય.

"જે કોઈ પારકા મુલકમાં જાહુજો ગયો નથી તેજ પરદેશનાંઓની સાથે સખતાઈ વાપરે છે."

બાપડો આ સુખન બોલતો હતો એટલાંમાં એક પાદશાહનો છોકરો, શેકાર કરતાં (પોતાના) સિપાહીઓથી દૂર પડેલો, તેનાં માથાં આગલ આવી ઉભો. આ સુખન તેણે સાંભલ્યા, અને તેનો બાહારનો દેખાવ તે નિહાલવા લાગ્યો. તેનો જાહેર દેખાવ તેને પાકીજગી ભરેલો દેખાયો, અને તેનો એહવાલ તેણે પરેશાન દિઠો. તેણે પુછ્યું, "તું કયાંનો છે? અને આ જગ્યાએ તું કેવી રીતે આવી પડ્યો છે?" પોતાનાં સર ઉપર જેઓ કંઈ વીટયું હતું તેનો કંઇક ભાગ તેણે કહી સમજાવ્યો.

પાદશાહજાદાને તેની હાદેસાની મારેલી હાલત ઉપર દયા આવી. તેણે સરપાવ તથા પૈસા (તેને) આપ્યા, અને એક વિશ્વાસુ માણસ તેની સાથે મોકલ્યું, જેથી તે પોતાનાં શેહેરમાં પોંહચ્યો. (તેનો) બાપ તેને જોવાથી ખુશ થયો,

અને તેનાં સહી સલામત આવી પુગવા વિષે શુકર ગુજાર્યા. કિશ્તીમાં તેની થયલી હાલત અને ખલાસીના જુલમ વિષે, અને કુવાને મથાલે ગામડ્યાઓએ ગુજારેલી જફાથી, અને રસ્તામાં વંજારનાં માણુસોના દગાથી, તેનાં સર પર જેબી કંઈ વીટયું હતું તે, (પોતાના) બાપને, તેણે, રાત વેલાએ, કહ્યું. બાપે કહ્યું, "એ દીકરા! મેં તુંને જતી વખતે નહિ કહ્યું હતું કે ખાલી હાથવાલાઓને (માટે) દલેરીનો હાથ બંધાયલો અને સિંહ-સરખો પંજો તુટેલો છે?"

"એક ખાલી હાથના શરવીરે કેવું ખુશ કહ્યું છે (કે) 'પચાસ મન જોર થાને એક જવ (જેટલું) સોનું બેહતર છે.'"

છોકરાએ કહ્યું, "એ પેદર! જ્યાં સુધી તું રંજ ખેંચે નહિ ત્યાં સુધી તું પૈસો ઉઠાવે નહિ; અને જ્યાં સુધી તું જાન જોખમમાં મેલે નહિ ત્યાં સુધી તું દુશ્મનની ઉપર ફત્તેહ મેલવે નહિ; અને જ્યાં સુધી તું દાના છાંટે નહિ ત્યાં સુધી તું પાક મેલવે નહિ. શું તું જોતો નથી કે થોડી મેહેનત જે મેં સોસી તેથી મેં કેવું સુખ હાંસલ કીધું? અને જે દંખ કે મેં ખમ્યો તેથી મધનો કેટલો જથ્થો મેં હાથ કીધો?

"જોકે રજક થાને વધુ ખવાઈ શકાતું નથી તોપણ તે મેલવવામાં સુસ્તી કરવી ઘટતી નથી.

"ડુબકી મારનારો જો મગરમચ્છનાં ડાચાંનો અંદેશો કરે તો હરગેજ તે બેમુલું મોતી (પોતાના) હાથમાં લાવી શકે નહિ."

"ઘંટીનો હેઠલનો પથ્થર ફરતો નથી તેથી (તેની ઉપરના પથ્થરનો) ભારી બોજો તેને વેઠવો પડે છે.

"વિકાલ સિંહ, ગોફાને તલ્યે, શું ખાઈ શકે? પડી રહેલા સકરાને શું ખોરાક મલે? જો તું ઘરમાં(જ) શેકાર મેલવી શકે તો તાહારા હાથ અને પગ કરોલિયાના જેવા થાય."

બાપે કહ્યું, "ઓ બેટા! આ ફેરી તો આસમાને તાહરી યારી અને નસીબે શાહનુમાઈ કીધી, જેથી તાહરો ગોલાબ કાંટામાંથી, અને તાહરો કાંટો પગમાંથી, બાહાર આવ્યો; અને દોલતનો એક ધણી તુંને આવી મલ્યો, અને તાહરી ઉપર બખ્શેશ કીધી, અને તાહરી ભાગેલી હાલતને મેહરબાની ભરેલી પુછપરછથી સમારી. અને એવો બનાવ જવલેજ બને છે, અને જવલે બનતા (બનાવ) ઉપર અમલ કરી શકાતો નથી. તું ચેતેલો રેહ કે જેથી આ જાલની આસપાસ તું ફટકે નહિ.

"શેકારી હર વખત શેકારને પકડી શકતો નથી. બને કે કોઇ દિન ચિત્તો તેને ફાડી ખાય.

"એવીજ રીતે પારસના પાદશાહોમાંનો એક—જેની ઉપર ખોદાની પાસબાની હોજો!—(પોતાની) વીટીમાં એક અમુલ્ય નંગ ધરાવતો હતો. એક વખત, પોતાના ખાસ માની-તાઓમાંના થોડાકોની સાથે, શીરાઝ (શેહેર)ના ઈદગાહમાં ફરવાને માટે તે ગયો. તેણે હોકમ કીધો, જેથી (પેલી) વીટીને અઝુદ (પાદશાહ)ના ગુંબજ ઉપર ખોસી કે જેણી

કોઈ વીટીના ગાલામાંથી તીરને પસાર કરે તેની તે વીટી થાય. એવું બન્યું કે ચારસો તીરંદાજો પાદશાહની ખિદમતમાં હતા. તેઓએ (તીર) ફેંક્યા. સઘલાઓ (નેમ) ચુક્યા. પણ એક છોકરો કે જે એક મુસાફરખાનાનાં ઢાભાં ઉપરથી રમતમાં હર તરફ તીર ફેંકતો હતો તેના તીરને સહવારના પવને વીટીના ગાલામાંથી પસાર કીધો. તેને સરપાવ અને નાણું મલ્યું, અને વીટી તેને બખશવામાં આવી. કહે છે કે (પેલા) છોકરાએ તીર અને કમાનને બાલી નાખ્યાં. તેને લોકોએ કહ્યું, "તેં એમ કાંય કીધું?" તેણે કહ્યું, "એટલા માટે કે પેહલ્લી (મેલવેલી) નામદારી કાયમ રહે."

કોઈ વેલા (એમ) બને છે કે રોશન અકલના દાનાવોથી એક પણ તદબીર દરૂસ્ત નિકલતી નથી, (તો) કોઈ વેલા એવું બને છે કે ભુલમાં એક નાદાન પોર્યો નિશાના ઉપર તીર મારે છે.



## હેકાયત ૨૮ મી.



એક દરવેશને વિષે મેં સાંભળ્યું છે કે તે એક ગોફામાં બેઠેલો હતો, અને જેહાનની ઉપર દરવાજો તેણે બંધ કીધો હતો, અને પાદશાહો અને સુલતાનો તેની નજરમાં દબદબો ધરાવતા નહિ હતા.

જેણી કોઈ પોતાની ઉપર ભિખનો દરવાજો ઉઘાડે છે તે મરતાં સુધી હાજતમંદ રેહવાંનો. લોભ છોડી દે, ને પાદશાહી કર! લોભ વગરના માણસની ગરદન ઉંચી હોય છે.

તે તરફના પાદશાહોમાંના એકે (તેને) કહ્યું કે "તમો બુજ્રગોનાં મોહટાં દિલ અને નેક ખવાસથી મહને (એવી) ઉમેદ છે કે નિમક રોટીથી અમારી સાથે મેલાપ કરો." (પેલા) પરહેજગારે કબુલ કીધું, તે એ કારણથી કે (કોઈનાં) નોતરાંને માન આપવું એ ધર્મનું ફરમાન છે. બીજે દાહાડે, પાદશાહ તેનાં કદમ માટે (તેની) માફી ચાહવા ગયો. સાધુ ઉઠયો અને પાદશાહને બગલગીરી કીધી, અને સાલેસાઇ બતાવી, અને તેની વખાણ કીધી. જ્યારે પાદશાહ ગયો ત્યારે ચેલાઓ-

માંના એકે પુછયું કે "આટલી બધી સભ્યતા જે તેં આજે પાદશાહ પર કીધી તે (તાહરી) આદતથી ઉલટું છે." તેણે કહ્યું, "શું તેં સાંભલ્યું નથી જે કેહવાયલું છે તે (કે) 'જેના સુફરા પર તું બેઠેલો હોય તેની ખિદમતમાં ઉભું રેહવું લાજમ છે?'"

કાન, પોતાની તમામ ઉમર, દફ અને તંબુરો અને વાંસલીનો આવાજ સાંભલે નહિ તો ચાલી શકે. ચશમ બગીચાના દેખાવ વગર સબુરી પકડે, મગજ ગોલાબ અને ચંપેલી વગર રહી શકે. જો પીછાંથી ભરેલો તકિયો ન હોય તો માથાંની હેઠલ પથ્થર લઇને ખાબ કરી શકાય. અગરજો સાથે ખાબ કરનારી દિલબર સોડે ન હોય તો પોતાનીજ બગલમાં (પોતાના) હાથ રાખી શકાય. પણ આ પેચ ઉપર પેચવાલું નાપેકાર પેટ (એવી) સબુરી ધરાવતું નથી કે કશાં વગર ચલાવી લીએ.

બાબ ત્રીજો સમાપ્ત.



# બાબ ચોથો.

## ખામોશીના ફાયદાઓમાં.

### હેકાયત ૧ લી.



દોસ્તોમાંના એકને મેં કહ્યું કે "સુખન બોલવાની મનાઈ મેં એ કારણસર અખત્યાર કીધી છે કે ઘણીક વખત બોલવામાં નેક અને બદ સાથે નિકલે છે, અને દુશ્મનોની નજર, બદી સિવાય (બીજાં કશાં ઉપર), પડતી નથી." તેણે કહ્યું, "તે દુશ્મન ભલો કે જે નેકીને નહિ જોય."

# હેકાયત ૨ ૭.



એક વેપારીને હજાર દીનારની ખોટ ગઈ. તેણે (પોતાના) દીકરાને કહ્યું, "કોઇને આ વિષે એક સુખન કેહવો જોઇતો નથી." તેણે કહ્યું, "ઓ બાપ! તાહરો હોકમ છે તો નહિ બોલીશ, પણ મહને એના ફાયદાથી વાકેફ કરવો જોઇએ છે કે (એ બિના) છુપી રાખવામાં શી મતલબ છે?" તેણે કહ્યું, "(એજ) કે (આપણી) મુસીબત બેવડી નહિ થાય, એક તો પૈસાની ખુવારી, અને બીજી તો પડોસીઓની ખુશાલી."

તું પોતાની દલગીરી દુશ્મનોને કેહતો ના કારણ કે તેઓ ખુશી થતા "લાહઉલ"[1] બોલતા જશે.

---

૧ "લાહઉલ વ લા કઉવત એલ્લા બલ્લા." મુસલમાનોમાં કંઇ પણ માઠી ખબર સાંભલતી વેલાએ કોરાનનો આ વાક્ય બોલવાની ટેવ છે, જેનો અર્થ એવો થાય છે કે "ખોદાના સિવાય બીજી કોઇ પણ શક્તિ યા તાકાત નથી."

## હેકાયત ૪ થી.

કાફરો, કે જેઓમાંના દરેકની ઉપર ખોદાનો શ્રાપ હોજો, તેઓમાંના એકની સાથે માનવંત વિદ્વાનો-માંના એકને (કંઇક) તકરાર પડી. તેની સાથે તકરારમાં તે ફાવ્યો નહિ. તેણે (તકરારની) ઢાલ ફેંકી દીધી અને હઠી ગયો. કોઇએ તેને કહ્યું, "આવો એલમ અને અદબ તું ધરાવે છે તે છતાં તું એક અધર્મીની ઉપર ફાવી શક્યો નહિ?" તેણે કહ્યું, "માહરો એલમ કોરાન અને કથા અને શેખ લોકોનો સંવાદ છે, અને તેઓ પર તે એતેકાદ ધરાવતો નથી, અને તેમને તે સાંભલતો નથી, (તો પછે) તેનું કાફરપણું સાંભલવું મહને શું કામ આવનાર છે?" તે ધણી કે જેનેથી તું કોરાન અને કથા વડે છુટકો નહિ પામે તેનો જવાબ એ છે કે તેને જવાબ તું નહિ દેય.



## હેકાયત ૫ મી.

જાલીનુસ હકીમે એક મૂરખને દિઠો કે જેણે એક દાનેશમંદનાં ગિરેબાન ઉપર હાથ નાખ્યો હતો અને તેની ફજેતી કરતો હતો. તેણે કહ્યું, "જો આ (ધણી) ડાહપણવાલો હતે તો (આવા) નાદાન સાથે કામ આટલે દરજ્જે વધી નહિ જતે. જેમકે કેહવાયલું છે (કે) "બે અક્કલમંદોને (એક બીજા વચ્ચે) વેર તથા કજિયો હોતાં નથી. એક દાનાવ, હલકાં મગજના (શખસ) સાથે, લડતો નથી. અગર એક નાદાન જોશપર ચહડીને (કંઈ) સખત બોલે છે તો એક દાનાવ નરમીથી તેનું દિલ (પાછું) હરે છે. બે પરહેજગારો એક બાલને (પોતા વચ્ચે) બચાવી શકે છે. એજ મિસાલે એક સુલેહ શોધનારો એક તુંદ માણસની સાથે (વર્તે છે.) પણ જો બંધે છેડા પર મૂરખ માણસો હોય છે તો અગર (તેઓ વચ્ચે) સાંકલ હોય તો (તે પણ) તેઓ તોડી નાખે છે. એક પાજી શખસે કોઈને ગાલ દીધી. તે ખમી ગયો અને બોલ્યો, 'ઓ નેકબખ્ત! "તું આવો તેવો છે" એમ તું મહને કેહશે તે કરતાં (બી) હું બદતર છું, કારણ કે માહરી એબ હું જાણુંછ, માહરી માફક તું જાણતો નથી.'"

## હેકાયત ૬ થી.

સહબાન વાએલ[1]ને વાકચાતુરીમાં મિસાલ વગરનો ગણવામાં આવ્યો છે, કારણ કે (કોઈબી) સભા હજુર એક (આખું) વરસ તે સુખન બોલતો અને એક પણ (બોલેલો) બોલ તેમાં પાછો ઓચરતો હતો નહિ. અને અગર એકજ વાત ફરીને બોલવી પડતી તો બીજીજ એબારતમાં તે બોલતો, અને પાદશાહોની હજુરમાંના દરબારીઓની સઘલી અદબ અદાઓમાંની એક એ છે.

સુખન, જોકે દિલ જીતનારો અને મધુર હોય, સાચો માનવાને અને વખાણ પામવાને લાયકનો હોય, તોપણ જ્યારે તું એક વખત તે બોલી ચુક્યો કે પછે પાછો બોલતો ના, કારણ કે હલવો એક વખતજ ખવાયો એટલે બસ.

---

૧ મહમ્મદ પેગમ્બરના જમાનામાં થઈ ગયલો એક મોહટો વક્તા, જે હિજરી સાલ ૫૪ માં મરણ પામ્યો હતો.

## હેકાયત ૭ મી.

ફિલસુફોમાંના એકને મેં સાંભળ્યો કે જે (એમ) બોલતો હતો કે "હરગેજ કોઈએ પોતાની મૂર્ખાઈનો એકરાર કીધો નથી, સિવાય તે ધણી કે જે, જ્યારે કોઈ બીજો વાત કરતો હોય, અને તે હજી તો પુરૂં નહિ બોલ્યો હોય તેટલાં, (પોતેજ) સુખન (બોલવા શરૂ કરે છે.)"

ઓ દાનાવ! સુખનને શરૂઆત હોય છે અને છેડો; સુખનની વચમાં તું સુખનને નો લાવ. તદબીર અને ડાહપણ અને સમજનો ધણી ચુપકીદી જોતો નથી ત્યાં સુધી સુખન બોલતો નથી.



## હેકાયત ૮ સી.

સુલતાન મહમુદના હજુરિયાઓમાંના કેટલાકોએ હસન મયમંદી[1]ને પુછ્યું કે "ફલાની બાબદમાં સુલતાને આજે તુંને શું કહ્યું?" તેણે કહ્યું, "તમારેથી પણ તે છુપું રેહવાનું નથી." તેઓએ કહ્યું, "તું કે જે સલતનતનાં તખતનો ટેકાવ અને રાજ્યની તદબીરોનો સહલાકાર છે તેની સાથે તે જે વાત કરે તે અમારા જેવાઓને કેહવાને તે વાજબી નહિ વિચારે." તેણે કહ્યું, "તે એટલાજ ભરૂસાથી કે તે જાણે છે કે (તેની કહેલી વાત) હું કોઈને કેહનાર નથી. તો પછે મહને શું કામ તમો પુછો છો?"

દરેક સુખન કે જે બાહાર પડેછે તે સમજુ માણસ બોલતા નથી. પાદશાહની છુપી વાતને માટે પોતાનાં સર સાથે રમત રમવી ઘટારત નથી.

---

૧ સુલતાન મહમુદનો દુધભાઈ. એને હુસન મયમંદી એટલા માટે કહે છે કે એ મયમંદ શેહેરમાં જનમ્યો હતો. એને મહમુદે પોતાનો વઝીર બનાવ્યો હતો. તે અધાર વરસ સુધી વઝીર રહ્યો, પણ પાછલથી એની ઉપર મહમુદની ઈતરાજી ઉતરવાથી એને પાંચ વરસ તલક હિંદુસ્તાન મધે બુદેલખંડના કાલીનજર નામના કિલ્લામાં કેદ રાખ્યો હતો, જ્યાંથી મહમુદની પુઠે આવનારા સુલતાન મસુદે તેનો છુટકો કરી તેને પાછો વઝીર બનાવ્યો. પણ ત્યારપછી બે વરસે, હિજરી સને ૪૨૪ (ઈ૦ સ૦ ૧૦૩૩)માં, તે મરણ પામ્યો હતો.—પ્લાટસ.

## હેકાયત ૯ મી.

એક ઘર ખરીદવાનાં સાટાં માટે હું ધચુપચુ હતો. એક યાહૂદીએ કહ્યું, "તું ખરીદ કર, કારણ હું આ મોહલ્લાના પુરાના ઘરધણીઓમાંનો (એક) છું. એ ઘરનું વર્ણન જેવી કંઈ છે તે મહને પુછ, કારણ કે (તેમાં) કંઈ ખામી (જેવું) નથી." મેં કહ્યું, "સિવાય એ કે તું માહરો પડોસી થાય!

"જે ઘરને કે તાહરા જેવો પડોસી હોય તેની કીમત રૂપાંનાં દસ ઘસાયલા દિરમની અંકાયછે. પણ (એક માણસને) આશા રાખવી ઘટેછે કે તાહરાં મોત પછે હજાર (દિરમ)ની કીમતનું તે થશે."



# હેકાયત ૧૦ મી.



કવિઓમાંનો એક ચોર લોકોના અમીરની પાસે ગયો અને (તેની) તારીફ (માં) બોલ્યો. તેણે હોકમ કીધો જેથી તેનો ઝભ્ભો ઉતારી લેવામાં આવ્યો, (અને) કુતરાઓ તેની પુઠે છોડવામાં આવ્યા. તેણે (જમીન ઉપરથી) એક પથ્થર ઉંચકવા ચાહ્યો, પણ જમીન બરફથી બંધાઈ ગયલી હતી. તે નાચાર થયો, (અને) બોલ્યો, "આ કેવા હરામજાદા લોકો છે કે સગને છુટા મેલ્યા છે ને સંગ[1]ને બાંધી લીધા છે." (પેલો) અમીર એક ઝરૂખા ઉપરથી (આ સઘળું) જોતો હતો. તેણે તે સાંભલ્યું, (અને) તે હસ્યો અને બોલ્યો, "ઓ દાનાવ! કંઈ ચીજ માગી લે." તેણે કહ્યું, "જો તું મહને ઈનામ ફરમાવતો હોય તો હું માહરો પોતાનો ઝભ્ભો માગુંછું.

"મહને જવા દેવાની તું બખ્શેશ કરે તેમાંજ હું સંતોષ પામીશ.

---

1 પથ્થર.

"એક આદમી બીજાઓની ભલાઇનો ઉમેદવાર રહે છે. મહને તાહરી ભલાઈની ઉમેદ નથી, (પણ) તું મહને હેરાનગતી પોંહચાડતો ના."

ચોરના વડાને તેની ઉપર દયા આવી. તેનો ઝબ્બો તેને પાછો આપવા તેણે ફરમાવ્યું, અને ચામડાંનો એક દગલો તેની અંદર ઉમેર્યો, અને થોડાક દિરમ(ની) આપ્યા.



## હેકાયત ૧૧ મી.



એક નજુમી (પોતાનાં) ઘરમાં આવ્યો. એક બેગાના મરદને તેણે પોતાની ઓરતની સાથે બેઠેલો જોયો. તેણે તેને ગાલ દીધી, અને સખત (સુખન) બોલ્યો. (આથી) ફિત્નો અને ફેસાદ ઉઠયો. એક પરહેજગારને એ બનાવની ખબર પડી અને તે બોલ્યો, "જ્યારે તાહરા ઘરની અંદર કોણ છે તે તું જાણતો નથી તો આકાશની ઉંચ્ચાઈએ શું છે તેની ખબર તુંને શું હોય?"



## હેકાયત ૧૨ મી.

એક કઠોર સાદવાલો વાએજી કરનાર પોતાને ખૂશ આવાજનો વિચારતો હતો, અને વગર અર્થનો ઘોંઘાટ કરતો હતો. તું કેહશે કે તેનાં ગલાંના પરદામાં એક જુદાઈ પાડનારા કાગડા[1]નો આવાજ હતો, અથવા તો કોરાનનો (આ) મિસરો કે—"ખરેખર, ગધ્ધાનો આવાજ, સઘલા આવાજોમાં, સૌથી વધારે ધિક્કાર ઉપજાવનારો છે"[2]—તેના સંબંધમાં (લખાયલો) હતો. જ્યારે ભાષણ કરનારો અબુ-અલ-ફવારેસ[3] ભુંકે છે ત્યારે તે એવો આવાજ કાહડે છે કે ઈરાનનું ઈસ્તખ્ર[4] પણ ધ્રુજે.

---

૧ કાગડાને વિષે આરબ લોકોમાં એવો વેહમ છે કે ઘરમાંથી બાહેર જતી વેલા જો તેનો સાદ કાને પડે તો જેને તે મલવા જતો હોય તેની વચ્ચે જુદાઈ પડ્યા વગર રહે નહિ.

૨ જુવો કોરાન, સુરા ૩૧, મિસરો ૧૮.

૩ એનો બોલેબોલનો અર્થ "ઘોડેસ્વારોનો બાપ" એમ થાય છે, જે સમજ નહિ પડે એવો છે. યાતો, પ્લાત્સ કહેછે તેમ કોઇ વાએજી કરનારનું મશ્કેરીમાં અપાયલું નામ એ હોય, અથવા તો "ફવારેસ" "ફાર્સ" બોલનું બહુવચન લઇએ તો તેનો અર્થ ફાર્સ (પારથિયા)ના વસનારાઓનો ગુરૂ અથવા ઉપદેશક એમ થાય, જે લગાર બંધબેસ્તો માલમ પડેછે.

૪ પરસીપોલીસ.

(તે) ગામડાંના લોકે, જે દરજ્જો તે ધરાવતો હતો તેને સબબે, તેની પીડા ખમ્યા કીધી, અને તેને ઈજા કરવી વાજબી જોઈ નહિ.

એમ કરતાં તે મુલકના વાએજી કરનારાઓમાંનો એક, કે જે તેની સાથે છુપી અદાવત ધરાવતો હતો, તે એક વેલા તેની ખબર અંતર લેવા આવ્યો. તે બોલ્યો, "તુંને મેં એક સ્વપ્નામાં જોયો." તેણે કહ્યું, "ખેર હોજો! તેં શું જોયું?" તેણે કહ્યું, "મેં એમ જોયું કે તું ખૂશ આવાજ ધરાવતો હતો, અને લોકો તાહરાં ભાષણથી રાહત પામેલાં હતાં." (પેલા) ભાષણ કરનારે એક પલ વિચાર કીધો અને કહ્યું, "જે સ્વપ્નો તેં દિઠો તે મુબારક છે, કારણ કે તેં માહરી એબથી મહને વાકેફ કીધો. માલમ પડેછે કે હું કઠોર આવાજ ધરાઉંછું,[2] અને આલમ માહરેથી રંજીદા થયલી છે. હું વચન આપુંછું કે હવે પછી હું વાઅજ કરીશ નહિ."

દોસ્તોની સોહબતથી હું રંજીદા છું, કારણ કે માહરા ખરાબ ગુણોને તેઓ ભલા (તરીકે) દેખાડે છે. માહરી એબને તેઓ હુંનર અને ખુબી તરીકે જોય છે. માહરા કાંટાઓને તેઓ ગોલાબ અને ચંપેલી તરીકે જાહેર પાડે છે. ક્યાં છે, શોખ ચશમનો, ધાસ્તી વગરનો, તે દુશ્મન કે જે માહરી એબ મહને દેખાડે?

---

૧ અસલમાં "સ્વાસ" બોલ છે.

૨ સ્વપ્નાની તાબીર જોનારા કેટલાકોનું એવું મત છે કે સ્વપ્નામાં જે કંઈ દેખાય તેથી ઉલટાજ બનાવ બને એમ સમજવું.

## હેકાયત ૧૩ મી.



એક જન સંજારની[1] મસજીદમાં નેમાજની બાંગ એવા આવાજે પોકારતો હતો કે સાંભલનારાઓને તેથી કંટાલો ઉપજતો હતો. તે મસજીદનો માલેક અદલ અને નેક ખવાસનો એક અમીર હતો. તે તેનું દિલ આઝુરદેહ કરવા ઇચ્છતો હતો નહિ, (તેથી) તેણે તેને કહ્યું, "ઓ જવાન મરદ! આ મસજીદના જુન્ને વારેના બાંગીઓ છે કે જે દરેકને માટે પાંચ દીનારનો મુસારો મેં નક્કી કીધેલો છે. જો તું બીજી જગોએ જાય તો આ ઘડીએ હું તુંને દસ દીનાર આપું. આ તેણે કબુલ કીધું અને ગયો. કંઇક મુદત પછે તે એક રસ્તામાં (પેલા) અમીરને પાછો મલ્યો, અને કહ્યું, "ઓ ખોદાવંદ, તેં માહરી ઉપર જુલમ ગુજાર્યો કે માહરી પેલી જગાએથી મહને (ફકત) દસ દીનાર આપી બાહાર કાહડ્યો. જે જગાએ હાલમાં હું ગયલો છું ત્યાં મહને વીસ દીનાર આપવા માંગેછે કે હું બીજી જગાએ જાઉં, (પણ) હું કબુલ કરતો નથી." અમીર હસ્યો, અને બોલ્યો, "કદી પણ તે લેતો ના, કારણ કે તેઓ તુંને જલદીથી પચાશ દીનારેબી રાજી કરશે.

"સખત પથ્થરની સપાટી ઉપરથી કોઈ વાંસલા વડે મટોડી એવી રીતે ઓખવતો નથી કે જેવી રીતે તાહરી કઠોર બાંગ લોકોનાં દિલ ઓખવી કાહડેછે."

---

૧ મેસાપોતેમિયામાં આવેલું એક શેહર.

## હેકાયત ૧૪ મી.



એક નાખુશ આવાજવાલો મોહટે સાદે કોરાન વાંચતો હતો. એક પરહેજગાર તેની આગલથી પસાર થયો અને બોલ્યો, "તાહરો મુસારો કેટલો છે?" તેણે કહ્યું, "કંઈ નહિ." (પેલો) બોલ્યો, "ત્યારે આ બધી જેહમત તું પોતાને શા માટે આપેછે?" તેણે કહ્યું, "ખોદાને ખાતર હું વાંચુંછું." (પેલો) બોલ્યો, "ખોદાને ખાતર નો વાંચ! અગર તું કોરાન આવી રીતે વાંચશે તો મુસલમાની ધરમની રોનક તું લઈ લેશે!"

બાબ ચોથો સમાપ્ત.



# બાબ પાંચમો.

## એશક અને જવાનીમાં.

### હેકાયત ૧ લી.



હસન મયમંદીને લોકોએ કહ્યું, કે "સુલતાન મહમ્મદ એટલા બધા ખૂબસૂરત ગુલામો ધરાવે છે કે (જેમાંનો) દરેક દુનિયાની અજાયબી છે, (ત્યારે) એમ કાંય કે તેમાંના કોઇની પણ તરફ તેનું દિલ એવું લાગેલું નથી કે જેવું તે અયાઝ તરફ (લાગેલું છે, અને તે પણ) એમ છતાં કે તે (બીજાઓ કરતાં) વધુ ખૂબસૂરતી ધરાવતો નથી?" તેણે કહ્યું, કે "શું તેં (આ) સાંભળ્યું નથી કે જે પણ દિલમાં (પસંદ) આવે છે તે નજરમાં સોહામણું દેખાય છે?"

અગર જો કોઇ નાપસંદગીની નજરથી જોય તો યૂસૂફ જેવાની સૂરતની ઇધાણી (પણ) તે કદરૂપાપણાંની આપે. અને અગર (એક) દેવ તરફ તું ખાહેશની આંખથી જોય તો તાહરી નજરમાં તે ફરેશ્તો અથવા કરરૂબી[1] જણાય.

જેનો પણ ચેલો (એક) સુલતાન હોય, તે અગર ખરાબ કામ (વટીક) કરે તો તે ભલું કેહવાય. અને જેને પાદશાહ ફૂંકી દીએ તેને તેનાં ઘરનાં લોકોમાંથી (પણ) કોઇ નવાજે નહિ.

૧. Cherub. ફરેશ્તાઓના જુદા જુદા વર્ગો મધેનો ઘણો ખૂબસૂરત વર્ગ.



## હેકાયત ૨ ૭.

કહે છે કે એક ધણી સોદે અનુપમ ખૂબસૂરતી ધરાવનારી એક બાંદી હતી. તેની તરફ તે પ્યાર અને સારી નિષ્ટાની નજર ધરાવતો હતો. (પોતાના) દોસ્તો મધેના એકને તેણે કહ્યું, "અફસોસ! આ માકરી બાંદી બદનની (આટલી બધી) ખૂબસૂરતી ધરાવે છે તેની સાથે અગરજો તે જબાનદરાજ અને બેઅદબ નહિ હતે તો કેવું ઠીક થતે!" તેણે કહ્યું, "ઓ ભાઇ! જ્યારે તેં દોસ્તીનો એકરાર કીધો ત્યારે તું ખિદમતની આશા નો રાખ, કારણ કે જ્યારે આશકમાશુકનો સંબંધ વચમાં આવ્યો ત્યારે માલેક અને બંદાનો સંબંધ ખલાસ થયો."

વળી જ્યારે પરી જેવા રૂખસારાની બાંદી સાથે ગમત અને હસવા ઉપર આવે ત્યારે તે (બાંદી) જો શેઠની માફક હોકમ ફરમાવે, અને પેલો (તેના) બંદાની માફક (તેનાં) નખરાંનો બાર ખેંચે, તો તેમાં શી નવાઇ છે?

ગોલામ પાણી ખેંચનાર અને ઇંટ બનાવનાર હોવો જોઇએ; નાઝનીન (બનેલી) બાંદી ગુસ્સો મારનાર થાય.

અગર જો કોઇ નાપસંદગીની નજરથી જોય તો યૂસૂફ જેવાની સૂરતની ઈધાણી (પણ) તે કદરૂપાપણાંની આપે. અને અગર (એક) દેવ તરફ તું ખાહેશની આંખથી જોય તો તાહરી નજરમાં તે ફરેશ્તો અથવા કરરૂબી[1] જણાય.

જેનો પણ ચેલો (એક) સુલતાન હોય, તે અગર ખરાબ કામ (વટીક) કરે તો તે ભલું કેહવાય. અને જેને પાદશાહ ફેંકી દીએ તેને તેનાં ઘરનાં લોકોમાંથી (પણ) કોઇ નવાજે નહિ.

---

૧. Cherub. ફરેસ્તાઓના જુદા જુદા વર્ગો મધેનો ઘણો ખૂબસૂરત વર્ગ.



## હેકાયત ૨ ૭.



કહે છે કે એક ધણી સોડે અનુપમ ખૂબસૂરતી ધરાવનારી એક બાંદી હતી. તેની તરફ તે પ્યાર અને સારી નિષ્ઠાની નજર ધરાવતો હતો. (પોતાના) દોસ્તો મધેના એકને તેણે કહ્યું, "અફસોસ! આ માહરી બાંદી બદનની (આટલી બધી) ખૂબસૂરતી ધરાવે છે તેની સાથે અગરજો તે જબાનદરાજ અને બેઅદબ નહિ હતે તો કેવું ઠીક થતે!" તેણે કહ્યું, "ઓ ભાઇ! જ્યારે તેં દોસ્તીનો એકરાર કીધો ત્યારે તું ખિદમતની આશા નો રાખ, કારણ કે જ્યારે આશકમાશુકનો સંબંધ વચમાં આવ્યો ત્યારે માલેક અને બંદાનો સંબંધ ખલાસ થયો."

ધણી જ્યારે પરી જેવા રૂખસારાની બાંદી સાથે ગમત અને હસવા ઉપર આવે ત્યારે તે (બાંદી) જો શેઠની માફક હોકમ ફરમાવે, અને પેલો (તેના) બંદાની માફક (તેનાં) નખરાંનો ભાર ખેંચે, તો તેમાં શી નવાઈ છે?

ગોલામ પાણી ખેંચનાર અને ઇંટ બનાવનાર હોવો જોઇએ; નાઝનીન (બનેલી) બાંદી મુક્કી મારનાર થાય.

## હેકાયત ૩ જી.

એક પરહેજગારને મેં જોયો કે જે કોઇની મોહબતમાં ગિરફતાર બનેલો હતો, અને તેનો ભેદ પરદામાંથી બાહેર પડયો હતો. ગમે એટલી પશેમાની અને ઠપકો તે ખમતો તોપણ તેનો સંબંધ તે છોડતો હતો નહિ, અને બોલતો હતો, "અગર તેજ શમશેરથી તું મહને મારે તોપણ તાહરી દામનથી માહરો હાથ હું છોડું નહિ. તું સિવાય મહને આશરા અથવા પનાહની જગ્યા નથી, (વાસ્તે) અગર હું નાહસું તો તાહરીજ સોડે નાહસી આઉં."

એક વેળા મેં તેને ઠપકો આપ્યો અને કહ્યું, "તાહરી ઉંચી અક્કલને શું થયું કે (આવી) હલકી ઇચ્છા તેની ઉપર ગાલેબ આવી?" થોડોક વખત તે વિચારમાં ગરક ગયો, અને (પછે) બોલ્યો, "જ્યાંબી પ્યારનો સુલતાન આવી ઉભો ત્યાં પરહેજગારીની બાજુનાં કૌવતનો આશરો રહ્યો નહિ. જે બીચારો પોતાના ગીરદા સુધી કિચ્ચલમાં પડેલો હોય તે કેવી રીતે પાકદામન જીવી શકે?"

## હેકાયત ૪ થી.

કોઈ એકનું દિલ હાથથી જતું રહ્યું હતું, અને (પોતાનો) જાન તરક કરવા તે બોલ્યો હતો. અને તેની નજરનું ખેંચાણ એક ભયભરેલી જગ્યાએ અને નાશના વમલમાં (હતું.) તે (કંઈ એવો) નવાલો ન હતો કે જે કલ્પી શકાય કે મોહડાંમાં આવે, યા (એવું) પંખેરૂં ન હતું કે જે જાળમાં સપડાય.

જ્યારે (તાહરી) મેહબુબની નજરમાં તાહરૂં સોનું નહિ આવે ત્યારે સોનું અને ખાક તુંને એકસરખાં દેખાય.

તેના દોસ્તોએ નસીહતની રીતે તેને કહ્યું, કે "આવા બેહુદા ખ્યાલથી દૂર રેહ, કારણકે આ ખાહેશ કે જે તું ધરાવે છે તેમાં બીજા ઘણાઓ બંધીવાન થયલા છે, અને (તેઓના) પગ જંજીરમાં (સિકડાયલા છે.)" તે રડયો, અને બોલ્યો, "દોસ્તોને તું કહે કે મહને નસીહત નો કરો, કારણકે માહરી નજર તેની (યાને, માશુકની) ખાહેશ ઉપર છે. લડવૈયાઓ પોતાના પંજા અને બાજુનાં જોરથી દુશ્મનોને મારે છે, અને ખૂબસૂરત નાઝનીનો (પોતાના) આશકોને (મારે છે).

"પ્યારની શરત (એવી) નહિ હોય કે (પોતાના) જાનના અંદેશાથી (પોતાની) પ્રાણપ્રિયાઓની મોહબતથી (કોઇએ) દિલ્ ઉઠાડી લેવું.

"તું જો પોતાનાજ બંધમાં (પડી) રહે તો પ્યારની બાજીમાં તું જુઠો નિવડે. અગર (તાહરી) માશુક તરફ જવાનો રસ્તો તુંને નહિ જડે તો પ્યારની શરત (એ) છે કે (તેની) શોધમાં (તુંએ) જીવ આપવો.

"અગરજો બની શકતું હોય તો તેની બાંહે હું પકડું, અને અગર નહિ તો જઇને તેના ઉંબર ઉપર મરૂં."

તેના સંબંધીઓ, કે (જેઓની) નજર તેનાં કામ ઉપર હતી, અને (જેઓનો) ચાહ તેની જીંદગી ઉપર હતો, તેઓએ તેને શિખામણ દીધી અને બંધમાં રાખ્યો. (પણ તેથી) કશો ફાયદો થયો નહિ.

શિખામણ જોકે હજાર (દરજજે) ફાયદામંદ છે, તોપણ જ્યારે એશક આવી પોંહચ્યો ત્યારે શિખામણની જગ્યા કયાં રહી?

"અફસોસ! કે તબીબ એલ્યો (લેવા) ફરમાવે છે, અને આ લોભ્યા જીવને તો શાકર જોઇએ છે!

તે (આ) સાંભળ્યું છે કે એક માશુકે દિલ હાથથી ગુમાવી બેહેલા એકને છુપું કહ્યું, (કે) "જ્યાં સુધી તુંને તાહરી પોતાનીજ કદર છે ત્યાં સુધી તાહરી નજર આગળ માહરી કદર શું હોય?"

(એવું) કહે છે કે જે પાદશાહજાદી ઉપર તેની નજર ખેંચાયલી હતી તેને તેઓએ ખબર આપી કે ખુશ સ્વભાવનો અને મિઠ્ઠી જબાનનો એક જવાન આ મોહલ્લાને નાકે પડયો રહે છે, કે જેને (મોહડે)થી અજાયબ જેવાં સખુનો અને રમુજી ટુચકા લોકોના સાંભળવામાં આવે છે. એવું માલમ પડે છે કે તેનાં મગજમાં કંઇ સંતાપ છે, અને તેનું દિલ મુઝવણમાં પડેલું છે. શાહજાદી સમજી ગઇ કે (તેનું) દિલ તેણી ઉપર ટીંગાયલું છે, અને બલાની આ ગિરદ તેણીને લીધે ઉડેલી છે. તેણે (પોતાનો) ઘોડો તેની તરફ દપટાવ્યો. જ્યારે તેણે જોયું કે તે તેની નજદીક આવે છે ત્યારે તે રડી પડયો, અને બોલ્યો:

"જેણે મહને મારી નાખ્યો તે (માહરી) આગળ પાછી આવી, ખચીતજ તેનું દિલ પોતાના મારી નાખેલા માટે જળ્યું."

(પેલી શાહજાદીએ) ગમે એટલી પણ માયા બતાવી અને તેને પુછયું કે "તું કયાંથી આવ્યો છે? અને શું નામ ધરાવે છે? અને શું હુનર જાણે છે?" તોપણ ગરીબ બીચારો મોહબતની ખાઇમાં એવો તો ગરક ગયલો હતો કે તેને દમ મારવાની (પણ) તાકાત હતી નહિ. અને ચતુર લોકોએ કહ્યું છે કે "અગરજો તું સાતે સુબેઅ[1] પઢી જાણતો હોય (તોપણ)

---

૧. "બકરત"થી "તૌબત" સુધીનાં કોરાનનાં સાત લાંબાં પ્રકરણો.

જ્યારે તાહરૂં ચિત્ત ઠેકાણે નહિ હોય ત્યારે તુંને 'અલેફ,' 'બે,' 'તે' (પણ) આવડે નહિ."

તેણે તેને પુછયું, "તું શા વાસ્તે માહરી સાથે વાત કરતો નથી, કારણકે હું દરવીશોના ટોળા મધેની એક છું, બલકે તેઓની ગુલામડી[1] છું?" તે વેળાએ તેણે (પોતાની) મેહબુબની દોસ્તીનાં કૌવતથી (પોતાનું) સર મોહબતના મોજાઓની અફાળઝીંક વચ્ચેથી બાહેર કાહડયું, અને બોલ્યો

"અજબ છે કે તાહરી હસ્તી છતાં માહરી હસ્તી (ચાલુ) રહે; (અજબ છે કે) તું બોલવા ઉપર આવે અને મહને બોલવાનું રહે."

આ બોલ્યો, અને તેણે એક પોકાર માર્યો, અને (પોતાનો) જાન તે કિરતારને હવાલે કર્યો.

દોસ્ત (યાને, માશુક)ના તંબુના દરવાજા ઉપર માર્યા જવું તેમાં અજાયબી નથી; અજાયબી (તો) જીવ્યામાં છે, કે જ્યારે (આશક પોતાનો) જાન (ત્યાંથી) સલામત બાહેર લઇ આવે છે.

---

૧. "હલ્કે બગુશ" નો બોલેબોલ તરજુમો કર્યે તો "કાનમાં કડી પેહરેલી" એવો થાય. કાનમાં કડી નાખવી એ ગુલામગીરીની નિશાન હતી.

## હેકાયત ૫ મી.

(શિખનારાઓમાંનો એક, અતિશય ખૂબસૂરતી અને બોલીનો મિઠાશ ધરાવતો હતો, અને માણસાઇ ખવાસની લાગણીને કારણે (તેના) ઉસ્તાદને તેની બાહેરની ખૂબસૂરતી ઉપર તમામ ખેંચાણ હતું. તે એટલી હદ સુધી કે તેના વખતનો મોહટો ભાગ તે આ (વિચારમાં) હતો, અને બોલતો હતો કે

"એ! બેહેશ્તી ચેહરાના! હું તાહરા (વિચાર) અંદર એટલો બધો મશગુલ નથી, કે માહરી પોતાની યાદ માહરાં મગજમાં આવતી હોય. અને અગર માહરી સામે હું જોઉં કે (એક) તીર આવેછ તોપણ તુંને જોવાથી હું (માહરી) આંખ બંધ કરી શકું નહિ."

એક વેળા (તે) છોકરાએ તેને કહ્યું, "જે મુજબ તું મહને પાઠ ભણાવવા ઉપર નજર રાખે છે, તે મુજબ માહરા આત્માને કેળવવા ઉપર પણ તું ધ્યાન પોંહચાડ, (કે) જેથી અગર માહરી ચાલચલણમાં કંઇ નાપસંદ કરવા જેવું હોય, અને તે વિષે તું મહને વાકેફ કરે, તો તે ટાળવા માટે હું કોશેશ કરૂં." તે બોલ્યો, "આ (વાત) તું બીજા-

એથી પુછ, કારણકે જે નજર કે માહરી તાહરી ઉપર છે તેનાથી હું (તાહરી) ખૂબી સિવાય (બીજું કશું) જોતો નથી."

બુરૂં વિચારનારની આંખ ફુટી જાવો, કે હુનર (હોયછ તે) તેની નજરમાં એબ જણાયછ. પણ અગર તું એક હુનર ધરાવતો હોય, અને સિત્તેર એબ, તો (તાહરો) દોસ્ત તે એક હુનર સિવાય (બીજું કશું) જોતો નથી.



# હેકાયત ૬ થી.



મહને યાદ છે કે એક રાત્રે માહરી પ્યારી માશુક દરવાજામાંથી દાખલ થઇ. હું એવો તો ધક વગર (માહરી) જગ્યાએથી કુદયો કે (માહરી) બાંહેથી માહરો ચેરાગ બુજાઇ ગયો.

એક આકાર આવી ઉભો કે જેના ઝળકાટથી રાતનો અંધકાર દૂર થયો, એક ખ્યાલી આકાર કે જે રાત વેળા માહરી સાથે ફરતો હતો; જેને હું ચાહતો હતો તે ઝળકાટમાં માહરી સોડે આવી, અને મેં તેને એમ કહ્યું "તું મિત્રોની નજદીક, અને સુખદાયક તથા ફરાગાત જગ્યાએ આવીઉ."

મહને માહરાં (સારાં) નસીબથી અચંબો ઉપજ્યો કે આ દોલત (આજે અહિં) કયાંથી?

પછી તે બેઠી, અને ઠપકો (આપવો) શરૂ કીધો, કે "તે મહને જોઇ તેવામાંજ તેં દીવો શા માટે બુજાવ્યો?" મેં કહ્યું, "મહને એવો વિચાર આવ્યો કે આફતાબ ઉગ્યો, અને બીજું (તો) એ કે દાનાવોએ કહેલું છે કે જ્યારે કોઇ

આંખને નહિ જોવા ગમે એવું બતીની નજદીક આવે ત્યારે તું ઉઠીને બધાંની વચ્ચે તેને માર, પણ અગર (તે આવનાર) સિઠ્ઠા લબની શાકર (જેવી) હસતી હોય તો તેની બાંહે પકડ અને બતી બુજાવ."



## હેકાયત ૭ મી.

હું એક દોસ્ત ધરાવતો હતો, અને લાંબી મુદ્દત સુધી મેં (તેને) જોઇ હતી નહિ. એક દિવસ તે માહરી સોડે આવી. મેં પુછયું, "તું કયાં હતી, કારણકે હું (તુંને જોવા) ઘણો આતુર હતો?" તેણે કહ્યું "આતુરતા નિરાશી કરતાં ભલી."

ઓ! મસ્ત બનેલી માશુક! તું લાંબે વખતે આવી! તાહરી દામનથી હું (માહરો) હાથ જલદી છોડનાર નથી. જે કોઇ પોતાની માશુકને લાંબે લાંબે વખતે જોય છે તે આખર તેના કરતાં બેહતર છે કે જે તેને ધરાઇ જાય એટલી વખત જોયછે.

(જે) માશુક દોસ્તોની સાથે આવેછ તે જફા ગુજા-રવા આવેલી છે, કારણકે (તેનું તેમ કરવું) અદેખાઇ-અને હરીફાઇથી ખાલી હોતું નથી.

જ્યારે તું સોબતીઓને સાથે લઇને મહને મલવા આવેછ ત્યારે જોકે તું સુલેહ સાથે આવેછ તોપણ તું ઝઘડા લાવનારી છે.

(ફક્ત) એક પળ જો (માહરી) માશુક બેગાનાઓ સાથે બેલાઇ તો અદેખાઇ માહરાં વજુદને મારી નાખવાને ઝાઝો વીલંબ હોય નહિ. તેણે હસીને કહ્યું કે "ઓ સાઅદી! હું આપની મજલસની બતી છું; જો પતંગિયું પોતાને મારી નાખે તો તેમાં મહને શું?"



## હેકાયત ૯ મી.

મ્હને યાદ છે કે આગલા વખતમાં હું અને માહરી એક દોસ્ત જાણે એકજ કોટલાંમાંનાં બદામનાં બે મગજની માફક મોહબ્બત ધરાવતાં હતાં. એવામાં એકાએક (અમોને) છુટું પડવું પડયું. જ્યારે લાંબી મુદત પછી તે પાછી ફરી ત્યારે ઠપકો આપવા અને ફરિયાદ શરૂ કરવા લાગી કે "આટલી મુદતમાં એક કાસદબી તેં નહિ મોકલ્યો?" મેં કહ્યું, "મહને ગમ્યું નહિ કે કાસદની આંખ તાહરી ખૂબસૂરતીથી રોશન બને, અને હું નાઉમેદ રહું."

માહરી પુરાતમ માશુકને તું કહે કે (મહને) જણા-નથી તોબાહ ના પોકરાવ, કારણકે હું શમશેરથી (બી) તોબાહ બોલનાર નથી. મહને અદેખાઇ આવે છે કે કોઇ પેટ ભરીને નજર તાહરી ઉપર કરે, (અને વળી) પાછો (એમ બી) બોલુંછ કે કોઇબી (એમ નજર કરવાથી) ધરાયજ નહિ.

# હેકાયત ૯ મી.



એક દાનેશમંદને મેં જોયો (કે જે) કોઈની મોહબતમાં ગિરફતાર (બનેલો હતો) અને (તેની) વાતચીતથી રાજી (હતો). તે ઘણો જુલમ ખમતો, અને હદ વગરની ધીરજ બતાવતો. એક વેળા નસીહતના તરીકાથી મેં તેને કહ્યું, કે "આ માશુકની મોહબતમાં (તાહરી) ખરાબ મતલબ નથી, તથા (તાહરા) પ્યારનો પાયો પાપ ઉપર (રચાયલો) નથી તે હું જાણું છું. (તોપણ) ભણેલાઓના દરજ્જાને લાયકનું નથી કે પોતાની ઉપર ખોટું તોહમત ખેંચે અને બેઅદબ લોકોનો જુલમ ખમે." તેણે કહ્યું, "ઓ દોસ્ત! માહરી હાલતની દામન ઉપરથી ઠપકાનો હાથ તું ઉઠાવ, કારણકે આ કે જે તું સલાહકારક જોય છે તે ઉપર મેં ઘણી વેળા વિચાર કીધો છે, અને અંદેશો દેખાડયો છે. (પણ) તેનાથી (છુટા પડવામાં) સબર (ધરાવવા) કરતાં (લોકોની) જફા ઉપર સબર (ધરાવવી) વધારે સેહલ જણાય છે."

જેણે પોતાનું દિલ (પોતાની) દિલબર આગળ ધરેલું છે તેણે (પોતાની) દાઢી બીજાના હાથમાં આપેલી છે. એક હરણ (કે જેની) ગરદનની અંદર દોરડું (હોય છે) તે પોતાની મેલે ચાલવાને અશકત હોય છે. અને ડાહપણવાળા ધણીઓએ કહેલું છે કે ચશમને જોવાથી ફેરવવી તે કરતાં દિલ ઉપર કપ્ટી ખેંચવી વધારે સેહલ છે.

એક દિવસ મેં તેને કહ્યું, "(તાહરી) માશુકથી (તું) સંભાળજે!" તે દિવસ પછી મેં કેટલી બધી વખત (ખોદાની) માફી ચાહી. આશક (પોતાની) માશુકથી (કદી પણ) સંભાળમાં રેહલો નથી. તેની ખાતરમાં જેબી હોય છે તે ઉપર હું (માહરૂં) દિલ આપુંછું. જેને પણ તેના વગર (એટલે, પોતાની માશુક વગર) ચાલતું નથી, તે (યાને, માશુક) જો જફા પણ ગુજારે તો તે સહન કરવી જોઈએ. જોઈએ તો મહને મેહરબાનીથી તે પોતાની નજદીક બોલાવે, અને જોઇએ તો ગુસ્સાથી તે મહને હાંકી કાહડે (તો) તે જાણે.



# હેકાયત ૧૭ મી.



તું જેમ જાણેછ કે બનવું જોઇએ તેમ (માહરી) ભરજુવાનીના વખતમાં એક ખૂબસૂરત છોકરા ઉપર માહરી પ્રિત બેઠી હતી, એટલા વાસ્તે કે તે ઘણો મધુર કંઠ ધરાવતો હતો, અને તેની શિકલ પુનમના ઉગતા ચાંદ મિસાલની હતી.

તે (એવો હતો) કે જેના ગાલ ઉપરનો સબજો આબે હયાત પીતો હતો; તેના હોઠ ઉપર જેણી કોઇ નજર કરતો તે (ગોયા) શાકર ખાતો.

એવું બન્યું કે તેનાથી એક કામ માહરા વિચારથી ઉલટું થયું. મહને તે પસંદ આવ્યું નહિ. મેં તેની સોહબત-તથી દામન (પાછી) ખેંચી, અને તેની મોહબતનું મોહરૂં ઉંચકી લીધું, અને હું બોલ્યો

"જા, તુંને જે જોઇએ તે કર; માહરો ખ્યાલ તું નથી રાખતો, તો તાહરા માર્ગે ચાલ્યો જા."

મેં સાંભળ્યું કે તે જતો હતો, અને બોલતો હતો:

"વનવાગળું અગર આફતાબનો મેલાપ ચાહતું નથી તો (તેથી કંઇ) આફતાબનાં બજારની રોનક ઓછી થતી નથી."

તે આ બોલ્યો, અને સફરે ગયો, અને તેની ઉદાસીએ મ્હારાં દિલની અંદર અસર કીધી.

મેં એલાપનો વખત ગુમાવ્યો; અને ઇનસાન ઉપર મુસીબત આવતી નથી ત્યાં સુધી તે એશઆરામની કદરને જાણતો નથી.

"તું પાછો આવ, અને મ્હને મારી નાખ, કારણકે તાહરી (નજર) આગળ મરવું તે તાહરી (પિઠ) પાછળ જીવવા કરતાં વધારે ખુશી ભરેલું છે."

લાંબી મુદત પછી તે પાછો આવ્યો. દાઉદના જેવો (તેનો) તે હલક બદલાઇ ગયો હતો, અને યૂસુફના સરખી (તેની) ખૂબસૂરતીને નુકસાન પોંહચ્યું હતું, અને તેની હડપચીનાં સેબ ઉપર બિહ્ફળની માફક ધુળ બેઠી હતી,[1] અને તેની ખૂબસૂરતીનાં બજારની રોનક તુટી હતી. મ્હને ઉમેદ હતી કે હું તેને બગલગીરી કરૂં, (પણ આવું જોઇને) હું બાજુ થઇ ગયો, અને બોલ્યો:

"તાહરો તાજો બહાર હવે પિળો પડી ગયો, દેગ નો ચ્હડાવ, કારણકે અમારો આતશ (હવે) સરદ થઇ ગયો. તું કેટલોક ઠસ્સાથી ચાલશે, અને મગરૂરી કરશે? ગયાં સાલની (તાહરી) દોલતનો તું કંઇ ખ્યાલ કરશે? તું (એવા) કોઇ સોડે જા કે જે તાહરો તલબગાર હોય; નાજનખરાં એવા આગળ કર કે જે તાહરો ખરીદદાર હોય."

---

૧. યાને, તેની હડપચી ઉપર બાલ ફુટવા માંડયા હતા.

લોકો કહે છે કે લીલોતરી બાગમાં ખુશ (લાગે) છે—જે ધણી આ સખુન બોલેછ તે (એમ) જાણેછ—યાને, આશકોનાં દિલ, ખૂબસૂરતોના ચેહરા ઉપર, તાજી લીટી[1] શોધેછ. તાહરો બાગ (હવે) લીલાં લસનનું ખેતર થઇ પડ્યું છે, તેને ગમે એટલું પણ તું ખણી કાહડે તોપણ તે (પાછું) ઉગવાનું.

અગર તું સબર કરે, યા ન કરે, તોપણ (તાહરા) ગાલ ઉપરના બાલ (ફુટશે) અને (તાહરાં) સોહામણાંપણાંના વખતની આ દોલતનો છેડો આવશે.[2] અગર (માહરો) હાથ (માહરા) જાન ઉપર હું રાખી મુકું, જેમકે તું (તાહરી) દાઢી ઉપર (રાખી મેલે છે), તો કિયામત સુધી પણ હું તે (હાથ) છોડું નહિ કે જેથી (જાન) ઉપર આવે.[3]

મેં (તેને) સવાલ કીધો, અને હું બોલ્યો, "તાહરા ચેહરાની ખૂબસૂરતીને શું થયું કે ચાંદની આસપાસ કીડીઓ ઉભાઇ ગઇ છે?"[4] તેણે જવાબ દીધો, "હું નથી જાણતો (કે) માહરા ચેહરાને શું થયુંછ, મગર માહરી ખૂબસૂરતી (જવા)ની સાહેતસમાં તેણે કાલું (કફન) પેહરેલું છે."

૧. યાને, તુરતની ફુટવા માંડેલી મુછ અથવા દાઢી.

૨. યાને, દાઢી મુછના અને થોભિયાના બાલ ફુટવે તાહરા ચેહરાની ખૂબસૂરતી જતી રેહશે.

૩. યાને, કિયામત સુધી હું મરી નહિ જાઉં.

૪. યાને, ચાંદ સરખા રૂપાળા ચેહરા ઉપર કીડીઓની માફક બાલ ઉગી નિકળ્યા છે.

## હેકાયત ૧૧ મી.



વિદ્વાનોમાંના એકને પુછવામાં આવ્યું, કે "(અગર) એક ધણી એક માહતાબ સરખા ચેહરાવાલી સાથે એકાંત બેઠેલો હોય, અને બારણાં બંધ હોય, અને (બીજા) દોસ્તો સુતેલા હોય, અને (તેનો) હવસ તલબગાર થાય, અને કામદેવ (તેની ઉપર) ગાલેબ આવે—જેમ કે અરબો કહે છે તેમ, 'ખજુર પાકેલાં છે, અને તેનો રખેવાલ (ખાવાથી) અટકાવ કરતો નથી'—તો કોઇ (એવો પણ) માણસ હશે કે જે (તેવી તકનો લાભ નહિ લેતાં) પોતાની પરહેજગારીની બાજુનાં બળથી સલામત બચી જાય?"

તેણે કહ્યું, "અગર માહતાબ સરખા ચેહરાવાલીઓથી તે બચવા પામે તોપણ બુરૂં બોલનારાઓની જબાંથી તે સલામત રેહનાર નથી."

અને જોકે એક માણસ પોતાના હવસોની બુરી અસરથી બચવા પામે, તોપણ ભુડું ચિતનારાઓના કપટી વેહમથી તે સલામત રેહનાર નથી.

પોતાનાં કામથી પાછું હટીને બેસી શકાય, પણ માણસોની જબાંને બંધ કરી શકાય નહિ.

## હેકાયત ૯૨ મી.

એક પોપટને એક કાગડા સાથે પાંજરામાં બંધ કરવામાં આવ્યો. પોપટને તે (કાગડા)નું કદરૂપાપણું જોવાથી દુખ ઉપજતું હતું, અને તે કેહતો હતો (કે) "આ તે કેવો કદરૂપો ચેહરો, ને બદસૂરત દેખાવ, અને લિયાનતી શિકલ, અને બેડોળ સ્વરૂપ! અરે ઓ બિયાબાનના કાગડા! ખોદા કરે ને તાહરી અને માહરી વચ્ચે ઉગમણુ અને આથમણુ જેટલો અંતર પડે!

"સહવારને પોહર તાહરો ચેહરો જોતો જે કોઇ પણ ઉઠે તેના સલામત દાહડાની સહવાર તેને રાત જેવી થઇ પડે. તાહરા સરખોજ બદ સેતારાવાલો કોઇ તાહરી સોહબતમાં જોઇએ, પણ તું જેવો છે તેવો (આ) જેહાનમાં ('બીજો કોઇ) હોયજ ક્યાં?"

વધારે અજબ તો એ હતું કે કાગડો પણ પોપટની નજદીકીથી જીવ ઉપર આવ્યો હતો, અને કંટાળી ગયો હતો. અને "લાહઉલ" (વાલો વાકય)[૧] બોલતાં આ દુનિયાની ગિરદેશીને માટે રડતો હતો, અને હાય અફસોસના હાથ એકેક સાથ ચોળતો હતો, અને બોલતો હતો: "આ (તે) કેવું ઉંધું નસીબ, અને નીચું તાલે, અને રંગારંગનો જમાનો

૧. જુઓ સફે ૨૫૦ ઉપર આપેલી ફુટ-નોત.

છે? માહરા અરતબાને લાયકનું તો એ છે કે એક (બીજા) કાગડા સંગાથે, કોઇ બાગની દીવાર ઉપર, હું ઠસ્સાથી ચાલતો હતે.

"એક પરહેજગારને માટે આટલે દરજ્જેનું બંધીખાનુંજ બસ (છે) કે લંપટી પુરૂષોની ટોળીની અંદર તે હોય.

"મેં શું ગુનાહ કીધો હશે કે માહરાં નસીબે, તેની સજા તરીકે, આવા એક અભિમાનિ બુબણ અને કાળે મોહડેના અધમની સોહબતનાં જોડાણમાં આવી કૈદ અને બલાની હેરાનગતીમાં મહને નાખ્યો છે?

"તાહરી સૂરત જે દીવારની ઉપર રંગેલી હોય તેની નીચે કોઇ પણ આવે નહિ; અગર તુંને બેહશ્તની અંદર જગો મળે, તો બીજાંઓ દોજખ પસંદ કરે."

આ બોધ-દાયક વૃત્તાંત હું એટલા માટે લાવ્યો છું કે તું જાણે કે (એક) દાનાવને (એક) નાદાનને માટે જેટલો ધિક્કાર છે તેટલીજ દેહશત (એક) નાદાનને (એક) દાનાવની સોહબતથી રહે છે.

એક પરહેજગાર લંપટી માણસોની (ટોળકી) વચ્ચે હતો. તેઓ મધેથી બલખના એક ખુબસૂરત જવાને તેને કહ્યું, "અગર તું અમારેથી કંટાળી ગયો હોય તો ખાટું મોહડું કરી નો બેસ, કારણકે તું પણ અમારી વચ્ચે કડવો છે.

"ગુલાબ અને લાલા એકક સાથે ભેળાયલાં હોય તેવો (આ) એક મેળાવડો (છે), (અને) તું તેઓની વચ્ચે સુક્કાં બાળવાનાં લાકડાં (માફક) ફુટી નિકળ્યો છે. તું પવનના જેવો ઉલટો અને તાહાડ સરીખો નાખુશ (છે), તું બરફની મિસાલ (અહિં) બેઠેલો છે, અને હિમની માફક બંધાઈ ગયલો છે."



# હેકાયત ૧૩ સી.



હું એક દોસ્ત ધરાવતો હતો. વરસો સુધી અમોએ સાથે મુસાફરી કીધી હતી તથા નિમક ખાધું હતું, અને દોસ્તીના હકો મજબુત થયા હતા. આખરે કંઈક જુજ નફાને સબબે તેણે માહરૂં દિલ આજુરદેહ કરવાનું વાજબી જોયું અને (અમારી) દોસ્તીનો આંકો આવ્યો. આ સઘળું છતાં બંધે બાજુએ દિલ તો બાજેલુંજ હતું, કારણકે મેં સાંભળ્યું કે એક દિવસે એક મિજલસમાં માહરા સખુનો મધેની એ બેત તે વાંચતો હતો.

જ્યારે માહરી મૂર્તિ ખુશ હસવા સાથે અંદર આવે છે ત્યારે જખમીઓના જખમ ઉપર તે નિમક જ્યાદે છાંટે છે. સખાવતી લોકોની બાંહે દરવીશોના હાથમાં (આવે) તેમ તેનાં જુલફાંનો છેડો માહરા હાથમાં પડે તો શું થાય?

દોસ્તોની એક ટોળકીએ આ સખુનને વિષે નહિ, બલકે પોતાના ખવાસની ભલાઇ વિષે ગુવાહી આપી, અને આફરીન કીધી; અને પેલાએ (યાને, દોસ્તે) પણ તે ટોળામાં (એ સખુનો વિષે) સરાધાટ કીધી, અને આગલી દોસ્તી તુટવા

વિષે અફસોસ કીધો અને પોતાનો કસુર કબુલ કીધો. મહને માલમ પડ્યું કે તેની તરફથી પણ (દોસ્તી માટે) ઘણી ઇચ્છા હતી. (તેથી) આ થોડીક બેત મેં લખી અને સુલેહ કીધી.

શું આપણને (એકકની) વચ્ચે વફાદારીનો કોલ નહિ હતો (કે) તેં જફા ગુજારી અને બેવચની બતાવી? મેં (માહરૂં) દિલ જેહાન ઉપરથી (ઉઠાડી લઇ) એકી વખતે તાહરી ઉપર બાંધ્યું; હું એવું નહિ જાણતો હતો કે તું (આટલો) જલદી ફરી જશે. હજી પણ જો સુલેહ (કરવા)નો તાહરો ઇરાદો હોય તો તું પાછો આવ, કારણકે તું હતો તેનાં કરતાં પણ તું (મહને) વધારે પ્યારો થઇ પડશે.



# હેકાયત ૧૪ મી.



એક જનની ખૂબસૂરત બાયડી ગુજરી ગઈ, અને તે બાયડીની ખખડી ગયલી બુઢી મા તેની રીત[1] (લેવા) ને કારણે તેનાં ઘરમાં રહી. (પેલો) મરદ તેણીના નજદીક રેહવાથી જીવ ઉપર આવ્યો હતો, પણ કશો ચારો રહ્યો હતો નહિ. (તેના) એક દોસ્તે તેને પુછયું કે "તાહરી પ્યારી દિલબરની જુદાઇથી તું કેમ છે?" તેણે કહ્યું, "માહરી બાયડીને નહિ જોવાથી મહને જેટલું મુશ્કેલ લાગતું નથી તેટલું (માહરી) સાસુને જોવાથી (લાગે છે.)"

---

૧. જ્યારે એક મુસલમાન પરણે છે ત્યારે પરણતી વખતે ઠેરવેલી રીતનો એક ભાગ (જે અવશ્યનો હોય છે તે) પોતાની બાયડીને તુ આપે છે; અને જો તેની બાયડી તેની આગમજ ગુજરી જાય છે તો પેલી રીતનો બાકીનો ભાગ તેને તેણીનાં નજદીકનાં હૈયાત ખેશીઓને આપવો પડે છે. ઉપલી વાત માંહેલો શખ્સ ઠેરવેલી રીત ("મહર") નો બાકીનો ભાગ આપવા અશકત હોવાથી તેને પોતાની સાસુનો નિભાવ કરવો પડતો હતો. (પ્લાતનો ગુલેસ્તાનનો તરજુમો, સફે ૨૧૯)

ગુલાબ તારાજ થયો અને કાંટો રહી ગયો, ગંજ ઉઠાવી ગયા અને સરપ[1] રહી ગયો. દુશ્મનોનાં મોહડાં (જોવા) કરતાં ભાલાની અણી ઉપર (પોતાની) આંખ જોવી વધારે ખુશ છે. એક દુશ્મનને નહિ જોવો પડે તે ખાતર હજાર દોસ્તોથી છુટું પડવું વાજબી છે.

૧. દોલતની પાસબાની માટે સાપ રહે છે એવો વેહમ પૂર્વ તરફની પ્રજાઓમાં સાધારણ છે.



## હેકાયત ૧૫ મી.



મહને યાદ છે કે જુવાનીના વખતમાં એક મોહલ્લામાંથી હું પસાર થતો હતો, અને એક માહતાબી ચેહરા ઉપર નજર રાખતો હતો. સખત ગરમી (એવી) હતી કે તેનો તાપ મોહડું સુકવી નાખતો હતો, અને તેની લુ હાડકાંની ગુર ભુંજી નાખતી હતી. માણુસાઈ નબળાઇને લીધે આફતાબની ગરમી હું ખમી શક્યો નહિ, અને એક દીવારના છાંયડામાં મેં આશરો લીધો, એવી આશામાં કે કોઇ માહરી ગરમીને બરફનાં પાણીથી હેઠે પાડે. એકાએક, એક ઘરની ખડકીના અંધકારમાંથી, એક રોશની ચળકી, યાને (એવી) ખૂબસૂરતી કે તેની ખૂબીનું બયાન કરવાથી અલંકારની જબાન આજેજ રહે,—એવી કે (ગોયા) અંધારી રાતે સહવાર ઉગેલી હોય, યા (તો) અંધકારમાંથી આબેહયાત બાહેર નિકળતું હોય. બરફનાં પાણીનું એક પ્યાલું (તેના) હાથમાં ધરેલું હતું, અને તેની અંદર શાકર નાખેલી હતી, અને (કંઇ) અરક સાથે ભેળેલો હતો. હું નહિ જાણતો કે તેણે ગુલાબથી તે સુગંધી બનાવ્યું હતું, યા તેના ચેહરાનાં ગુલમાંથી થોડાંક ટીપાં તેની અંદર ટપક્યાં હતાં. ટુંકમાં, તેના રંગીન હાથમાંથી (તે) શરબત મેં લીધું,

અને પીધું, અને મ્હને પાછો જીવ આવ્યો[1], અને હું બોલ્યો:

"માહરાં દિલની તરસ એવી નથી કે એક પાણીનું ટીપું ગળે ઉતરવાથી, યા દરિયાઓ વટીક પી જવાથી, તે છીમાઈ શકે."

સુખી તે રોશન તાલેનો કે જેની ચશમ હર બામદાદે આવા એક ચેહરા ઉપર પડે. શરાબથી મસ્ત બનેલો મધરાતે બીદાર થાય છે. (પણ) સાકીથી મસ્ત બનેલાની બામદાદ કિયામતને દાહડે (પડે છે.)

૧. અસલમાં "ઉમર પેહેલેથા શરૂ કીધી" એવો બોલે-બોલનો અર્થ થાય.



## હેકાયત ૧૬ મી.



મહમ્મદ ખારેઝમ શાહે[1] એક સાલ, કંઈ સારા સબબસર, ચીન સાથે સુલેહ અખત્યાર કીધી. કાશગરની જુમા મસીદમાં હું દાખલ થયો, અને (ત્યાં) મેં એક છોકરાને દીઠો (કે જે) ખૂણીમાં અતિ ઘણો ઘટમદાર અને નેહાયત ખૂબસૂરતીવાલો (હતો), એવો કે જેના જેવાઓને માટે કેહવાયલું છે કે

"તેના ઉસ્તાદે (તેને) સઘળી શોખઇ અને દિલબરી શિખવી છે, જફા અને નાજ નખરાં, અને ખલળાવવાનું અને સિતમ ગુજારવાનું શિખાડ્યું છે. મેં એક આદમી એવી શિકલ અને સ્વભાવ અને કદ અને ચાલચલણનો જોયો નથી, મગર આ સઘળી રીતભાત તે એક પરીથી શિખ્યો (હોય.)"

ઝમખશરી[2]ની વાક્ય-રચનાનો દીબાચો તેના હાથમાં (હતો.) તે ગોખતો હતો (કે) "ઝઇદે અમરને માર્યો, અને

---

૧. સુલતાન અલાઉદ્દીન મહમ્મદ, કે જેણે ખારેઝમ (ખોરાસમીયા, અસલી ખોરાસમ)માં ઇસવી સને ૧૨૦૦ થી ૧૨૨૦ સુધી રાજ કીધું હતું તે, આ ખેતાબથી ઓલખાતો હતો.—પ્લાત.

૨. અબુલ કાસેમ મહમુદ ઝમખશરી એક જાણીતો અરબ વ્યાકરણ-કર્ત્તા અને ટીકાકાર હતો. ખારેઝમ મધે આવેલાં ઝમખશરનો તે રેહવાસી હતો, અને હિજરી સને ૪૬૭ (ઈ. સ. ૧૦૭૫) માં તે જનમ્યો હતો અને ૫૩૮ (ઇ. સ. ૧૧૪૪) માં મરણ પામ્યો હતો.—પ્લાત.

તેથી તેને ઇજા કીધી." મેં તેને કહ્યું, "અરે છોકરા! ખારેઝમ અને ચીન સુલેહ કરી ચુકયાં, અને ઝઇદ અને અમરને આ રીતની દુશ્મની બાકી રહી છે?" તે હસ્યો અને માહરાં વતન માટે પુછયું. મેં કહ્યું, "શીરાઝની પાક ભૂમી." તેણે કહ્યું, "સાઅદીનાં સખુનો મધેથી તુંને કંઇ યાદ છે?" હું બોલ્યો:

"એક વ્યાકરણ-અભ્યાસી ઉપર હું મોહિત છું કે જે માહરી ઉપર જનુની હુમલો કરે છે, જેમ ઝઇદે અમર સાથની ઝપાઝપીમાં કીધું તેમ, (અને) જે પોતાની દામન ઘસડતો ભપકામાં ચાલતાં પોતાનું સર (પણ) ઉઠાવતો નથી. પણ જે (પોતાની દામન) ઘસડતો ચાલે તેને (પોતાનું સર) ઉઠાવવું શું છાજે?"

થોડો વખત તે અંદેશામાં પડયો, અને (પછી) બોલ્યો,

"તેની (યાને, સાઅદીની) કવિતાનો મોહટો ભાગ ફારસી જબાનમાં છે. અગર (તે) તું બોલે તો માહરી સમજની વધારે નજદીક આવે. લોકો સાથે તેઓની સમજ-શક્તિનાં પ્રમાણમાં તું વાત કર." મેં કહ્યું:

"તાહરૂં મન વાકય-રચના પાછલ તલપી રહેલું છે, અને અમારાં દિલ ઉપરથી અક્કલની સૂરત ભુસરી નાખી છે. અરે! આશકોનાં દિલ તાહરા ફાંદામાં શેકાર થયાં છે! અમે તાહરા વિચારમાં છિએ, અને તું અમર અને ઝઇદના."

બામદાદ વેળા જ્યારે સફરનો ઇરાદો મેં કીધો ત્યારે કોઇએ તેને કહ્યું કે, "ફલાનો (શખ્સ) સાઅદી છે" તે દોડતો આવ્યો અને તેણે ભલમનસાઇ બતાવી, અને અફસોસ કીધો કે "આટલી મુદત સુધી તેં મહને નહિ કહ્યું કે 'હું સાઅદી છું,' કે જેથી તાહરા જેવા મોહટા માણસનાં કદમની શુકરગુજારીમાં માહરી કમ્મર (તાહરી) ખેદમતમાં હું બાંધતે." મેં કહ્યું, "તાહરી હસ્તીને લીધે માહરામાંથી આવાજ નહિ આવ્યો કે 'હું (સાઅદી) છું.'" તેણે કહ્યું, "થોડાક દિવસ તું (અંહિ) આસાયશ લેય તો શું થયું, કે (જેથી તાહરી) ખેદમતથી અમો ફાયદો મેલવ્યે?" હું બોલ્યો, "તે, આ (નીચલી) હેકાયતને લીધે, માહરાથી બની શકે નહિ:

"એક પાહડી જગ્યામાં મેં એક બુઝરગને જોયો (કે જે) દુનિયાથી સંતોષ પામેલો, એક ગુફામાં (રેહતો હતો.) મેં (તેને) કહ્યું, 'તું શા માટે શેહેરમાં આવતો નથી, કે જેથી એક વખત પણ (તાહરાં) દિલ ઉપરથી બંદ તું છુટા કરે?' તે બોલ્યો, 'ત્યાં ખૂબસૂરત પરીચેહરાવાલાંઓ છે; જ્યારે કાદવ ઘણો થાય ત્યારે હાથીઓ લપસી પડે.'"

હું આ બોલ્યો, અને અમોએ એક બીજાનાં મોહ ઉપર બોસા દીધા, અને અમો વિદા થયા.

દોસ્તનાં મુખ ઉપર બોસો દેવામાં ફાયદો શું, (જો) તેજ ઘડીએ તેને છેલ્લી સલામ કરવાની હોય તો? તું કેહશે કે સેબફળ, (કે જેનું) મોહડું આ બાજુ લાલ અને પેલી બાજુ પિળું છે, તેણે પોતાના દોસ્તોને વિદા કીધા.

વિદા થવાને દાહડે જો હું દલગીરીથી મરી નહિ જાઉં, તો તું મહને દોસ્તીમાં ઈનસાફી ગણુતો ના.



## હેકાયત ૧૭ મી.

શીંગડાંનો પેહરનારો એક, હાજીઓની વંજારમાં, અમારી સાથે હતો. અરબ ઉમરાવોમાંના એકે તેને સો દીનાર બખશ્યા, કે જે તે (પોતાના) ખરચખુંટણમાં વાપરે. ખફાજે[1] ચોરોએ એકાએક વંજાર ઉપર હુમલો કર્યો, અને સઘળો માલ તેઓ (લુટી) લઇ ગયા. વેપારીઓએ રડવા અને કુટવા માંડયું, અને વગર ફાયદાની ફરિયાદ ઉઠાવી.

તું અગર મિનતજારી કર અને અગર ફરિયાદ કર, (પણ) ચોર (કંઈ) સોનું પાછું આપનાર નથી.

સિવાય પેલો દરવીશ, કે જે પોતાના રાબેતા મુજબ રહ્યો હતો, અને ઘભરાયો ન હતો. મેં તેને કહ્યું, "પેલું તાહરૂં નાણું કદાચ ચોર લઇ ગયા નહિ (હશે)." તે બોલ્યો, "હા, લઈ ગયા, લેકીન મહને તે ઉપર એટલી બધી પ્રીતિ નહિ હતી કે જેથી તેનાથી છુટા પડવાને વખતે હું જખમી દિલનો થાઉં.

---

૧. બની અમીર નામની અરબ જાતની આ એક શાખા હતી, અને વંજારો લુટવા માટે તે મશહુર હતી.—પ્લાત.

"(કોઇ પણ) ચીજ અને માણસ ઉપર દિલ બાંધવું જોઇએ નહિ, કારણ કે (પછી તેની ઉપરથી) દિલ પાછું ઉઠાડી લેવું (એ) મુશ્કેલ કામ છે." હું બોલ્યો, "તેં જે કહ્યું તે માહરી (થયલી) દશાને મળતું છે, કારણ કે (માહરી) જુવાનીના વખતમાં મહને એક જવાન્યા સાથે ઘાડી મિત્રાચારીનું નાતું હતું, અને સાચ્ચી સોહબત (બાઝેલી) હતી, તે એટલી હદ સુધી કે તેની ખૂબસૂરતી માહરી ચશમોનો કેબલો હતી, અને માહરી ઉમરની પુંજીનું વ્યાજ તેની સાથનો મેલાપ હતો.

"કદાચ આસમાન ઉપરના ફરેશતા (હોય)[1], અને અગર નહિ તો આ દુનિયામાં તેની સૂરતના સરખી ખૂબસૂરતીનું ઇનસાન તો (કોઇ) હોયજ નહિ. દોસ્તીના કસમ છે કે તે (મિત્ર) પછી દોસ્તદારી હરામ છે, કારણ કે કોઇનું પણ બુન તેનાં સરખું આદમી થઇ શકશે નહિ.

"એકાએક તેની હસ્તીનો પગ અજલના કિચ્ચલમાં પેસી ગયો અને તેની જુદાઇનો ધુંવો તેના કબીલામાંથી ઉપર આવ્યો. દાહડાઓ સુધી તેની મીટી (જયાં પડેલી હતી ત્યાં) આગળ હું જયા કીધો, અને તેની જુદાઇને માટે જે સઘળું હું બોલ્યો હતો તેમાંનું એક આ છે:

1. માને, તે જવાનના સરખા ખૂબસૂરત જો કોઇબી હોય તો તે આસમાન ઉપરના ફરેસ્તાઓજ હોઇ શકે.

"'હું ઇચ્છુંછ કે જે દાહડે તાહરા પગમાં અજલનો કાંટો ભોંકાયો તે દાહડે જમાનાના હાથે મોતની તલવાર (માહરાં) સર ઉપર મારી હતે, કે જેથી આ દાહડે માહરી ચશમોએ તું વિનાની (આ) જેહાન જોઇ ન હતે. આ હું તાહરી ખાક આગળ (ઉભો) છું; ખાક (માહરાં) સર ઉપર (પડજો.)'

"જ્યાં સુધી ગુલાબ અને નસરીન[૧] પેહેલાં (પોતાનાં બિછાનાં ઉપર) પાંથરે નહિ ત્યાં સુધી જે (ધણી)ને કરાર અને ઉંઘ આવે નહિ, તેના ચેહરાનો ગુલાબ દુનિયાની ગિરદેશ ખેરવ્યો, અને તેની મીટીને માથે કાંટાઓની ઝાડી ઉગી.

"તેની જુદાઈ પછી મેં એવો નિશ્ચય અને દ્રઢ વિચાર કીધો કે (માહરી) બાકીની ઉંમર સુધી હવસનો ગાલીચો ઘડી વાલી મુકું અને (કોઈની પણ) સોહબતની અડાસે જાઉં નહિ.

"જો મોજાની ધાસ્તી ન હોય તો દરિયાનો નફો ઠીક થઇ પડે, જો કાંટાની ચિંતા ન હોય તો ગુલાબની સોહબત ખૂશ લાગે. ગઇ રાત્રે તો મોરની માફક મેલાપના બાગમાં હું નાજનખરાં કરતો હતો; બીજું, આજે તો દોસ્તની જુદાઈથી હું સાપની માફક વળ ખાઉંછું."

૧. એક જાતનો જંગલી ગુલાબ—Eglantine.



## હેકાયત ૧૮ મી.

અફગ પાદશાહે સર્વેના એકની આગળ લઇલી અને મજનુનની વાત કરવામાં આવી, અને તેની (યાને, મજનુનની) અવસ્થાનાં ઘેલાપણાં માટે (કહેવામાં આવ્યું) કે (તેની) સંપૂર્ણ કાબેલ્યત અને વાકચાતુરી છતાં તેણે બિયાબાનનો રસ્તો લીધો,[1] અને અખત્યારની લગામ હાથ મધેથી છોડી દીધી, અને હેવાનોની સાથે દોસ્તી માંડી. તેણે હોકમ કીધો, કે જેથી તેને હાજર કરવામાં આવ્યો. અને તે (પાદશાહ) તેને ઠપકો આપવા લાગ્યો, કે "ઇનસાનના ખવાસની મોહટાઇમાં તેં શું (એવું) નુકસાન જોયું કે હેવાનોની ખસલત તેં પકડીછ અને માણસોની સોહબત તરક કીધીછ?" મજનુને વિલાપ કીધો, અને તે બોલ્યો:

"તેણીની તરફના માહરા પ્યારને ખાતર માહરા દોસ્તો મહને વારંવાર ઠપકો આપે છે. શું એક દાહડો હજુ (એવો) નહિ આવે કે જ્યારે તેઓ તેણીને જોય અને તે કારણે મહને દરગુજર કરવાનું તેઓને સ્પષ્ટ માલમ પડે?

---

1. બોલેબોલનો તરજુમો કરે તો "બિયાબાનમાં (પોતાનું) માથું મુક્યું" એમ થાય.

"હું ઇચ્છુંછ કે જેઓએ માહરી એબ શોધી છે તેઓ, ઓ દિલો છીનવી લેનારી! તાહરો ચેહરો જોય! કે જેથી તું નજર પડતાંજ તેઓ, નારંગીને બદલે, બેખબરીથી પોતાના હાથો કાપે,[1] કે જેથી આ બાબતની[2] સચ્ચાઇ માહરા દાવાની સૂરત વિષે ગવાહી આપતે, કે 'આ તે ધણી છે કે જેને ખાતર તમો મહને ઠપકો આપો છો.'"[3]

પાદશાહનાં દિલમાં આવ્યું કે લઇલીની ખૂબસૂરતી (પોતે નજરે જુએ, કે જેથી માલમ પડે કે તેની) એવી તે કેવીક સૂરત છે કે જેથી આટલો બધો ફિતનો (ઉભો થયો) છે. તેણે હોકમ ફરમાવ્યો, કે જેથીં અરબોની જાતોમાં ફરીને તેને પકડી લાવવામાં આવી, અને પાદશાહની હજુરમાં મેહેલના ચોકમાં તેને ખડી કીધી. પાદશાહે તેના દેખાવ ઉપર નજર કીધી તો એક આસામીને

૧. આ એશારો યૂસુફ અને ઝુલઇખાના કિસ્સા ઉપરથી લીધેલો જણાય છે. એવું કહે છે કે ઝુલઇખાએ જ્યારે પોતાની સહીમીત્રીઓને યૂસુફની ખૂબસૂરતી ઉપર નજર કરવા કહ્યું ત્યારે તેથી તેઓ એટલી બધી તો અંજાઇ ગઇ કે તે વેળા તેઓના હાથમાં જે નારંગીઓ હતી તે કાપતાં કાપતાં તેઓએ પોતાના હાથ ઉપર કાપ મેલી દીધા!

૨. યાને, તાહરી (લઇલી) ઉપરની માહરી (મજનુનની) મોહબતની.

૩. આ શબ્દો ઝુલઈખા પોતાની સહીઓને યૂસુફ ઉપર નજર કરવા કેહતાં બોલી હતી. જુઓ કોરાન ૧૨, ૩૨.

દીઠી કે જે સાસલા રંગની અને નબળાં શરીરની હતી. તેની નજરમાં તે તુચ્છ સાલમ પડી, આ કારણથી, કે તેના જનાનાની ઉતરતામાં ઉતરતી બાંડી પણ ખૂબસૂરતીમાં તેના કરતાં વધુ હતી, અને શોભામાં જયાદા. મજનુન ચતુરાઇથી ચેતી ગયો, અને બોલ્યો, "ઓ પાદશાહ! લઇલીની ખૂબસૂરતી ઉપર મજનૂનની ચશમોની બારીમાંથી જોવું ઘટે છે, કે જેથી તેણીને જોવાનો ભેદ તાહરી આગળ ખુલ્લો થઇ જાય.

"તુંને માહરાં દરદ ઉપર રેહમ નહિ આવે; માહરા એક દોસ્તને પણ દરદ થવું જોઇએ,[1] કે જેથી તેની આગળ રાત ને દિવસ કિસ્સો કહ્યા કરૂં. બે બળતણને(૪) સાથે બળવાનું વધારે ખૂશ લાગે છે.

"માહરી માશુકનાં મકાનની જીકર, જે માહરે કાને આવી છે તે, જો તે મકાનનાં ભુરાં કબુતરો સાંભળે, તો તેઓ માહરી સાથે વિલાપ કરે. અરે ઓ વાહલા દોસ્તોનાં મંડળ! જેઓ (મોહબતથી) માફી પામેલા છે[2] તેઓને કહો કે 'હું ખોદા સોડે ચાહુંછ કે દુખીઓનાં દિલની અંદર શું (થાય) છે તે તેઓ જાણે.'

---

૧. અથવા, આ લીટીનો અર્થ એમ પણ થઇ શકે: "માહરો એક દોસ્ત 'હમદર્દ' (યાને, દિલસોજી ધરાવનારો) હોવો જોઇએ."

૨. યાને, જેઓ પ્યારમાં પડેલા નથી.

તનદરેસ્તોને જખમનું દરદ નહિ હોય. હમદર્દી સિવાય (બીજા કોઈને) માહરૂં દરદ હું નહિ કહું. એક ધણી (કે) જેણે પોતાની (આખી) ઉંમરમાં ડંખ ખાધો નહિ હોય તેને ભમરાને વિષે કેહવું હાંસલ વગરનું છે. જ્યાં સુધી તાહરો હાલ અમારા જેવો નહિ થાય ત્યાં સુધી અમારો હાલ તુંને (ફક્ત) કાહાણી (જેવોજ) લાગશે. માહરી અગન તું બીજાની સાથે ના સરખાવ, (કારણ) તેને હાથની ઉપર નિમક (છે) અને મહને તો ઘાયલ થયલા ભાગ ઉપર.



## હેકાયત ૧૯ મી.

હમદાન[1]ના કાઝીને વિષે (એવી) વાત કેહવામાં આવે છે કે તે એક નાલબંદની છોકરી ઉપર મોહિત હતો, અને તેનાં દિલની નાલ આતશની અંદર (હતી.) કેટલોક વખત તેની તલબમાં તે આકુળવ્યાકુળમાં હતો, અને (અંહિ તંહિ) દોડ્યા કરતો, અને ચોકાસી રાખતો, અને શોધતો, અને (એ) બિનાની બાબદમાં (નીચે મુજબ) બોલતો:

"તે સિધું બુલંદ સરોવરનું ઝાડ માહરી નજરમાં આવ્યું, તેણે માહરૂં દિલ (માહરા) હાથથી લુટ્યું, અને પગની નીચે ફેંક્યું. આ (માહરી) શોખ આંખો દિલને ફાંદામાં ખેંચે છે, (અગર) તું ચાહે કે દિલ કોઈને તું નહિ આપે તો (તાહરી) આંખ તું બંધ રાખ."

મેં સાંભળ્યું કે પેલી (છોકરી), કોઈ રસ્તામાં, કાઝીની સામે આવી ઉભી, અને આ (બધા) મામલાનો કંઈક ભાગ તેને કાને આવેલો હતો. નહિ વર્ણવી શકાય એવી રીતે તે છેડાઇ પડી, અને (તેને) બેધડક ગાલો દીધી, અને ભાંડ બોલી, અને

૧. અસલનું એકબતાના, મીડિયાનું રાજધાણી શેહેર.

પથ્થર ઉંચક્યો, અને (તેની) ફજેતી કરવામાં કંઈ પણ બાકી રાખ્યું નહિ. મોતેબર ઓલસાઓમાંનો એક, કે જે તેની સાથે સવારી કરતો હતો, તેને કાઝીએ કહ્યું:

"પેલી માશુક અને તેનું ગુસ્સે થવાનું જોવો, અને (તેનાં) ખાટાં ભવાં ઉપર (ચહડેલો) તેનો મધુર ચિન[1] જોવો.

"અને અરબ કહે છે કે 'એક વાહલીનો ફટકો એ દરાખ (ખાધા બરાબર) છે.'

"તાહરે હાથની મુક્કી મોહડાં ઉપર ખાવી, એ પોતાને હાથે એક નાન ખાવા કરતાં વધારે ખૂશ છે.

"ખચીતજ એની શોખાઈમાંથી ઉદારતાનો પમરાટ નિકળે છે. પાદશાહો સુખન કરડાપણાંથી બોલે છે, પણ અંદરખાનેથી (તો) તેઓ ભલુંજ ઈચ્છે છે.[2]

"તાજી નિકળેલી દરાખ ખાટા સવાદની હોય છે, બે ત્રણ દાહડા તું સબુર કર કે તે મિઠ્ઠી બને."

તે આ (પ્રમાણે) બોલ્યો અને કાઝીપણાંની (પોતાની) ગાદી ઉપર પાછો આવ્યો. ઈનસાફ તોલનારાઓ મધેના કેટલાક, કે જેઓ તેની મિજલસ મધે હતા, તેઓએ ખિદમતની જમીન ચુંમી, (અને કહ્યું) કે "અગર રજા હોય

૧. ચહડાવેલાં ભવાં ઉપરથી પ્રગટી નિકળતી ગુસ્સાની નિશાની.

૨. અસલમાં "શોધે છે" છે.

તો થોડાક સુખન બોલ્યે, જોકે (તેમ કરવું) અદબ તરફ
કરવા જેવું છે, અને બુઝરગોએ કહેલું છે (કે).

"'દરેક સુખનમાં તકરાર કરવી રવા નથી, મોહટા
માણસોની ભુલ પકડવી (એમાં) ખતા છે.'

"પણ (તમો) ખોદાવંદની આગલી મેહરબાની (અમો)
બંદાઓ ઉપર (થયલી) છે, એટલા માટે જે ફાયદાભરેલું
અમો જોઇએ અને (તેની) ખબર (તમોને) અમો નહિ
આપ્યે તો તે એક રીતનું અપ્રમાણિકપણું થાય. સવાબનો
તરીકો એ છે કે આ છોકરીનો લોભ તું નો કર, અને
હવસનો ગાલીચો વિટાળી દે; અને કાજીનો ઓહ્દો ઘણા
ઉંચા દરજ્જાનો છે, કે જેથી કોઈ ધિક્કારભરેલા ગુનાહથી
(તેને) તું ડાઘ નહિ લગાડે. જે કોઈ ધણીએ ઘણાં બેઆબરૂ-
ભરેલાં કામો કીધેલાં હોય તેને (બીજા) કોઈની આબરૂની
શી દરકાર હોય? પચાસ સાલની નેકીવાલાં (એવાં) ઘણાં
નામ (છે) કે જેને (ફક્ત) એકજ બદનામી પાયમાલ
કરી નાખે."

કાજીને (પોતાના) સાચ્ચા મિત્રોની નસીહત પસંદ
આવી, અને (તે) ટોળકીની અક્કલની ખૂબી ઉપર તેણે
આફરીન કીધી, અને તે બોલ્યો, "(માહરા) અજીજ
દોસ્તોની નજર માહરાં કામનાં હિત ઉપર અવશ્ય ભલી છે,
અને (તમોની) તકરાર જવાબ નહિ અપાય તેવી છે, લેકીન

"તું ચાહે તેટલી મહને નસીહત કર, કારણકે એક હબસીનો કાળાશ ધોવાઈ શકશે નહિ.

"તાહરી આહથી કોઈ પણ મહને ગાફેલ બનાવી શકશે નહિ. હું આશું છુંદાયલો સાપ છું, (અને તેથી) હું વલ ખાઈ શકતો નથી."

તે આ બોલ્યો, અને પેલી (માશુક)ની બાબદમાં શોધ કરવા કોઈ લોકોને રોક્યા, અને પુષ્કળ પૈસો રેડ્યો, કારણકે કેહવાયલું છે કે જેનાં તરાજુમાં જર હોય છે તેની બાજુમાં જોર હોય છે, અને (આ) દુનિયાની મુરાદ ઉપર જેનો હાથ પોંહોચતો નથી તેનું આખી દુનિયામાં કોઈ પણ હોતું નથી.

જે કોઇની જર જોય છે તે પોતાનું સર નમાવે છે, અગર તે લોખંડી દાંડીવાળું તરાજવું હોય (તોપણ). ટુંકામાં, એક રાત્રે (તેઓની) ખાનગી મુલાકાત બની શકી, અને તેજ રાત્રે કોટવાલને ખબર પડી. કાજી આખી રાત, શરાબની ખુમારી અને માશુકના મેલાપથી, ખુશાલીનો માર્યો ઉંઘાયો નહિ, અને (આ પ્રમાણે) લલકારવા લાગ્યો:

"મગર આજે રાતે શું આ મરઘો (પોતાના) વખતસર વાસતો નથી? આશકો પોતાની મજાહથી હજી પરવાર્યા નથી. (માહરી) માશુકના રોખસાર, તેનાં તાબદાર ઝુલફાંના પેચમાં, (જાણે) અબનુસની લાકડીના વાંકમાં, હાથીદાંતના દડા મિસાલ (છે.) ફિત્નાની આંખ એક પળ પણ લાગી

નથી. ખબરદાર! બીદાર રહેજે! જેથી (તાહરી આખી) ઉમ્મર અફસોસમાં નહિ જાય. જુમા મસીદમાંથી સહવારની બાંગ, અથવા 'અતાબેક[1]ના મેહલના દરવાજા ઉપરથી નગારાંનો અવાજ તું નહિં સાંભળે ત્યાં સુધી (ફક્ત) સરઘાના બેહુદાં કેહવા ઉપરથી[2] (પોતાની માશુકથી) છુટા પડવું એ મૂર્ખાઇ છે."

કાઝી આ હાલતમાં હતો, એવામાં, તેના નોકરોમાંનો એક, દરવાજામાંથી દાખલ થયો, અને બોલ્યો, "તું બેસી શું રહ્યો છે? ઉઠ! અને તુંને પગ હોય ત્યાં સુધી દોડ! કારણકે અદેખાઓએ તાહરી ઉપર તોહમત મેલ્યું છે, બલ્કે તેઓએ સાચુંજ કહ્યું છે. (વાસ્તે, નાહસ) કે જેથી ફિત્નાનો આતશ કે જે હજી થોડોજ છે તે તદબીરનાં પાણીથી આપણે બેસાડી દઇશું, નહિ તો કે આવતી કાલે જ્યારે તે ભડકો લઇ ઉઠશે ત્યારે એક આલમને લપેટી લેશે." કાઝીએ હસીને તેની તરફ નજર કીધી અને કહ્યું:

---

૧. અતાબેકનો અર્થ શાહજાદાનો શિક્ષક એવો થાય છે. ઈરાનના તુર્કમાની પાદશાહોના એક વંશ આ નામથી ઓળખાતો હતો, કારણકે એ વંશનો પેહલો પાદશાહ, સુલતાન સનજરનો શિક્ષક હતો, કે જેનાથી તે રાજપદ પામ્યો હતો. આ અતાબેકોએ ઇ. સ. ૧૧૪૮ થી તે ૧૨૬૪ સુધી રાજ કીધું હતું, અને એ વંશના છઠ્ઠા અતાબેકને સાઅદીએ પોતાની ગુલેસ્તાન કેતાબ અર્પણ કીધી હતી.

૨. પાંક, મરેયા વાસ્તાંજ.

કેહ કે 'એવા પરથી તાહરો હાથ કોતાહ કર, કારણકે ટુંકા (કદનો) બુદ પોતેજ ડાંખલી ઉપર હાથ પુગાડી શકતો નથી.'

"આવો અજીમ ગુનાહ જે જાહેર થયો છે તે જોતાં તુંને છુટકારો મળી શકે નહિ."

(પાદશાહ) એમ બોલ્યો, અને સજા આપવા માટે ઠેરવેલા લોકો તે (કાઝી)ને બાઝી પડ્યા. કાઝી બોલ્યો, "પાદશાહની ખિદમતમાં માહરે એક સખુન (કેહવો) બાકી (રહ્યો) છે." પાદશાહે સાંભળ્યું, અને કહ્યું, "તે શું છે?" તે બોલ્યો, "ઇતરાજીની બાંહે તેં માહરી ઉપર ખંખેરી, (તેથી) તું એવો લોભ નો રાખતો કે તાહરી દામન (પકડવાથી) હું હાથ ખેંચેલો રાખીશ. આ ગુનોહ, કે જે મેં કીધો છે, તેમાંથી ખલાસ થવું અગર મહાલ હોય તો જે ઉદારતા તું ધરાવે છે તે ઉપર (માહરી) ઉમેદવારી છે."

પાદશાહે કહ્યું, "આ અજબ સરખો રમુજી ટુચકો તું લાવ્યો છે અને આ વિચિત્ર રસિક વચન તું બોલ્યો છે, પણ અક્કલથી ઉલટું છે અને ધર્મ-શાસ્ત્રથી વિરૂદ્ધ છે કે (તાહરી) કાબેલ્યત અને વાકચાતુરી આજે તુંને માહરી શિક્ષાના પંજામાંથી છોડવે. મુનાસેબ હું એ જોઉંછું કે તુંને કિલ્લા પરથી હેઠલ ફેંકું, કે જેથી બીજાઓ તે ઉપરથી ચેતવણી લીએ." તે બોલ્યો, "ઓ જેહાનના માલેક! હું આ ખાનદાનની નિયામતથી ઉછરેલો છું, અને આ ગુનાહ મેં એકલાએ કીધો નથી.

કોઈ બીજાને ફેંકો, કે જેથી હું ચેતવણી લઉં." પાદશાહને હસવું આવ્યું, અને માફીથી તેના ગુનાહનો વિચાર કાહડી નાખ્યો, અને (તેના) દુશ્મનો કે જેઓ તે કાઝીને મારી નાખવાની વાટ જોતા હતા તેઓને કહ્યું:

"ઓ તમો! કે જેઓ પોતાની એબોને લઇ ફરનારા[1] છો, તમો બીજાઓની એબ ઉપર શાને માટે તાના મારો છો?"

---

૧. અસલ શબ્દોનો તરજુમો "પોતાની એબોના હમાલ છો," એવો થાય છે.



## હેકાયત ૨૦ મી.

એક જવાન, શુદ્ધ મનનો અને નેક ચાલનો હતો, કે જે એક ખૂબસૂરત ચેહરાવાલી સાથે (પ્યારથી) બંધાયલો હતો. મેં એવું વાંચ્યું છે કે એક મહાસાગરમાં તેઓ એકક સાથે એક વમલમાં પડ્યાં. રખેને તે હાલતમાં તે મરી જાય તેથી એક ખલાસીએ જ્યારે આવીને તેનો હાથ પકડ્યો, ત્યારે તે મોજાની વેદનાની વચ્ચેથી બોલી ઉઠયો, "મહને છોડી દે, અને મારી માશુકનો હાથ ધર." આ બોલતાંજ જેહાન તેની ઉપર રૂઠી. સાંભળવામાં આવ્યું છે કે (પોતાનો) જાન આપતાં તે (આ પ્રમાણે) બોલતો હતો: "એશકની કથા તું તે બાતલ (માણસ) થી ના સાંભળ કે જે સખ્તીની વેળાએ પ્યારને ભુલી જાય છે." આશકોએ કેવી રીતે જીંદગાની ગુજારી છે તે તેનેથી સાંભળ કે જેની ઉપર વીટેલું છે, કે જેથી તું વાકેફગાર થાય; કાંકે સાઅદી એશકબાજીની રાહ તથા રસમ એવી રીતે જાણે છે કે જેમ બગદાદમાં (લોકો) અરબી ભાષા (જાણે છે.) તું જે દિલબર ધરાવે છે તેનીજ અંદર (તાહરૂં) દિલ બાંધ, અને પછી તમામ આલમથી (તાહરી) ચશમ બંધ રાખ. અગરજો મજનુન અને લયલી (પાછાં) જીવતાં થાય તો એશકની કથા તેઓ આ દફતર ઉપરથી લખે.

બાબ પાંચમો સમાપ્ત.



# બાબ છઠ્ઠો.



## જઈફી અને બુઢાપામાં.



### હેકાયત ૧ લી.



**દમાસકસની** જુમા મસજીદમાં દાનેશમંદોની એક ટોળકી સાથે હું એક (ચોક્કસ બાબદની) તકરાર કરતો હતો. એકાએક, એક જવાન દરવાજામાંથી અંદર આવ્યો અને બોલ્યો, "આ (ટોળકી) વચ્ચે કોઇ (એવો) છે કે જે ફારસી જબાન જાણતો હોય?" તેઓએ માહરી તરફ ઈશારત કીધી. મેં કહ્યું, "ખેર છેની?" તે બોલ્યો (કે) "દોહડસો વરસનો એક ડોસો મોતની વેદનામાં છે, અને ફારસી જબાનમાં કંઈ ચીજ બોલે છે કે જેની અમોને સમજ

પડતી નથી. જો મેહરબાની કરી કદમ ફરમાવવાની તસદી લેશો તો તમોને તેનો બદલો મળશે. બની શકે એવું છે કે તે પોતાનું વસિયતનામું કરે." જ્યારે તેનાં બિછાનાંને માથે હું જઈ ઉભો ત્યારે તે (આ પ્રમાણે) બોલતો હતો:

"મેં કહ્યું (કે) 'થોડીક પળ (હજી માહરી) મરજી મુજબ ગુજારૂં.' અફસોસ! કે દમ લેવાનો રસ્તો (તેટલાં) બંધ થઈ ગયો. અફસોસ! કે (માહરી) ઉંમરની તરેહવાર નિયામતોના ખુમચા ઉપર હું થોડીક પળ જમ્યો તેટલાં તો કેહવામાં આવ્યું (કે) 'બસ!'"

(તે) દમાસકસવાસીઓને આ સખુનોની માએની મેં અરબીમાં કહી સમજાવી. તેની લાંબી ઉંમર અને (પોતાની) હૈયાતી માટેના તેના અફસોસથી તેઓ તાજુબ થયા. મેં કહ્યું, "આ હાલતમાં તું કેમ છે?" તે બોલ્યો, "હું શું કહું?

"તેં નથી જોયું કે જેનાં મોહડાંમાંથી દાંત ખેંચી કાહડવામાં આવે છે તેના જાનને કેટલી સખ્તી પોંહચે છે? તું વિચાર કર કે તે પળે (તેની) શું હાલત હોય કે (જ્યારે) તેનાં વાહલાં શરીરમાંથી તેનો જાન નિકળી જતો હોય."

મેં કહ્યું, "પોતાની કલ્પના તાહરા ખ્યાલમાંથી કાહડી નાખ, અને (એવા) વેહમને (તાહરી) તબિયત ઉપર ફાવવા ના દે, કારણકે યુનાનના ફીલસુફોએ કહેલું છે કે '(ઈનસાનની) દેહ ગમે એવી પણ મજબુત હોય તોપણ હંમેશ સુધી

જીવવાનો ભરૂસો રાખી શકાય નહિ, અને મરજ ગમે એવો પણ ભયાનક હોય તોપણ તે મોતની ચોક્કસ દલીલ કેહ-વાય નહિ.' અગરજો તું ફરમાવતો હોય તો હું એક તબીબને બોલાઉં, કે જેથી તે (તાહરો) ઈલાજ કરે." તેણે પોતાના ડોળા ઉઘાડ્યા અને હસ્યો અને કહ્યું,

"જ્યારે (પોતાના) સોબતીને એક ખખડી ગયલા ડોસા તરીકે પડેલો જોય છે ત્યારે એક કુશળ તબીબ પોતાના હાથ પછાડે છે. શેઠ તો (પોતાનાં) અએવાનને શણગારવાના વિચારમાં છે, (અને) ઈમારત તો પાયાથી બેસી ગયલી અને વેરાન છે. એક બુઢો મોતની કબરમાં પોકારતો હતો, અને (તેની) બુઢિયા તેને ચંદન ઘસડતી હતી. જ્યારે દેહનાં સમતોલપણાંમાં ખલલ પોંહચે છે ત્યારે નથી મંત્ર અસર કરતું કે નથી એલાજ."



## હેકાયત ૨ ૭.



એક બુઢાને માટે વાત કરવામાં આવે છે કે એક (જુવાન) છોકરી સાથે તેણે શાદી કીધી હતી, અને (પોતાનો) ઓરડો માટીથી (લીપીને) શણગાર્યો હતો, અને તેણી સાથે અલગ બેસી રહ્યો હતો, અને પોતાના ડોળા તથા દિલ તેણી ઉપરજ ચીટકાવી રાખ્યાં હતાં. લાંબી રાતો સુધી તે ઉંઘાતો હતો નહિ, અને ટોળ ટપ્પા તથા રસુજી ટુચકાઓ બોલતો હતો. એવું બની શકે કે (આમ કરવાથી) તેણી ધાડી રીતે પલોટાઈ જાય, અને દેહશત નહિ કરે. એમ કરતાં એક રાતે તે બોલ્યો, "તાહરાં બુલંદ નસીબે તુંને યારી દીધી, અને તાહરાં સારાં ભાગ્યની ચશમ બીદાર હતી કે તું (એવા) એક પીર મરદની સોહબતમાં આવી પડી કે જે પાકકેળ, પાહવરદો, જેહાન જોઈ વળેલો, ઠરેલ, દુનિયાની નેકી તથા બદી અનુભવી ચુકેલો, જમાનાની સરદી તથા ગરમી ચાખી ચુકેલો છે, કે જે સોહબતના હક પિછાને છે, અને સોહબતની શરત બજા લાવે છે, જે માયાવંતો અને મેહરબાન (છે), ખૂશ મિજાજનો અને શીરીન જબાનનો (છે.)

"જ્યાં સુધી માહરાથી બની શકે ત્યાં સુધી તાહરૂં દિલ માહરા હાથે હું જીતું, અને અગર તું મહને દુખ દેય તોપણ હું તુંને દુખ નહિ દેઉં. અને જો પોપટની મિસાલ તાહરો ખોરાક શાકર હોય તો (માહરો) મિઠો જાન તાહરી પરવરશીમાં (હું) ફિદા (કરૂં.)

"તું કંઈ એક જુવાનના હાથ પર નથી ફસી ગઈ કે જે ઈત્તર, નફ્ટ, સિહા વિચારનો, અને ભમાતુ હોય, કે જે હર પળે એક (નવો) હવસ બાંધે, અને હર રાતે એક (નવી) જગ્યાએ સુવે, અને હરરોજ એક (નવી) માશુકને પકડે.

"જુવાન્યાઓ ડાહપણવાલા અને ખૂબસૂરત બી (હોય), પણ વફાદારીમાં તેઓ કોઈની સાથે ટકી રેહતા નથી. બુલબુલની ચશમ ધરાવનારાઓથી તું વફાદારી નો ધાર, કારણ કે હર પળે તેઓ જુદાં જુદાં ફુલ ઉપરથી ગાયન કરે છે.

"(અને તે) બુઢાઓથી ઉલટી રીતનું છે કે જેઓ અક્કલ અને અદબથી, અને નહિ કે અજ્ઞાનપણાં અને જવાનીના ફરમાવ્યા મુજબ, જીન્દગાની ગુજારે છે.

"પોતાના કરતાં કોઈ બેહતર (હોય) તેને શોધ, અને તે ગનીમત ગણ, કારણકે જે તાહરા જેવોજ હોય તેની સાથે (તાહરો) વખત બરબાદ જાય."

(પેલો બુઢો) બોલ્યો (કે) "આવી રીતનું મેં (તેણીને ઘણુંક સમજાવ્યું, અને મહને ખ્યાલ ગયો કે તેનું

માહરા ફંદામાં આવ્યું અને તેણી માહરે શેકાર થઈ. એકાએક તેણીએ દુખથી ભરેલી એક સરદ હાય પોતાનાં દિલથી ખેંચી અને કહ્યું, 'આટલા બધા સુખન તું જે બોલ્યો તે, માહરી અક્કલના તરાજુમાં, પેલા એક સુખનની બરાબરનો વજન ધરાવતા નથી, કે જે (સુખન) મેં એક વેળા માહરી દાયાથી સાંભળ્યો હતો, કે જેણી બોલી હતી કે 'એક જવાન ઓરતની ગોદમાં એક બુઢા (ભરથાર) કરતાં એક તીર બેઠેલો ભલો.'"

* * * * *

ટુંકામાં, સુલેહ સંપજથી રેહવાનો (કશો) જોગ હતો નહિ, અને છુટા છેડા કરવામાં (આ બાબદનો) આંકો આવ્યો. જ્યારે તેની એદ્દત[1]ની મુદત ખલાસ થઈ ત્યારે તેણીની શાદીનો ગાંઠ એક જવાન સાથે બાંધવામાં આવ્યો, કે જે તુંદ મિજાજનો, ખાટા ચેહરાનો, ખાલી હાથનો, (અને) બદ ખસલતનો (હતો.) તેણી જાસ્તી અને જફા સેહવતી હતી, અને રંજ અને સંકટ ભોગવતી હતી, અને ખોદાતાલાની મેહરબાનીના શોકર આ પ્રમાણે ગુજારતી હતી, કે "ખોદાની તારીફ હોજો! કે તેણે પેલા રીબાવનાર આજાબમાંથી માહરો છુટકો કીધો, અને આ કાયમ નિયામતે મહને પોંહચાડી."

૧. મુસલમાનોમાં એક ધણી પોતાની પરણેતરને તલાક આપે ત્યારથી તે તેણી પાછી પરણી શકે તે દરમ્યાન ધારાએ ઠેરવેલી જે મુદત પસાર થવી જોઇએ તે મુદત.

"જ્યાં સુધી માહરાથી બની શકે ત્યાં સુધી તાહરૂં દિલ માહરા હાથે હું જીતું, અને અગર તું મહને દુખ દેય તોપણ હું તુંને દુખ નહિ દેઉં. અને જો પોપટની મિસાલ તાહરો ખોરાક શાકર હોય તો (માહરો) મિઠો જાન તાહરી પરવરશીમાં (હું) ફિદા (કરૂં.)

"તું કંઈ એક જુવાનના હાથ પર નથી ફસી ગઈ કે જે ઈત્તર, નફટ, સિહા વિચારનો, અને ભમાતુ હોય, કે જે હર પળે એક (નવો) હવસ બાંધે, અને હર રાતે એક (નવી) જગ્યાએ સુવે, અને હરરોજ એક (નવી) માશુકને પકડે.

"જુવાન્યાઓ ડાહપણવાલા અને ખૂબસૂરત બી (હોય), પણ વફાદારીમાં તેઓ કોઈની સાથે ટકી રેહતા નથી. બુલબુલની ચશમ ધરાવનારાઓથી તું વફાદારી નો ધાર, કારણ કે દર પળે તેઓ જુદાં જુદાં ફુલ ઉપરથી ગાયન કરે છે.

"(અને તે) બુઢાઓથી ઉલટી રીતનું છે કે જેઓ અક્કલ અને અદબથી, અને નહિ કે અજ્ઞાનપણાં અને જવાનીના ફરમાવ્યા મુજબ, જીન્દગાની ગુજારે છે.

"પોતાના કરતાં કોઈ બેહતર (હોય) તેને શોધ, અને તે ગનીમત ગણ, કારણકે જે તાહરા જેવોજ હોય તેની સાથે (તાહરો) વખત બરબાદ જાય."

(પેલો બુઢો) બોલ્યો (કે) "આવી રીતનું મેં (તેણીને) ઘણુંક સમજાવ્યું, અને મહને ખ્યાલ ગયો કે તેનું દિલ

માહરા ફાંદામાં આવ્યું અને તેણી માહરો શેકાર થઈ. એકાએક તેણીએ દુખથી ભરેલી એક સરદ હાય પોતાનાં દિલથી ખેંચી અને કહ્યું, 'આટલા બધા સુખન તું જે બોલ્યો તે, માહરી અક્કલના તરાજુમાં, પેલા એક સુખનની બરાબરનો વજન ધરાવતા નથી, કે જે (સુખન) મેં એક વેળા માહરી દાયાથી સાંભળ્યો હતો, કે જેણી બોલી હતી કે 'એક જવાન ઓરતની ગોદમાં એક બુઢા (ભરથાર) કરતાં એક તીર બેઠેલો ભલો.'"

* * * * *

ટુંકામાં, સુલેહ સંપજથી રેહવાનો (કશો) જોગ હતો નહિ, અને છુટા છેડા કરવામાં (આ બાબદનો) આંકો આવ્યો. જ્યારે તેની એદ્દત[1]ની મુદત ખલાસ થઈ ત્યારે તેણીની શાબદીનો ગાંઠ એક જવાન સાથે બાંધવામાં આવ્યો, કે જે તુંદ મિજાજનો, ખાટા ચેહરાનો, ખાલી હાથનો, (અને) બદ અસલતનો (હતો.) તેણી જાસ્તી અને જફા સેહવતી હતી, અને રંજ અને સંકટ ભોગવતી હતી, અને ખોદાતાલાની મેહરબાનીના શોકર આ પ્રમાણે ગુજારતી હતી, કે "ખોદાની તારીફ હોજો! કે તેણે પેલા રીબાવનારા આજાબમાંથી માહરો છુટકો કીધો, અને આ કાયમ નિયામતે મહને પોંહચાડી."

૧. મુસલમાનોમાં એક ધણી પોતાની પરણેતરને તલાક આપે ત્યારથી તે તેણી પાછી પરણી શકે તે દરમ્યાન ધારાએ ઠેરવેલી જે મુદત પસાર થવી જોઇએ તે મુદત.

ખૂબસૂરત ચેહરો, અને કિનખાબનાં કપડાં, ચંદન અને અગર, અને રંગ અને ખૂશબોઈ અને હવસ એ બધા ઓરતોના શણગાર છે, મરદને માટે તો તેની મરદાનગીજ પુરતો શણગાર છે.

(તાહરી) આ બધી જાસ્તી અને તુંદ મિજાજ છતાં તાહરો નાજ હું ઉઠાઉંછ, કારણકે તું ખૂબસૂરત છે.

કોઈ બીજાની સાથે બેહસ્તમાં હોઉં તે કરતાં તાહરી સાથે આજાબમાં બળી મરવું બેહતર છે. એક રૂપસુંદરીનાં મોહડાંમાંથી કાંદાની બો નિકળે તે એક કદરૂપીના હાથમાંથી ગુલાબ આવે તે કરતાં વધારે સારૂં છે.



## હેકાયત ૩૭.

દિયારબક્ર[1]માં એક બુઢાનો હું મેહમાન થયો હતો, કે જે (બુઢો) પુષ્કળ પૈસો અને એક સોહામણું ફરજંદ ધરાવતો હતો. એક રાતે તે વાત કરવા બેઠો કે "મહને (માહરી) આખી ઉંમરમાં આ સિવાય (બીજું) ફરજંદ થયું નથી. આ ખીણની અંદર એક ઝાડ તીર્થ કરવાની જગ્યા છે, કે જે જગ્યાએ લોકો (પોતાની) હાજત ચાહવા જાય છે. લાંબી રાતો સુધી તે ઝાડની હેઠલ હું ખોદાતાલા આગળ રડેલો છું, જ્યાં સુધી કે તેણે આ ફરજંદ મહને બખશ્યું." મેં સાંભળ્યું કે (તેનો) છોકરો (પોતાના) દોસ્તો આગળ એમ બોલતો હતો, કે "અગર એ ઝાડ ક્યાં છે તે હું જાણતો હતે તો કેવું (ઠીક) થતે, કે જેથી હું દુવા ચાહતે કે માહરો બાપ જલદી મરી જાય." શેઠ તો હરખમાંજ હતા કે "માહરો છોકરો અક્કલવંત છે." અને દીકરાજી તો તાનો મારતા હતા કે "માહરો બાપ બુઢો બુબખ છે."

---

૧. જેને અસલ મેસોપોતેમિયાનાં નામથી ઓળખવામાં આવતો હતો તે મુલક.

વરસો તાહરી ઉપરથી ગુજરી જશે, કે તું તાહરા બાપની ઘોર તરફનો રસ્તો લેશે નહિ. તેં તાહરા બાપની જગ્યાએ[1] શું ભલાઈ કીધી છે, કે જેથી તું તાહરા દીકરાથી તેવીજ ઉમેદ રાખે?

૧. યાને, તાહરા બાપના સબંધમાં.



## હેકાયત ૪ થી.

જુવાનીની ગફ્રીમાં એક દાહડો મેં પુષ્કળ ખધરાવ્યું હતું, અને રાત વેળાએ એક ટેકરીની ટલેટીએ હું થાકેલો પડ્યો હતો. એક નાતવાન બુઢા મરદ કે જે વંજારની પાછળ આવતો હતો તેણે કહ્યું, "સુતોછ શું? કે (આ) કંઈ સુવાની જગ્યા નથી." હું બોલ્યો, "ચાલું શી રીતે? કે ચાલવાના પગ નથી." તેણે કહ્યું, "શું તેં સાંભળ્યું નથી કે પરહેજગાર લોકોએ કહેલું છે (કે) "દોડવું અને થાકવું તે કરતાં ચાલવું અને બેસવું બેહતર?"

ઓ તું કે જે મનજલે પુગવાની તલબમાં છે, તું દોડાદોડી ના કર! અરબી ઘોડો બે શરત શેતાબીથી (દોડી) જાય છે, ઉંટ આસ્તે આસ્તે રાત અને દાહડો ચાલે છે.

## હેકાયત ૫ મી.



એક ચપળ, રમુજી, હસ્તો, ખુશ બોલનારો (અને) મિઠ્ઠી જબાનનો જુવાન અમારી એશરતનાં મંડળમાં હતો. તેનાં દિલમાં કોઈ પણ રીતનો ગમ આવતો હતો નહિ, અને (તેના) હોટ હસવાને લીધે બંધ થતા હતા નહિ. થોડોક વખત નિકળી ગયો કે (જ્યારે) તેની મુલાકાતનો સંજોગ બન્યો નહિ. ત્યાર પછી, કે (જ્યારે) મેં તેને જોયો ત્યારે, તેણે ઓરત કીધેલી હતી અને (તેને) ફરજંદો થયલાં હતાં, અને તેની ખુશ મિજાજીની જડ કપાઇ ગયલી હતી, અને તેના હવસનો ગુલાબ કરમાઇ ગયો હતો.

દુનિયાંએ તેનાં માથાંમાંથી ગરૂરી કાહડી નાખી હતી, (અને) નાતવાનીનું સર તેનાં ઘુટણુ ઉપર (મેલ્કું હતું.)

મેં તેને પુછયું કે "તું કેમ છે? અને આ હાલત શી છે?" તે બોલ્યો, "મહને છોકરાઓ થયા કે મેં વધુ વાર છોકરવાદી કીધી નહિ."

છોકરવાદીપણું ગુજરી ગયું છે અને ઘડપણે માહરી અંદર ફેરફાર કર્યો છે, અને જમાનાનું બદલાવું ચેતવણી આપવાને માટે બસ છે.

જ્યારે તું બુઢો થયો ત્યારે છોકરવાદીથી હાથ ઉઠાવ, રમત અને ટોળ ટપ્પા જવાનોને માટે રેહવા દે.

નોજુવાનની ખુશી તું બુઢાથી નો શોધ, કારણકે (વહી) ગયલું પાણી નાળાંમાં ફરીથી આવતું નથી. વાવેલાં ખેતરમાં જ્યારે કાપણીનો વખત આવી પુગે છે ત્યારે તાજી લીલોતરીની માફક તે શોભતું નથી.

હાય! જવાનીનો દોર માહરા હાથથી ગયો! અફસોસ! તે દિલ બેહલાવનારો જમાનો! સિંહના (જેવા) પંજાનું (માહરૂં) કૌવત જતું રહ્યું, હવે તો ચિત્તા માફક એક પનીરથી હું રાજી (રહું) છું. એક બુઢી સ્ત્રીએ (પોતાના) બાલ કાળા કીધા હતા. મેં તેણીને કહ્યું, "ઓ લાંબા દાહડા કાહડેલી મા! કબુલ કીધું કે (તાહરા) બાલ તેં ઠગાઇથી કાળા કીધા, (પણ) આ વાંકી વળેલી પિઠ (કંઈ) સિધી થનાર નથી."



## હેકાયત ૬ થી.

જુવાનીની જાહેલ્યતમાં એક વખત મેં માહરી મા ઉપર બાંગ મારી હતી. આજુરદેહ દિલની (થઇ) તેણી એક ખુણાંમાં બેઠી અને રડતી રડતી (આ મુજબ) બોલવા લાગી, "મગર (તાહરૂં) બાળપણ તું ભુલી ગયો કે (આવી રીતની) સખ્તી કરેછ?"

એક બુઢિયાએ પોતાનાં ફરજંદને કેવું ખૂશ કહ્યું હતું, જ્યારે તેણીએ તેને ચિત્તાને (નીચે) પાડનારો અને પીલતન (જેવો) જોયો ત્યારે? "અગર તુંને તાહરાં બાળપણના વખતનું (કંઈ) યાદ આવે, કે જ્યારે તું માહરી ગોદમાં નિર્બળ (સરીખો) હતો, તો તું આ દાહડે માહરી ઉપર જફા નહિ ગુજારે કે (જ્યારે) તું શીરમરદ છે, અને હું બુઢી ઓરત."





## હેકાયત ૭ મી.



એક તવંગર બખીલનો છોકરો આજારી પડ્યો. (તેના) નેકખાહોએ તેને કહ્યું, "દરૂસ્ત એ છે કે તેને માટે કોરાન (પઢવી) પુરી કર અથવા (કંઈ) ભોગની ખેરાત કર. બની શકે કે મોહટો અને કીર્ત્તિવંત ખોદા તેને પાછી તંદોરસ્તી બક્ષશે." થોડેક વાર તે આ વિચારમાં ગરક ગયો, અને બોલ્યો, "કિર્ત્તિવંત કેતાબ[1]ને (પઢી) પુરી કરવી એ વધારે સારૂં છે." એક પરહેજગારે (આ) સાંભળ્યું, અને તે બોલ્યો, "કોરાન આખી પઢી જવી તેને પસંદ આવી તે એ કારણથી કે કોરાન એની જીભ ઉપર છે, અને સુન્નું એના જીવ પર."

ભક્તિની ગરદન (નીચી) મેલવા (ઉપર) અફસોસ (હોજો!) અગર તે સાથ તેને (ખેરાત) આપવાનો હાથ (પણ) હતે (તો કેવું બેહુતર!) એક દીનાર (કોઈને આપવો પડે તે)ખાતર ગધેડાની માફક તેઓ કાદવમાં (ચીટકી) રહેશે, અને અગર "અલહુમ્દ"[2] તું (એક વખત) બોલવા કહશે તો તેઓ એકસો (વખત) બોલશે.

---

૧. યાને, કોરાન.

૨. ખોદાની સેતાયશ માટેનો "અલ હમ્દોલ્લા"વાલો વાક્ય.

## હેકાયત ૮ મી.

એક બુઢા શખ્સને કેહવામાં આવ્યું (કે) "તું શા માટે બાયડી કરતો નથી?" તેણે કહ્યું, "બુઢી ઓરતો ઉપર મહને પ્યાર નથી." તેઓ બોલ્યા, "જ્યારે તાહરી સોડે પૈસો છે ત્યારે તું જવાન (ઓરત) કર." તેણે કહ્યું, "હું કે જે બુઢો છું તો બુઢી ઓરતો ઉપર માહરો પ્યાર નથી, (તેમ) તેણી કે જે જવાન હશે તે હું કે જે બુઢો છું તેની સાથે દોસ્તી બાંધશે નહિ."

સીતેર વરસનો ડોસો જુવાનીનો દેખાવ કરવા જાય છે; જન્મથી આંધલો હોય તે સ્વપનામાં આંખ જોવાથી દેખતો થતો નથી.

*    *    *    *    *

બાબ છઠ્ઠો સમાપ્ત.



# બાબ સાતમો.

## તરબિયતની તાસીરમાં.



### હેકાયત ૧ લી.



વજીરોમાંના એકને આંધલાં દિલનો[1] એક છોકરો હતો. (તેને) એક દાનેશમંદ આગલ તેણે મોકલ્યો, (એમ કેહવાડીને) કે "આને કંઈ તરબિયત આપ કે જેથી તે અક્કલવાલો થાય." તેણે થોડેક વખત તેને તાલીમ આપી, (પણ) તેની (કશી) અસર થઈ નહિ. તેણે કોઈને તેના બાપ આગલ મોકલ્યો કે "આ છોકરો કંઈ અક્કલવાલો થનાર નથી, અને મહને એણે દીવાનો કીધો છે."

---

૧. યાને, મૂર્ખ અને અક્કલહિન.

(ઈનસાનનું) અસલ ગોહર જ્યારે કાએલ હોય ત્યારે (જ) તરબિયત તેની અંદર અસર કરી શકે. જે લોહું બદગોહર હોય તેને અચ્છી સીકલ કીધી હોય એમ (કોઇ) જાણતું નથી. (જોઇએ તો) કુતરાને સાતે સમુદરમાં તું ધો, (પણ) જ્યારે પણ તે ભીંજાશે ત્યારે તે વધારે ગંદો બનશે. ઈસાનો ગધેડો અગર મક્કેબી જાય, તોપણ જ્યારે (પાછો) આવે ત્યારે હુજી પણ તે ગધેડોજ રેહવાનો.



## હેકાયત ૨ જી.



એક ફીલસુફ (પોતાના) છોકરાઓને (આ પ્રમાણે) શિખામણ આપતો હતો: "ઓ બાવાના જાન! તમો હુન્નર શિખો! કારણકે દુનિયાની માલ-મિલકત અને દોલત ભરૂસાને લાયકની નથી, અને રૂપું અને સોનું (આ દુનિયાની) સફરમાં ધાસ્તીનો સબબ (એમ) થઈ પડે છે કે ચોર એકદમ તે લઇ જાય, અથવા તો ધણી (પોતેજ) તે રફતે રફતે ખાઈ જાય. પણ હુન્નર (તો) એક જીવતો ચશમો છે, અને જાવેદાન ટકી રહે એવી દોલત (છે.) અગર હુન્નરમંદ દોલત ઉપરથી ગબડી જાય તોપણ તેનો ગમ નહિ હોય, કારણકે હુન્નર ખુદ જાતેજ દોલત છે. જ્યાં પણ તે (હુન્નરમંદ) જાય છે ત્યાં (પોતાની) કદર પિછાનાતી તે જોય છે, અને આગેવાન જગ્યાએ તે બેસે છે, અને વગર હુન્નરનો ટુકડાઓ વીણે છે અને સખ્તી જોય છે."

જાહોજલાલી (ભોગવ્યા) પછી (કોઇનો) હોકમ ઉઠાવવો, (અને) લાડની આદત પડ્યા (પછી) લોકોનો જુલમ ખમવો એ ઘણું કઠણ છે.

એક વખત શામ[1]માં ફિત્નો ઉઠયો; દરેક જન ખુણે ખંટોલે જઇ ભરાયા. દાનેશમંદ ગામડિયાજાદાઓ પાદશાહની વજીરીએ પોંહુચ્યા, અને વજીરના કમઅકલી દીકરાઓ ગામડાંમાં ભીખ માગવા લાગ્યા.

(અગર તાહરા) બાપની મિરાસ તું ચાહતો હોય તો (તાહરા) બાપનો હુન્નર તું શિખ, કારણકે બાપનો માલ તો તું દસ દાહડામાં ખરચી ખાઈ શકે.

---

૧. Syria.



## હેકાયત ૩ ૭.

જમાનાનો એક વિદ્વાન એક પાદશાહજાદાને તાલીમ આપતો હતો. તે તેને ઘાટકી રીતે ફટકા મારતો હતો, અને હદ બાહેર ઝંજેરી કાહડતો હતો. એક વેળા, તે (માર) નહિ ખમાવાને લીધે, છોકરાએ બાપ આગલ ફરિયાદ કીધી, અને (પોતાનાં) દરદ થતાં દિલ ઉપરથી કપડાં ઉંચક્યાં.[1] બાપને દિલમાં ગુસ્સો આવ્યો. તેણે ઉસ્તાદને બોલાવ્યો, અને કહ્યું, "આટલી બધી જફા અને ધાકધમકી, લોકોના છોકરાઓને માટે તું રવા ધારતો નથી, કે જેટલી માહરાં ફરજંદને માટે (તું ધારે છે.) (એનો) સબબ શું છે?" તે બોલ્યો, "સબબ એ કે વિચારવંત સખુન બોલવા અને પસંદકારક કામ કરવાં એ સાધારણ રીતે કુલ ખલકતને ઘટે છે, અને પાદશાહોને (તો) ખસુસ કરીને, એ કારણે કે તેઓના હાથ અને જબાનથી જેણી નિકળે છે તે કોઇ પણ રીતે લોકોને મોહડે બોલાય છે, અને આમ લોકોની બોલવા તથા કરવા ઉપર એટલો બધો ઇતબાર હોતો નથી.

"અગર દરવીશથી સો નાપસંદ (કામ) બને તોપણ તેના રફીકો તે સો મધેનું એક પણ જાણશે નહિ; અને

૧. યાને, કપડાં ઉઠાવી મારની નિશાનીઓ બતાવી.

અગર સુલતાનથી એક નાપસંદ (કામ) બન્યું તો લોકો તે મુલકે મુલક પોંહચાડશે.

"આટલા કાજે પાદશાહજાદાના શિક્ષક માટે (આ) વાજબી છે કે ખોદાવંદજાદા—(કે જેઓને) ખોદા સુંદર ઝાડ બનાવે તેઓ—ની ચાલચલણ સુધારવા માટે, આમ લોકોના બાળમાં કરવામાં આવે તે કરતાં તેઓએ વધુ કોશેશ કરવી.

"જેને પણ બચપણમાં કેળવવામાં આવ્યો ન હોય તે મોટપણમાં સુખી થવાનો નથી.[1] લીલાં લાકડાંને તું જેવું ચાહે તેવું વાળી શકશે, સુકું (લાકડું) આતશ સિવાય સિધું થનાર નથી."

પાદશાહને (પેલા) વિદ્વાનની તદબીરની ખૂબી અને તેના જવાબની તકરીર પસંદ આવી. તેને સરપાવ તથા દોલત બખશયાં, અને તેનો દરજ્જો તથા ઓહ્દો બુલંદ કીધો.

---

૧. અસલ ફારસીનો બોલેબોલ અર્થ અતરે કર્યે તો એમ થાય કે "મોટપણમાં સુખ તેની ઉપરથી ઉઠી જશે."



## હેકાયત ૪ થી.

પશ્ચિમના મુલકમાં મેં એક નિશાળના શિક્ષકને દીઠો કે જે (એવો તો) ખાટા ચેહરાનો અને કડવું બોલનારો, બદ ખસલતનો અને માણસોને ઈજા દેનારો, ભિખારી તબેહનો અને અમિતાહારી (હતો) કે મુસલમાનોનું સુખ તેને જોવાથી તબાહ થતું હતું, અને તેનાં કોરાન વાંચવાથી લોકોનાં દિલ સીહા બનતાં હતાં. પાકીજેહ છોકરાઓ અને કુંવારી કન્યાઓની એક સંખ્યા તેની જફાના હાથ ઉપર ફસેલાં (હતાં.) નહિ હતી તેઓને હસવાની હિમ્મત, કે નહિ બોલવાની હામ. કોઇ વેળા તે કોઇ એકના રૂપેરી ગાલ ઉપર તમાચો મારતો, અને (કોઇ વેળા) તે કોઇ બીજાના બીલોરી પગ શિકંજામાં મેલતો. ટુંકામાં, મેં સાંભળ્યું કે તેનાં અંતરની ભુંડાઈ વિષે લોકોને કાંઇક આલમ પડ્યું. તેઓએ (તેને) માર માર્યો અને હાંકી કાહડ્યો. પછી તે વખતે તેઓએ (તે) નિશાળ એક ભલાં માણસને સોંપી, (કે જે) નરમાશવાળો, પરહેજગાર અને સહનશીલતાવાળો એક નેક મરદ (હતો, અને) જે જરૂર સિવાય સખુન બોલતો ન હતો, અને કોઇને પણ દુખ ઉપજવાનું કારણ તેની જબાન ઉપર જતું ન હતું. છોકરાઓનાં મનમાંથી (પેલા) પેહલા ઉસ્તાદની ધાસ્તી નિકળી ગઈ. (તે)

બીજા ઉસ્તાદને તેઓએ ફરેશ્તાઈ ખસલતનો દીઠો. દેવની માફક તેઓ અકેક સટકી જવા લાગ્યા, અને પેલાની નરમાશના ભરૂસા ઉપર એલમ (શિખવાનો) છોડી દીધો. એ મુજબ (પોતાના) વખતનો મોહટો ભાગ તેઓ ખેલવા સાથે બેસતા, અને (પોતાની) પાટી ખરાબ કરી તે ધોતા, અને અકેકનાં માથાં ઉપર તે ભાંજતા.

જ્યારે શિખવનારો ઉસ્તાદ કમ ઈજા દેનારો હોય ત્યારે છોકરાઓ બજારમાં (જઈને) રીંછ-દાવ રમે.

બે અઠવાડિયાં પછી તે નિશાળના દરવાજા આગળથી હું પસાર થયો. મેં પેહલાજ ઉસ્તાદને (ત્યાં પાછો) જોયો. તેઓએ (તેનું) દિલ ખૂશ કીધું હતું અને તેની જગ્યાએ તેને પાછો લાવ્યા હતા. ગેરઈનસાફથી હું દુખ પામ્યો અને "લા હઉલ"[1] બોલ્યો કે "એબલીસને વળી ફરીથી ફરૈશ્તાઓનો શિક્ષક શા માટે બનાવવામાં આવ્યો?" એક રમુજી, દુનિયા દીઠેલા બુઢા શખ્સે (આ) સાંભળ્યું. તે હસ્યો અને બોલ્યો:

"એક પાદશાહે (પોતાના) દીકરાને નિશાળે મોકલ્યો, (અને) રૂપાંની પાટી (તેની) બગલમાં મેલી. (તે) પાટીને મથાલે સુન્નેરી (હરફે) લખ્યું હતું કે 'બાપની મેહરના કરતાં ઉસ્તાદનો જુલમ બેહતર.'"

૧. જુઓ સફે ૨૫૦ ઉપર આપેલી ફુત-નોત.



# હેકાયત ૫ મી.

એક પરહેજગાર શખ્સના છોકરાને (પોતાના) કાકાના વારસામાં બેશુમાર દોલત હાથ આવી. તેણે બદફેલી અને વ્યભિચાર શરૂ કર્યાં, અને લખલુટપણું ચલાવવા માંડ્યું. ટુંકમાં, સઘળા ગુનાહો અને બદીમાંથી કંઇ એવું બાકી નહિ રહ્યું કે જે તેણે નહિ કીધું હોય, અને કોઇ પણ નીશો (એવો નહિ હોય કે જે) તેણે નહિ અજમાવ્યો હોય. એક વેળા મેં તેને શિખામણ લેખે કહ્યું, "હે બેટા! આવક (એ) વેહતું પાણી છે, અને એશ (એ) ફરતી ચક્કી છે, એટલે કે પુષ્કળ ખરચ રાખવો એ તે ધણીનેજ છાજે કે જે બાંધેલી આયપત ધરાવતો હોય.

"જ્યારે તુંને આવક નહિ હોય ત્યારે ખરચ ઘણો ધીરેથી કર, કારણકે ખલાસીઓ એક ગીતમાં (આ પ્રમાણે) બોલે છે કે, 'અગર વરસાદ (ફક્ત) એક સાલ પાહાડો ઉપર નહિ વરસે તો દેજલે[1] નદી એક સુક્કું નાળું બની જાય.'

"અક્કલ અને લાયકી એખત્યાર કર, અને મોજમજાહ અને હલકાઈ છોડી દે, કારણકે જ્યારે (તારી) દોલતનો

1. Tigris.

આંકો આવશે ત્યારે તુંને સખ્તી વેઠવી અને પશેમાની કરવી પડશે." પેલા છોકરાએ રંગરાગ અને શરાબબાજીના ચડસમાં આ સખુનો કાન ઉપર લીધા નહિ, અને માહરા બોલવા સામે વાંધો લીધો કે હમણાંનાં સુખને ભવિષ્યનાં દુખને ખાતર ખરાબ કરવું એ ડાહપણવાળા ધણીઓનાં મતથી ઉલટું છે.

"મુરાદ પામેલા અને નેકબખ્તીના સાહેબોએ (ફક્ત) દુખની ધાસ્તીથીજ સખ્તી શા માટે ખેંચવી જોઇએ? જા ઓ તું દિલને રોશન કરનારા દોસ્ત! અમન ચમન કર આવતી કાલનો ગમ આજે ખાવો જોઇતો નથી.

"માહરે તો ત્યારે એથી પણ ઓછો વિચાર રાખને જોઇએ, કારણકે હું પરોપકારપણાંની ગાદી ઉપર બેઠેલો છે અને સખાવતનો ગાંઠ મેં બાંધેલો છે, અને માહરી બખ્શેશનો જીકર આમ લોકોનાં મોહડાંમાં ચાલુ છે.

"જે કોઈ ઉદારતા અને સખાવતથી જાણીતો થયો છે, તેણે પોતાના દિરમ ઉપર બંધ મુકવો જોઇતો નથી. જ્યારે (તાહરૂં) નેક નામ મોહલ્લામાંથી બાહેર નિકળ્યું ત્યારે તાહરા ચેહરા સામે તું દરવાજો બંધ કરી શકે નહિ."

મેં જોયું કે તે શિખામણ લેતો નથી અને માહરો ગરમ દમ તેનાં સરદ લોહડાં ઉપર (કશી) અસર કરતો નથી. તેને શિખામણ આપવાનું મેં છોડી દીધું અને તેની સોહબતથી મેં (માહરૂં) મોહડું ફેરવ્યું, અને ફિલસુફોના વચન મુજબ હું

ચાલ્યો, કે જેઓએ કહ્યું છે, "તાહરી ફરજ છે તે મુજબ તું સલાહ આપ, પણ જો તેઓ તે નહિ સાંભળે તો તુંને શું મુજાકો છે?

"અગરચે તું જાણે કે તેઓ નથી સાંભળવાના, તોપણ જે કાંઈ નસીહત અને શિખ તું જાણતો હોય તે કેહજે. જલદીથી બનશે કે તે માથાંના ફરેલાને બંધે પગે બેડીમાં પડેલો તું જોશે. (ત્યારેજ) તે હાથ ઉપર હાથ અફાલશે (અને બોલશે) કે 'અફસોસ! (કે) દાનેશમંદોની વાત મેં સાંભળી નહિ!'"

ત્યાર પછી થોડીક મુદતે, તેની અવદશા વિષે મેં જે ધાસ્તી રાખી હતી તે ખરી પડેલી મેં જોઈ, કે થિગડાં ઉપર ગડાં તે સીવતો હતો અને કકડા બુકલા ભેગા કરતો હતો. ના હાલની આવી નાચારી જોઇ માહરૂં દિલ ભરાઈ આવ્યું. ાવી સ્થિતિમાં (તે) બાપડાના જખમને ઠપકાથી ધવડવાનું અને (તે ઉપર) નિમક છાંટવાનું મેં માણસાઇભરેલું જોયું નહિ. હું મન સાથેજ બોલ્યો, "નીચ માણસ છાકટપણાંની ધુંઈમાં તંગદસ્તીના દાહડાનો (કશો) અંદેશો કરતો નથી. ઝાડ, બાહરની મોસમમાં, ફળતું થાય છે, તેથીજ તે શિયાળામાં પાંદડાં વિનાનું રહે છે."



# હેકાયત ૬ થી.



એક પાદશાહે (પોતાના) એક દીકરાને એક ઉસ્તાદને સોંપ્યો, અને કહ્યું, "આ તાહરૂંજ ફરજંદ છે. તું એને એવી રીતેજ કેળવણી આપજે કે જાણે તે તાહરાં ફરજંદોમાંનું એક હોય." તે બોલ્યો, ("આપનો) હોકમ બજા લાવીશ." થોડાંક વર્ષ તેની પાછળ તેણે મેહનત લીધી, અને કોશેશ કીધી, પણ કંઈ વળ્યું નહિ. અને તે ઉસ્તાદના બેટાઓ વિદ્વતા અને વાક્ચાતુર્યમાં પરિપૂર્ણ બન્યા. પાદશાહે પેલા દાનેશમંદને ઝંઝેરી કાહડ્યો અને ઠપકો આપ્યો કે, "તાહરાં વચનથી તું ઉલટો ચાલ્યો અને વફાદારીની શરત તું બજા લાવ્યો નહિ." તે બોલ્યો, "દુનિયાના ખોદાવંદનાં આલમને સણગાર આપનારાં ડાહપણથી (આ) છુપું નથી કે કેળવણી એક સરખીજ છે, પણ બુદ્ધિ-બળમાં ફેર રહે છે.

"જોકે સોનું અને રૂપું પથ્થરમાંથી નિકળે છે, તોપણ, દરેક પથ્થરમાં સોનું અને રૂપું રેહતું નથી. યમનનો સેતારો[1]

---

૧. Canopus.

સારી આલસ ઉપર ચમકે છે, તોપણ કોઈ જગે તે સાદું ચામડું બનાવે છે (અને) કોઇ જગે ચામડું સુગંધી કરે છે.[1]

૧. સોહીલ અથવા "યમનના સેતારા" માટે એવું કહેવાય છે કે ચામડાંઓ ઉપર તે ચમત્કારીક અસર ઉપજાવે છે. જ્યારે આસ્માન ઉપર તે દેખાવ દેનાર હોય છે ત્યારે સેતારેશેનાશો તે વિષેની ખબર હેજાઝના લોકોને આપે છે, જેઓ પોતાની સોડેનાં ચામડાં પોતાનાં ઘરોની દિવાલો અને છાપરાંઓ ઉપર પાંથરી નાખે છે, કે જેથી એ સેતારાના કિરણ તેની ઉપર પડે. આ કિરણો ચામડાંઓને સુગંધી બનાવવાનો ગુણ ધરાવતાં માનવામાં આવે છે.



## હેકાયત ૭ મી.

મુરશ્શદી પીરો મધેના એકને વિષે મેં સાંભળ્યું છે કે તે પોતાના ચેલાને (એવું) કેહતો હતો કે, "હે બેટા! આદમીનું ધ્યાન જેટલું પોતાની રોજી ઉપર છે તેટલું અગર રોજીના આપનાર (ખોદા) ઉપર હોય, તો દરજ્જામાં તે ફરેશ્તાઓ કરતાં ચહડે.

"તું એક બિયાંના આકારમાં દટાયલો અને હોશ વગરનો હતો તેવી હાલતમાં ખોદા તુંને ભુલી ગયો ન હતો. તેણે તુંને જાન અને અક્કલ અને ખાસિયત અને સમજ-શક્તિ અને ખૂબસૂરતી અને વાચા અને બુદ્ધિ અને વિચાર શક્તિ અને હોશ આપ્યાં; દસ આંગલાં તાહરા હાથ ઉપર તેણે ગોઠવ્યાં, અને તાહરી બંધે બાજુ તાહરાં ખભાં ઉપર જોડી; (અને) હવે તું એવું ધારે છે, ઓ નાચીજ હિમ્મતના! કે તાહરી રોજી તે ભુલી જશે?"



## હેકાયત ૮ મી.

મેં એક અરબને દીઠો કે જે (પોતાના) દીકરાને (આ મુજબ) કેહતો હતો, "ઓ માહરા બેટા! કિયામતને દાહડે તુંને એમ નહિ પુછવામાં આવશે કે 'તું કોણ ખાનદાનથી ઉતરી આવેલો છે?' પણ એમ પુછશે કે 'તાહરી કરણી કેવી રીતની હતી?' યાને, ઓ દીકરા! તુંને કિયામતને રોજ પુછવામાં આવશે કે, 'તાહરા ગુણ શું છે?' એમ નહિ કેહશે કે 'તાહરો બાપ કોણ છે?'"

કઅબા ઉપરનું કપડું જેને લોકો બોસો લેય છે તે કંઈ રેશમના કીડામાંથી નિકળવાથી નામવર થયું નથી. તે એક ઈજતવાળાની સાથે થોડાક દિવસ બેહું (અને) આખરે તેના જેવું માનસરતબાવાળું બન્યું.



## હેકાયત ૯ મી.



ફીલસુફોની કેતાબોમાં (એવું) કહેલું છે કે જેમ સર્વ હેવાનોમાં બને છે તેમ વિંછુનો જન્મ રાબેતાની રીતે થતો નથી, પણ તે (પોતાની) માતાનાં આંતરડાં ખાઈ જાય છે, પછી તેનું પેટ ફાડે છે અને જંગલનો રસ્તો ધરે છે, અને જે છલતાં વિંછીનાં ઘરમાં પહેલાં લોકો જોય છે તે એની નિશાન છે. એક વેળા આ વાત મેં એક બુજરોગ આગળ કીધી. તેણે કહ્યું, "માહરૂં દિલ આ સુખનની સચ્ચાઈ વિષે ગ્વાહી આપે છે, અને આ સિવાય (બીજું) હોઇ શકે નહિ; જ્યારે બચપણની હાલતમાં (પોતાની) માતા સાથે તેઓ આવી રીતે વર્તે છે ત્યારેજ આખરે મોતપણમાં તેઓને કોઇ પસંદ કરતું નથી અને ચાહતું નથી."

એક છોકરાને તેના બાપે નસીહત દીધી, કે "ઓ જવાન મર્દ! આ શિખામણ તું યાદ રાખજે, (કે) જે કોઇ પોતાનાંઓની સાથે વફાદારી કરતો નથી તે દોસ્તદારી ધરાવનારો અને દોલતમંદ થતો નથી."

વિંછીને લોકોએ કહ્યું, "શિયાળામાં તું શા માટે બાહેર આવતો નથી?" તેણે કહ્યું, "ઉન્હાળામાં મહને શું હોરમત હોય છે કે શિયાળામાં હું બાહેર નિકળું?"



## હેકાયત ૧૦ સી.



એક દરવેશની બાયડીને હમેલ રહ્યા, (અને) હમેલની મુદત તમામ થવા આવી. દરવેશને (તેની) આખી ઉંમરમાં (કશું) ફરજંદ થયું હતું નહિ. તે બોલ્યો, "અગર ખોદાતાલા મહને એક દીકરાની બખ્શેશ કરે તો આ ફકીરી ઝભ્ભો જે માહરાં આંગ ઉપર છે તે સિવાય જે પણ માહરી માલેકીનું છે તે હું ફકીરોને દાન કરીશ. એતેફાક એવો બન્યો કે તેને દીકરો અવતર્યો. દરવેશે ખુશાલી કીધી, અને (પોતાની) માનંતા મુજબ દોસ્તોને માટે સુફરો બીછાવ્યો. થોડાંક વર્ષ પછી જ્યારે શામ[1]ની સફરથી હું પાછો ફર્યો ત્યારે તે દોસ્તના મોહલ્લામાંથી હું પસાર થયો, અને તેની હાલત વિષે પુછપરછ કીધી. લોકોએ કહ્યું, "તે તો કોટવાલનાં બંદીખાનાંમાં પડેલો છે." હું બોલ્યો, "તેનો સબબ શું?" તેઓએ કહ્યું, "એના દીકરાએ દારૂ પી તોફાન કીધું, અને કોઇનું લોહી રેડી શેહેરમાંથી નાહસી ગયો. એ કારણને લીધે એના બાપનાં ગલાંમાં જંજીર અને પગમાં બેડી પડી છે." મેં કહ્યું, "આ બલા તેણે, હાજત લેખે, ખોદા સોડે માગી લીધી છે."

---

1. Syria.

એ હોશ ધરાવનાર મરદ! હમેલદાર ઓરતો અગર જણતી વખ્ત સાપને જન્મ આપે તે ડાહપણવાળા મરદોની નજદીક બેહતર છે, તે કરતાં કે તેઓ બદકાર ફરજંદો જણે.



# હેકાયત ૧૧ મી.

હું બાળક હતો ત્યારે મેં એક ઉમ્મરે પુગેલાને જુવાની કુટવા વિષે પુછયું. તેણે કહ્યું, "ચોપડીઓમાં લખેલું છે કે જુવાનીનું કુટવું ત્રણ ચિન્હ ધરાવે છે: એક, પંદર સાલની ઉમ્મર, બીજું, * * અને ત્રીજું, * * * * પણ ખરેખર તો તેની એકજ નિશાન હોય છે, (અને તે એ) કે તું તાહરા હવસોના વિચારમાં રહે તે કરતાં કીર્ત્તિવંત અને મોહટા ખોદાને રાજી રાખવાના વિચારમાં વધુ રહે. અને જેની પણ અંદર આવો ગુણ હસ્તી ધરાવતો નથી તે આત્મ-જ્ઞાનીઓની નજદીક જુવાનીએ પુગેલો (ગણાતો) નથી.

ચાલીસ દિવસ ગર્ભસ્થાનમાં રેહવાથી પાણીનું એક ટીપું આદમીની સૂરતનું બન્યું. પણ અગર એક ચાલીસ વર્ષનાને અકલ અને અદબ નથી હોતી તો ખચીતજ તેને આદમી કેહવો જોઈતો નથી.

જવાનમર્દી અને પરોપકાર અને માણસાઈ એ સઘળાંને તું (કંઈ) શારીરિક આકાર સમજતો ના. એવાનોની અંદર હિંગલા અને જંગાલથી ચિતાર પાડી શકવા માટે હુન્નરની જરૂર છે. જો ઈનસાનની અંદર ભલાઈ અને પરોપકાર હોય નહિ તો (પછી) દીવાલ ઉપરના ચિતાર અને આદમીની વચ્ચે ફરક શો રહ્યા? દુનિયા હાથ કરવી એમાં કંઈ હુન્નર નથી, અગરજો તાહરાથી બની શકે તો કોઈ એકનું દિલ તું હાથ કર.

# હેકાયત ૧૨ મી.



એક વર્ષે મક્કે હજ કરવા જનારા પાંઉધ્યાદાઓ વચ્ચે એક કજીયો જાગ્યો, અને આ લખનાર પણ તે સફરમાં પાંઉધ્યાદો હતો. ઈનસાફ વિના, એક બીજાંનાં માથાં અને મોહડાં ઉપર અમો તુટી પડ્યા, અને ગાળગલોચ અને મારામારીને ઈનસાફ આપ્યો. ઉંઠની એક બાજુએ ડોલીમાં બેઠેલા એક ધણીને બીજી બાજુએ બેઠેલા પોતાના સોબતીને (એવું) કેહતાં મેં સાંભળ્યો, (કે) "(આ) બહુ અજબ વાત (છે) કે હાથીદાંતનાં પ્યાદાં જ્યારે શેત્રંજનું પાટીયું તમામ પસાર કરી આવે છે ત્યારે તેઓ વજીર બને છે, યાને, પોતે હતાં તે કરતાં વધારે ચહડતાં થાય છે. પણ હજના આ પાંઉધ્યાદાઓ જંગલ પસાર કરી આવે છે અને (તોપણ) તેઓ બદતર બને છે."

માણસોને હેરાન કરનારો હાજી કે જે ખલકના ચામડાંના ઝભ્ભા ફાડી નાખે છે[1] તેને તું કહે કે 'તું હાજી નથી, ઉંઠ (હાજી) છે, એ કારણ માટે કે તે બીચારૂં કાંટા ખાય છે, અને ભાર ઉંચકી જાય છે.'"

---

૧. યાને, તેમની બદગોઈ કરે છે.



## હેકાયત ૧૩ મી.



એક મરદને આંખનું દરદ થયું. તે એક જાનવરના વૈદ સોડે ગયો, કે "માહરી દવા કર." તે વૈદ ચોપગાંઓની આંખમાં જે (દવા) તે વાપરતો હતો, તે તેની આંખમાં આંજી. તે આંધળો થયો. કજીયો હાકેમ સોડે લઈ જવામાં આવ્યો. તેણે કહ્યું, "એ (વૈદ)ની ઉપર કંઈ દાવો ચાલે નહિ. અગરજો આ ધણી ગધેડો ન હતે તો જાનવરના વૈદ સોડે તે જતે નહિ." આ સુખનની મકસદ એટલીજ છે કે તું જાણે કે હર કોઈ કે જે એક વગર અજમાવેલા ધણીને મોહટું કામ સોંપે છે તે (આખરે) પસ્તાવો ખાય છે, અને દાનાવોની નજદીક તે હિન-અક્કલનો ગણાય છે.

રોશન્ન અક્કલનો, ડાહપણવાળો ધણી એક હલકા માણસને જોખમભરેલાં કામો સોંપતો નથી. સાદડી વણનારો (પોતે) જોકે એક વણકર છે, તોપણ લોકો તેને રેશમનાં કારખાનાંમાં લઈ જતા નથી.



## હેકાયત ૧૪ મી.

બુજરોગ ઈમામો મધેના એકનો એક છોકરો મરણ પામ્યો. લોકોએ તેને પુછયું, કે "તેની ઘોરની સનદુક ઉપર શું લખ્યે?" તેણે કહ્યું, "કીર્ત્તિવંત કેતાબ[1]નાં પદોનાં માન અને મરતબો આવી જગાઓ ઉપર તે લખવાં રવા ગણાય તે કરતાં ઘણાં વધારે છે, કારણકે વખત જતાં તે ઘસાઈ જશે, અને લોકો તેની ઉપરથી પસાર થશે, અને કુતરાંઓ તેની ઉપર સુતરશે. અને અગરજો કંઈ ચીજ લખવાની જરૂરજ હોય તો આ બે બેત બસ થશે:

"આહ! જ્યારે બાગમાં સબજો ખીલતો હતો ત્યારે માહરૂં દિલ કેવું ખુશ થતું હતું! અરે દોસ્ત! તું પસાર થા, જ્યાં સુધી કે વસંત રૂતુને વખતે માહરી માટી ઉપર સબજો ખીલેલો તું જોય."

---

૧. યાને, કોરાન.



## હેકાયત ૧૫ મી.



એક પરહેજગાર શખ્સ દોલતમંદો મધેના એક આગળથી પસાર થયો કે જેણે એક ગોલામના હાથ અને પગ બાંધ્યા હતા અને તેને સજા કરતો હતો. તેણે કહ્યું, "ઓ બેટા! તાહરા સરખા એક પેદા કીધેલાને, મોહટા અને કીર્ત્તિવંત ખોદાએ, તાહરા હોકમનો બંદો બનાવેલો છે, અને તુંને તેની ઉપર સરસાઈ આપી છે. (વાસ્તે) ખોદાતાલાના શોકર કર, અને આટલી બધી જફા એની ઉપર નો ગુજાર, કારણકે આવતી કાલે એ તાહરા કરતાં સરસ થશે અને તુંને શરમાવું પડશે."

(તાહરા) બંદા ઉપર ઘણો ગુસ્સો ના કર, તેની ઉપર જોરજુલમ ના કર, અને તેનું દિલ ના દુખવ. તેને તેં દસ દેરમ માટે ખરીદયો છે, પણ આખરે કંઈ તાહરી કુદરતથી તેં તેને પેદા કીધો નથી. આ હોકમ કરવાનું અને ગરૂરી અને ગુસ્સો ક્યાં સુધીનો? તાહરા કરતાં વધારે મોહટો ખોદાવંદ છે. ઓ તું અરસલાન[1] અને આગુશ[1]ના ધણી! તાહરી પોતાની ઉપર ફરમાન ચલાવનાર[2]ને તું ભુલી નો જા!

---

૧. ગુલામોનાં નામ.

૨. ખોદાતાલા.

આલમના ધણી અને આદમજાતના સરદાર[1] (જેની ઉપર ખોદાતાલાના આશીર્વાદ હોજો અને જેને શાંતિ હોજો) તેને વિષેની (એક) કથામાં કહેલું છે કે, "કિયામતને દાહડે મોહટામાં મોહટો અફસોસ એ હોય છે કે પરહેજગાર ગોલામને બેહેશતમાં લઈ જવામાં આવે છે, અને (તેના) બદકાર ધણીને દોજખમાં."

એક ગોલામ કે જે તાહરી ખિદમતમાં તાબેદારી કરે છે તેની ઉપર બેહદ ગુસ્સો તું નો કર અને ક્રોધે નો ભરા, કારણકે હિસાબ લેવાને દાહડે[2] ગોલામ છૂટો અને શેઠ જંજીરમાં, (એવી) ફજેતી થશે.

૧. આ એશારો મહમ્મદ પેગમ્બરને માટે છે.
૨. યાને, કિયામતને દિવસે.



## હેકાયત ૧૬ મી.



એક સાલ બલખથી શામીયાનો[1] સાથે મહને મુસાફરી (કરવાની) હતી, અને રસ્તો લુટારાઓથી ધાસ્તીભર્યો હતો. એક જવાન (અમારાં) રક્ષણ માટે અમારી સંગાતે આવ્યો, કે જે ભાલા વાપરનારો અને તીર ફેંકનારો, હથિયારો વાપરી જાણનાર અને ઘણોજ જોરાવર હતો,—એવો કે દસ મજબુત માણસો તેની કમાનનો ચીલ્લો ચહડાવી શકતા ન હતા. તમામ દુનિયાના પેહલવાનો તેની પિઠ જમીન ઉપર લાવવાને અશક્ત હતા. પણ તે સુખમાં પરવરશ થયલો અને છાંયામાં ઉધરેલો હતો. નહિ તેણે દુનિયા દીઠી હતી, કે નહિ સફર કીધી હતી. દેલાવરોનાં નગારાંનો ગગડાટ તેને કાને પોંહોચ્યો હતો નહિ, અને સવારોની શમશેરની વીજલી (તેની) નજરે પડી હતી નહિ.

દુશ્મનના હાથમાં તે બંદીવાન તરીકે સપડાયો ન હતો, તેની આસપાસ તીરોનો વરસાદ વરસ્યો ન હતો.

સંજોગ એવો બન્યો કે હું અને તે જવાન બંધે એકેકની પુઠે દોડતા હતા. કોઈ પણ જુની દીવાલ તેને

---

૧. શામ (Syria) ના રેહવાસીઓ.

મળતી તો પોતાની બાજુનાં બળથી તે તેને તોડી પાડતો, અને કોઈ પણ મોહટું દરખ્ત તે જોતો તો પોતાના પંજાનાં જોરથી તેને ઉખેડી કાહડતો, અને ગરૂરી કરી બોલતો:

"ક્યાં છે હાથી કે પેહલવાનોનાં ખભાં અને બાજુ તે જુએ? ક્યાં છે સિંહ કે મરદોના હાથ અને પંજા તે દેખે?"

અમો એવી હાલતમાં હતા એટલામાં બે હિંદુઓએ એક પથ્થરની પાછળથી (પોતાનું) સર ઉઠાવ્યું, અને અમોને કતલ કરવાનો કસદ કીધો. એકના હાથમાં એક લાકડી (હતી) અને બીજાની બગલમાં ઢેફાં ભાંજવાનું ખુટકું (હતું.) (તે) જવાનને મેં કહ્યું, "હવે ઉભો શું રહ્યો છે? તાહરામાં જે જોર અને મરદાનગી હોય તે (બાહેર) લાવ, કારણકે દુશ્મન પોતાનેજ પગે (ચાલીને) ગોરમાં (જવા) આવ્યો છે."

મેં જોયું તો જવાનના હાથમાંથી તીર અને કમાન જમીન ઉપર તુટી પડ્યાં હતાં, અને (તેમાં) હાડેહાડ ધ્રુજતાં હતાં.

જે કોઈ બખતર વિંધી નાખનારા તીરથી બાલ ચીરી નાખે છે તે દરેક કંઈ લડાઇ કરનારાઓના હુમલાનાં જોર આગલ ટકી શકતો નથી.

માલ અને હથિયાર અને કપડાં આપી દેવા સિવાય બીજો કશો ચારો અમોએ જોયો નહિ, અને (એ મુજબ) (અમારો) જાન અમોએ બચાવ્યો.

ભારી કામોને માટે અનુભવી મરદનેજ તું મોકલજે, કે (જેથી) વિકાલ સિંહને તે (પોતાના) ફાંદાના પેચમાં લાવે. (એક) જવાન અગરચે તે જોરાવર બાજુનો તથા પીલતન હોય, (તોપણ) તેના દુશ્મનનાં જંગમાં (ફક્ત) ધાસ્તીથીજ (તેના) સાંધા તુટી જશે. જંગ અજમાવેલાને લડાઈ (કેવી હોય તે) માલમ છે, જેમકે શરીઅતનો મુદ્દો દાનેશમંદને (માલમ છે.)



# હેકાયત ૧૭ મી.



એક તવંગરજાદાને મેં જોયો કે જે (પોતાના) બાપની ઘોરને મથાળે બેઠો હતો અને એક ગરીબનાં બચ્ચાં સાથે ભાંજગડ કરતો હતો, કે "માહરા બાપની ઘોરની પેટી પથ્થરની છે અને (તેની ઉપરનો) લેખ રંગીન છે, અને (તેને) આરસ-પાહણની ફરસબંદી કીધેલી છે અને પીરોજાની ઈંટો કામમાં લીધેલી છે. તાહરા બાપની ઘોરમાં એના જેવું કંઈ છે? એકાદ બે ઈંટ ભેગી કરી તેની ઉપર એક મુઠી ખાક છાંટવામાં આવી છે." દરવીશના છોકરાએ (આ સઘળું) સાંભળ્યું અને તે બોલ્યો, "તાહરો બાપ પેલા ભારી પથ્થરની નીચેથી હજી તો હાલતો હશે તેટલામાં માહરો બાપ બેહસ્તમાં પોંહચી ચુકયો હશે."

જે ગધેડા ઉપર ઓછો ભાર લાધવામાં આવે છે તે રસ્તા ઉપર ઘણી સેહલાઇથી ચાલવું કરે છે.

અને કથામાં (લખેલું) છે, કે "ગરીબોને માટે મોત રાહત છે." ગરીબ કંઈ એવી ચીજ ધરાવતો નથી કે જે તે (પોતાની પાછળ) દલગીરી સાથે છોડી જાય.

દરવીશ મરદ કે જેણે ગરીબાઇનાં સકટનો ભાર ઉઠાવ્યો હશે તે મોતને બારણે ખચીતજ હલકા બોજા સાથે આવશે. અને જેણે દોલત અને મોજમજાહ અને સુખ-ચેનમાં જીંદગી ગુજારી હશે તેને આ બધાં (કારણો) ને લીધે મરવાનું મુશ્કેલ લાગશે. એક કેદી જે બંધમાંથી (પોતાને) છુટો કરે છે તેને, બધી રીતે, એક અમીર કે જે કેદમાં પડે છે તેના કરતાં વધારે સુખી જાણ.



## હેકાયત ૧૮ મી.

એક બુજરોગને મેં આ હદીસની માએની પુછી— "તાહરો મોહટામાં મોહટો દુશ્મન તાહરો જીવ છે કે જે તાહરાં બંધે પાંસાંની વચમાં છે." તેણે કહ્યું, "તે એટલા કાજે કે જે કોઇ દુશ્મન ઉપર તું એહસાન કરે તે તાહરો દોસ્ત થાય છે, સિવાય જીવ, કે જેની ઉપર જેટલી તું વધારે મેહેરબાની કરશે તેટલો તે વધારે તાહરી સામે થશે."

ઓછું ખાવાથી આદમી ફરેશ્તાઈ ખસલતનો બને છે, પણ જો હેવાનની માફક તે ખાય છે તો તે એક જડ પદાર્થની માફક પડી રહે છે. જેની પણ મુરાદ તું બર લાવશે તે તાહરા હોકમનો તાબેદાર થશે, જીવથી ઉલટીજ રીતે,—કે જે જ્યારે પોતાની મુરાદ પામશે ત્યારે ગરદન (પાછી) ખેંચશે.[1]

૧. યાને, તાહરી સામે માથું ઉંચકશે.



## હેકાયત ૧૯ મી.

### તવાનગરી અને ફકીરીનાં બયાન બાબે સાઅદીનો (પોતાના) એક વિરોધી સાથનો ઝઘડો.



એક જનને મેં દરવીશોની સૂરતનો દીઠો—પણ તેમનાં લક્ષણનો નહિ—કે જે એક મિજલસમાં બેઠેલો હતો, અને ભુંડું બોલતો હતો, અને જેણે ફરિયાદનું દફતર ખોલેલું હતું, અને તવંગરોની ઉપર મુજામત શરૂ કીધી હતી, અને સુખન આટલી હદ સુધી લાવ્યો હતો કે ગરીબોની શક્તિના હાથ બંધાયલા છે, અને તવંગરોની ખાહેશના પગ ભાંગેલા છે.[1]

સખીઓના હાથમાં દેરમ નથી અને દોલતના ધણીઓ સોડે સખાવત નથી.

હું, કે જે મોહટાઓની દોલતથી ઉધરેલો છું, તેને આ સુખન ઘણા સખત લાગ્યા. મેં કહ્યું, "અએ દોસ્ત! તવંગરોથી મિસકીનોની આવક છે, અને ખુણે બેઠેલાંઓના

---

૧. યાને, ગરીબો દાનપુન કરવા ચાહે છે પણ નાણાં વિના તેઓથી તેમ કરવાનું બનતું નથી, અને તવંગરો સોડે દોલત છતાં સખાવત કરવા તેમનું દિલ ચાલતું નથી.

તેઓ ભંડાર (સરખા) છે; તેઓ જાત્રાળુઓના પ્રયોજન (જેવા) અને મુસાફરોના આશ્રમ (સરખા છે) અને બીજાંઓનાં સુખને માટે ભારી બોજાના ઉઠાવનારા (છે.) તેઓ (પોતાનો) હાથ ખોરાક તરફ ત્યારે (જ) લઈ જાય છે કે જ્યારે (તેમને) આધારે રહેલાંઓ અને હાથ નીચેનાંઓ ખાઈ રહે છે, અને તેમની સખાવતોનું વધ્યું સધ્યું વિધવાઓ અને અનાથ બાળકો અને ઘરડાંઓ અને સગાંઓ અને પારપાડોસીઓને પોંહાચે છે.

"ધરમમાં આપવું અને માનતા અને પરોણાગત કરવી, જકાત[1] ભરવી અને ઈદને દિને દાન આપવું અને ગુલામોને છુટાપણું બક્ષવું અને ભોગ આપવા અને કુરબાની કરવી, (એ સઘળું) તવંગરો માટે છે. તું, કે જે આ બે 'રકઅત'[2] —અને તે પણ સો વેદના સાથે—(કરવા) સિવાય (બીજું કશું) કરી શકતો નથી, તે તેમની દોલતને ક્યારે પોંહચી શકવાનો છે? અગર સખાવત કરવાની શક્તિ હોય, કે નિમાજ કરવાનું કૌવત, તો તે તવંગરોને માટે બધારે સારી રીતે સંભવિત છે, કારણકે તેઓ ચોખ્ખો ધનમાલ[3] અને

૧. પોતાની આવક મધેથી જે ચોક્કસ ભાગ મુસલમાનો ગરીબોના લાભ માટે આપે છે તે.

૨. નિમાજ કરતી વેળા ઢુંટણ ઉપર હાથ રાખી શરીરને વાકું વાળવાની ક્રિયાને "રકઅત" કહે છે.

૩. ગરીબો માટેનો લાગો કાપી આપવા પછી હાથમાં રહેલો પૈસો પવિત્ર થયલો ગણાય છે.

પાક કપડાં અને સાચવી રાખેલી આબરૂ અને નચિંત દિલ ધરાવે છે, અને બંદગી કરવાનું કૌવત સવાદિયાં સુતરાં ખાનાંથી, અને એબાદતની શુદ્ધતા સુઘડ પોશાકથી, હોય છે. દેખઈતું છે કે ખાલી હોજરીમાંથી કૌવત શું આવે, અને ખાલી હાથમાંથી સખાવત શી નિપજે? અને બાંધેલા પગથી ફરહર શી કરી શકાય, અને ભુખ્યાના હાથથી ભલાઈ શી બની શકે?

"જેને બામદાદ માટે ખાવાની (કશી) ગુંજાસ દીસતી નથી તે રાતે બેચેન રીતે ઉંઘાય છે. કીડી ઉન્હાળામાં સંગ્રેહ છે કે જેથી શિયાળામાં તેને ફરાગત રહે.

"વાખા સાથે ફરાગત જોડાઈ રહી શકે નહિ, અને તંગદસ્તી સાથે નચિંતાઈ બની શકે નહિ. એક[1] સાંજની બંદગી માટે (કમ્મર) બાંધે છે, અને બીજો[2] રાતનાં ખાનાં માટે વાટ જોતો બેસે છે. કેમ કરી આ પેલા સાથે એક-સરખો ગણાય?

"દોલતનો ધણી ખોદાતાલા (ની યાદ) માં મશગુલ રહે છે; રોજીથી જે (ધણી) ગુંચવણમાં (હોય છે) તે દિલથી બેકરાર (હોય છે.)

"આટલા માટે, આ (તવંગર) લોકોની એબાદત (ખોદાતાલાને) વધારે સારી રીતે કબૂલ હોય છે, કારણકે

૧. યાને, તવંગર. ૨. યાને, મુફલેસ.

તેઓ નચિંત અને તૈયાર હોય છે, બેચેન અને બેકરાર મગજના નહિ. જીંદગીની જરૂરિયાતો (તેઓ સોડે) તૈયાર હોય છે અને (તેથી) એબાદતનાં કામમાં તેઓ ગુંટાયલા રહે છે. અરબ લોકો કહે છે કે, 'હીનું લગાડનારી ફકીરાઈથી, અને જે કે મહને ચાહતો ન હોય તેનો પાડોસી થવાથી, હું ખોદાની પનાહ ચાહું છું.' અને (પેગમ્બરની) કથામાં છે કે, 'ફકીરાઈ બંધે જેહાનમાં મોહડું કાળું કરે છે.'"

તેણે કહ્યું, "આલમનો ધણી—કે જેની ઉપર ઉંચામાં ઉંચા દરૂદ હોજો અને સંપૂર્ણ સલામ હોજો—તેણે શું કહ્યું છે તે તુંએ સાંભળ્યું નથી, કે 'ફકીરીમાં માહરી મગરૂરી છે?'"

મેં કહ્યું, "ચુપ રહે! કારણકે આલમનો ધણી, કે જેની ઉપર સલામ હોજો, તેનો (એ) એશારો તાયફાની ફકીરી વિષેનો છે કે જેઓ સંતોષનાં મેદાનના મરદ બચ્ચાઓ છે, અને તકદીરના તીરને આધીન થનારા (છે.) તેઓ એવા નથી કે જેઓ સાધુઓના થિંગડાવાલા ઝભ્ભા પેહરે, અને ભિખના ટુકડાઓ ગળી જાય.

"અએ બુલંદ બાંગનાં ઢોલ! (તાહરી) અંદર કંઈ (પણ) નથી! કુચને વખતે ભાથાં વગર તું શું તદબીર કરશે? અગર તું મરદ હોય તો લોભનું મોહડું ખલકથી ફેરવ, હજાર દાનાની તસબીહ હાથ ઉપર નો લપેટ.

"ઈશ્વરી જ્ઞાન વિનાનો ફકીર, તેની ગરીબાઈનો અંત નાસ્તિકપણાંમાં આવે નહિ ત્યાં સુધી, જંપીને બેસતો નથી,

કારણકે 'ફક્ર' (ગરીબાઈ) 'કોફ્ર' (નાસ્તિકપણાં) ની નજદીક આવે છે.[1] દોલત ધરાવ્યા વિના વસ્ત્ર વગરનાંઓને ઢાંકવાનું, યા બંધીવાન બનેલાંઓનો છુટકારો કરવાની તજવીજ કરવાનું, બની શકે નહિ. અને આપણા વર્ગના બેટાઓને એઓને મરતબે કોણ પોંહોચાડે? અને લેનારો હાથ આપનારા હાથની બરોબરી ક્યાંથી કરી શકે? તું જોતો નથી કે મોહટો અને કીર્ત્તિવંત ખોદા કોરાનના એક ફકરામાં બેહેસ્તનાં લોકોની મોજને વિષે ખબર આપે છે કે 'આ લોકોને માટે રોજી મુકરર કીધેલી છે,' કે જેથી તું જાણે કે ગુજરાનનાં સાધનોમાં મશગુલ રહેનારો પવિત્રાઇની દોલતથી નાસિપાસ રહે છે, અને નચિંતાઇનો મુલક રજકની મોહર તળે વેહેંચી આપવામાં આવેલો હોય છે?

"પ્યાસાઓની નજરે, આખી આલમ, ખાબમાં, પાણીનો એક ચશમો દેખાય છે."

જેવો હું આ બોલ્યો કે દરવીશની ધીરજની લગામ સહનશીલતાના હાથમાંથી જતી રહી, અને જબાનની તલવાર તેણે ખેંચી અને સુભાષણનો ઘોડો બેઅદબીનાં મેદાનમાં દપટાવ્યો અને માહરી ઉપર દોડાવ્યો, અને બોલ્યો, કે "તુંએ, એઓ (તવંગરો) ની વખાણમાં, એટલી બધી

૧. ફારસી અક્ષરે લખતાં "ફક્ર" (فقر) અને "કોફ્ર" (کفر) ફક્ત નુકતાના સેહજ ફરક સિવાય, એકકને મળતા આવે છે, તે ઉપરથી આ એશારો છે.

અતિશયોક્તિ કીધી છે, અને એવા મૂર્ખાઈભરેલા સખુનો તું બોલ્યો છે, કે મનમાં એવોજ ખ્યાલ આવે કે તેઓ (ગોયા) ઝેહરના ઉતાર (જેવા) અને રોજીના કોઠારની ચાવી (સરખા) છે. તેઓ મુઠ્ઠીભર (લોકો છે કે જેઓ) તકોબરીના ભરેલા, મગરૂર, અભિમાની, (ગરીબોથી) દૂર નાહસનારા, માલ અને ધન (મેળવવા) માં મશગુલ, અને દરજ્જા તથા દોલત ઉપર મોહિત પડેલા (છે.) તેઓ તુંદાઈ સિવાય સુખન ઓચરતા નથી, અને ધિક્કાર સિવાય નજર કરતા નથી. વિદ્વાનોને તેઓ ભિખારીની નિસબત આપે છે અને ફકીરોને (તેમની) નાચારી માટે તેઓ કલંક લગાડે છે. પોતે જે દોલત ધરાવે છે તેની ઇજ્જતને કારણે, અને પોતાનો જે દરજ્જો તેઓ ધારે છે તેનાં અભિમાનને લીધે, તેઓ (મિજલસમાં) સર્વથી ઉપર બેસે છે, અને પોતાને સર્વથી સરસ સમજે છે. તેઓ (પોતાનાં) માથાંમાં એવું કશું ધરાવતા નથી કે જેથી કોઇની આગળ સર નમાવે—દાનાવોના સુખનથી બેખબર (રહીને)—કે જેઓએ કહ્યું છે કે 'જે કોઇ બીજાઓથી ભક્તિમાં કમ અને દોલતમાં વધારે હોય છે તે દેખીતો તવંગર છે પણ અંતરમાં ફકીર છે.'

"અગર કોઈ બેહુનર માણસ કોઇ દાનાવ ઉપર મોહટાઇ કરે તો તે અમ્બર આપનારી ગાય હોય તોપણ તેને ગધેડાની ગાં— લેખજે."

મેં કહ્યું, "તેમની (યાને, તવંગરોની) મુજામત તું રવા નો રાખ, કારણકે તેઓ સખાવતના ધણી છે."

તે બોલ્યો, "તાહરી ભુલ છે, કારણકે તેઓ પૈસાના ગુલામ

છે. તેઓ ઑઝાર[1] મહિનાનાં વાદલાં (મિસાલ) હોય અને કોઈ ઉપર વરસે નહિ, અને આફ્તાબનાં ઝરણ (જેવા) હોય અને કોઈ ઉપર પ્રકાશે નહિ, અને સામર્થના ઘોડા ઉપર સવાર હોય અને તે દોડાવે નહિ, અને ખોદાને ખાતરે એક પગલું (વટીક) ભરે નહિ, અને (કોઈ ઉપર) ઉપકારનું ડોલ કર્યા વિના અને તેને દુખ લગાડ્યા વિના એક દેરમ (પણ) આપે નહિ, તેમાં ફાયદો શો? તેઓ મેહનત મશાકતથી દોલત એકઠી કરે છે, અને કંજુસાઈથી તે જાળવી રાખે છે, અને અફસોસ સાથ તે છોડી જાય છે, જેમકે બુઝરગોએ કહેલું છે કે, 'બખીલનો પૈસો તે વખતે ખાકમાંથી[2] બાહેર આવે છે કે જે વખતે બખીલ (પોતે) ખાકમાં દાખલ થાય છે.'[3]

"કોઈ એક રંજ અને મેહનતથી દોલત હાથ કરે છે, (અને) કોઈ બીજો આવીને વગર રંજ અને મેહનતે તે ઉપાડી જાય છે."

મેં તેને કહ્યું, "દોલતના ધણીઓની બખીલાઈ વિષે, ભિક્ષુકપણાંનાં કારણ સિવાય, તેં જ્ઞાન મેળવ્યું નથી, નહિ તો જેણે પણ લોભ એક બાજુ મેલ્યો હોય તેને સખી અને બખીલ એક સરખા જણાય છે. કસોટી જાણે છે કે સુનું શું છે, અને ભિખારી જાણે છે કે કંજુસ કોણ છે."

૧. સારિયન ગણત્રી પ્રમાણે વર્ષનો છઠ્ઠો મહિનો, કે જે ઇંગ્રેજી માર્ચ મહિનાની મુકાબેલ આવે છે. આ ઉપરથી ઑઝાર મહિનાનાં વાદલાં એટલે વસંત ૠતુનાં વાદલાં.

૨. યાને, જમીનમાં દાટેલો. ૩. યાને, તે મરી જવા પછી જમીનમાં દટાય છે ત્યારે.

તે બોલ્યો, "આ હું અનુભવ ઉપરથી કહું છું કે તેઓ (યાને, તવંગર લોકો) દરવાજા ઉપર નોકરો રાખે છે અને કઠણ દિલના તોછડા માણસોને મુકરર કરે છે કે જેથી તેઓ અસીલ લોકોને અંદર પેસવા દેતા નથી, અને (પોતાના) હાથ જાણીતા ગ્રહસ્થોની છાતી ઉપર મેલે છે અને કહે છે કે 'અંહિ કોઇ નથી,' અને ખરેખર તેઓ સાચ્ચુંજ બોલે છે.

"જેને કે અક્કલ અને મોહટું મન અને તદબીર અને બુદ્ધિ નથી, તેને માટે (તેનો) કારભારી બરાબરજ કહે છે કે 'ઘરમાં કોઈ નથી.'"

મેં કહ્યું, "તે એ કારણે છે કે આશા ધરાવનારાઓના હાથથી તેઓ જીવ પર આવેલા હોય છે અને ભિખારીઓનાં કાગળોથી તેઓ શોર ઉઠાવે છે. અક્કલથી (આ) ઉલટું છે કે અગર બિયાબાનની રેતી મોતી બને તોપણ ભિખારીઓની આંખ તેથી પુર થાય.[1]

"લોભીઓની આંખ દુનિયાની દોલતથી પુર થવાની નથી, જેમકે કુવો દવથી (ભરાતો નથી.)

"જ્યાં પણ તું કોઇ હાડમારી વેઠેલા અને કડવાસ ચાખેલાને જોશે ત્યાં તે લોભથી પોતાને જોખમભર્યાં કામોમાં ઝોંકાવશે, અને તેનાં પરિણામને ખાતર તે અટકશે નહિ, અને તેની સજા માટે તે બીહશે નહિ, અને હલાલ ચીજ હરામ ચીજથી તે પારખી શકશે નહિ.

---

૧. યાને, તેઓ સંતોષી બને.

"કુતરાનાં માથાં ઉપર જો એક ઢેખું આવી પડે છે તો તે ખુશાલીથી કુદે છે કે આ તેઃ હાડકું છે. અને અગરજો બે આસામી (પોતાની) ખાંધ ઉપર એક મુરદાં સાથની કરકટી ઉઠાવી જાય છે તો તે નીચ ખસલતનું (કુતરૂં એમ) વિચારે છે કે તે ખાનાંનો ખુમચો છે.

"પણ દોલતના સાહેબો ખોદાતાલાની મેહરબાનીની આંખથી જોવાયલા છે, અને હલાલ ચીજ મારફતે હરામ ચીજથી તેઓ બચેલા છે. મેં, ખચીતજ, જોકે આ સખુનો ઉપર તકરાર કીધી છે અને દલીલો અને પુરાવાઓ હું લાવ્યો છું, તોપણ હવે હું તાહરી સોડેથી ઇનસાફની આશા રાખું છું. કોઈ દગાબાજના હાથ (તેની) પિઠ પાછળ બંધાયલા, યા ગરીબાઇને કારણે (કોઇને) બંદીખાનાંમાં બેઠેલો, યા કોઈ પતિવ્રતાનો બુરખો ચીરાયલો, યા કોઇના હાથ પોંહચા આગળથી કપાયલા તેં કોઈ કાળે જોયા છે, સિવાય કે ફકીરીને સબબે? મુફલેસીને લીધે શેર મરદો ખાતર પાડતા પકડાયા છે અને તેમની એડી વિંધી નાખવામાં આવી છે. સમજી શકાય એવું છે કે ગરીબોમાંના કોઈ એકનો હવસ જો ઉસકેરાય, અને તેને વશ કરવાનું કૌવત તેનામાં ન હોય, તો તે ગુનાહની બલામાં ફસે છે, કારણકે પેટ અને હવસ એ (બંધે) જોડિયાં છે, યાને કે એકજ પેટથી જન્મેલાં બે ફરજંદો છે; જ્યારે એક નિરાંત હોય છે ત્યારે બીજું ચપળ બને છે. મેં સાંભળ્યું છે કે એક દરવીશને કંઈ કુકર્મ કરતાં પકડવામાં આવ્યો. તેને શરમ પોંહચાડવા માટે પથ્થર મારવાની સજા કરવામાં આવી. તે બોલ્યો, 'ઓ મુસલમાનો!

માહરી સોડે (એટલી) જુરિયત નથી કે હું બાયડી પરણી શકું, અને તાકાત નથી કે ધીરજ ધરી શકું. ઈસ્લામમાં જોગીની જીંદગી ગુજારવાનું નથી. અને તવંગરોને શાંતિ તથા અંતરની નિરાંત જે છે તેનાં સઘળાં કારણોમાંનું એક આ છે કે દર રાતે એકકી પુતલી તેઓ ગોદમાં લેય છે—એવી પુતલી કે ઝળકતી સહવાર તેની ખૂબસૂરતી (ની અદેખાઈ) થી (પોતાનો) હાથ (પોતાનાં) દિલ ઉપર મેલે છે, અને ચાલતાં સરોવરોના પગ તેની ખેજાલતથી માટીમાં પેસેલા (રહે છે.)

"(પોતાના) આશકોનાં લોહીમાં તેના હાથ બોલેલા હોય છે, અને આંગલાંની ટીચકીઓ ઉનાળના રંગની બનાવેલી હોય છે.

"તે (માશુક) ના ચેહરાની ખૂબસૂરતી છતાં તે (તવંગર) મના કીધેલી ચીજોની આસપાસ ભમે, યા (બીજી) કબુધ્ધિ તેને સુજે, એ મહાલ છે.

"જે દિલ બેહેશ્તની હુરીએ છીનવી લીધું હોય અને તેની લુટ કીધી હોય તે યગમા[1]ની પુતળીઓ ઉપર ધ્યાન શાનું આપે?

જેની સોડે પોતાને ભાવતાં ખજુર હોય તે તેથી સંતોષ પામશે, અને ઝાડો ઉપરના ઝુમખા ઉપર તે કવચીતજ પથ્થર ફેંકશે.

૧. તુર્કસ્તાન મધેની એક જગ્યાનું નામ, કે જ્યાંની ઓરતો ખૂબસૂરતી માટે વખણાયલી છે.

"ઘણાખરા ખાલી હાથવાલાઓ[1] પવિત્રાઈની દામન ગુનાહથી ગલીચ કરે છે; અને ભુખ્યાઓ લોકોનાં નાન લુટે છે.

"ફાડી ખાનારા કુતરાને જ્યારે ગોશ્ત મળે છે ત્યારે તે પુછતો નથી કે તે સાલેહ[2]ના ઉંઠનું છે કે દેજ્જાલ[3]ના ગધેડાનું.

"કેટલા બધા નેક માણસો મુફલેસીને લીધે બેહદ બદીમાં ફસ્યા છે, અને પોતાની ઉંચી આબરૂ અપકીર્ત્તિથી બરબાદ કીધી છે?

"ભુખ સાથે પરહેજગારીનું કૌવત રેહતું નથી, ગરીબાઈ પાકીજગીના હાથમાંથી લગામ ઝુટી લેય છે.

"હાતમ તાઈ, કે જે બિયાબાનમાં રેહતો હતો તે, જો એકાદ શેહેરમાં હતે તો ભિખારીઓના ઉભરાઈ જવાથી તે લાચાર બની ગયો હતે, અને તેનાં આંગ ઉપરનાં કપડાં તેઓએ[4] ફાડી ટુકડા કીધાં હતે. જેમકે, કેહવાયલું છે કે

"'તું માહરી તરફ ના જો, કે જેથી બીજાઓ (પણ) ઉમેદ ધરાવે નહિ, કારણકે ભિખારીઓના હાથથી સવાબ કરી શકાતું નથી.'"

---

૧. યાને, મુફલેસ.

૨. કોરાન મુજબ, સાલેહ એક પેગમ્બર હતો, જેને થેમુદની એક જાત આગળ મોકલવામાં આવ્યો હતો, અને જેણે પોતાના ઈશ્વરી પેગામની સાબેતીમાં એક ખડકમાંથી એક જીવતું ઉંઠ બાહેર આણ્યું હતું.—પ્લાત્સ.

૩. Anti-Christ. એને "અલ મસીહ-ઉદ-દજ્જાલ" "The False or Lying Christ" પણ કહે છે.—પ્લાત્સ.

૪. યાને, ભિખારીઓએ.

તે બોલ્યો, "નહિ, કારણકે હું તેઓના હાલ ઉપર દયા કરૂં છું." મેં કહ્યું, "નહિ, કારણકે તેઓના માલ ઉપર તું અફસોસ કરે છે." અમો આ બોલાચાલીમાં બંધે ભડકને બાઝી પડ્યા. દરેક પ્યાદું જે તે પેચતો હતો તે અટકાવવાની હું કોશેશ કરતો હતો, અને દરેક શેહ જે તે આપતો હતો તે હું વજીરથી બચાવતો હતો, ત્યાં સુધી કે તેની હિમ્મતની કોથલીમાંનું (સઘળું) નગદ તે રમી ચુકયો અને તકરારના ભાથામાંના (સઘળા) તીર તે ફેંકી રહ્યો.

સાવધ રેહ! કે જેથી (એક) વકતાના હુમલાથી તું (તાહરી) ઢાલ ફેંકી ન દેય, કારણકે તેની સોડે ઉછીની લીધેલી પેલી અતિશયોક્તિ સિવાય (બીજું) કંઈ નથી. તું દીન ધરમ અને ઇશ્વરી જ્ઞાન એખત્યાર કર, કારણકે પ્રાસ બોલનારો બોલીદરાજ (ફકત) દરવાજા ઉપર હથિયાર ધરાવે છે, પણ કિલ્લામાં તો કોઈ નથી.

આખરે તેની સોડે દલીલ કંઈ રહી નહિ, અને તેને મેં હેઠો પાડ્યો. તેણે જોરાવરી.નો હાથ લંબાવ્યો અને બેહદ બોલવા લાગ્યો. અને (આ તો) જાહેલ લોકોની ર કે જ્યારે સામેવાલાથી તેઓ તકરારમાં નીચે પડે તેઓ ઝઘડાની સાંકળ હલાવે છે, જેમકે મૂર્તિનો

નહિ ત્યારે તેની સાથે લડાઈ કરવા ઉઠયો, કે "ખચીતજ જો તું હવે બંધ કરશે નહિ તો હું તને પથ્થર પથ્થરે મારીશ." તેણે મહને ગાળો ભાંડી, હું તેને અપશબ્દો બોલ્યો; તેણે માહરૂં ગરેબાન ફાડી કાહડયું, મેં તેની હડપચી ભાંગી નાખી.

તે માહરી ઉપર અને હું તેની ઉપર પડ્યો; લોકો અમારી પુઠે દોડતા અને હસતા. જેહાનનાં લોકોએ અજાયબીનાં આંગલાં, અમારી બોલાચાલીને કારણે, દાંતમાં (પકડ્યાં) હતાં.

ટુંકમાં, આ સખુનોનો કજ્યો અમો કાજી આગળ લઈ ગયા, અને (તેનો) અદલ ચુકાદો (કબૂલવા માટે) રાજી થયા, કે જેથી મુસલમાનોનો હાકમ વાજબી હોય તે શોધે અને તવંગરો અને ફકીરો વચ્ચેનો ફરક કહે. જ્યારે તેણે અમારા દાવપેચ જોયા, અને અમારી મંતકી સાંભળી, ત્યારે તેણે પોતાનું સર વિચારનાં ગરેબાનમાં નમાવ્યું, અને ઘણુંક મનન કર્યા પછી માથું ઉચકયું અને બોલ્યો, "ઓ તું!—કે જેણે તવંગરોની તારીફ કીધી અને મુફલેસો ઉપર જફા વાજબી ધારી—જાણ, કે જ્યાં પણ ગોલાબ હોય છે ત્યાં કાંટા હોય છે, અને શરાબ સાથે ખુમારી (હોય છે) અને ગંજનાં સર ઉપર સાપ (હોય છે), અને જે જગોએ બાદશાહી મોતી હોય છે ત્યાં માણસને ખાનારાં મુસવાટ (હોય છે.) દુનિયાની એશની લેજ્જતની પાછળ અજલનો ડંખ હોય છે, અને બેહેશ્તની નિયામતોની આગળ નાપસંદ ચીજોની દીવાલ (ઉભેલી હોય છે.)

તે બોલ્યો, "નહિ, કારણકે હું તેઓના હાલ ઉપર દયા કરૂં છું." મેં કહ્યું, "નહિ, કારણકે તેઓના માલ ઉપર તું અફસોસ કરે છે." અમો આ બોલાચાલીમાં બંધે એકકેને બાઝી પડ્યા. દરેક પ્યાદું જે તે પેચતો હતો તે અટકાવવાની હું કોશેશ કરતો હતો, અને દરેક શેહ જે તે આપતો હતો તે હું વજીરથી બચાવતો હતો, ત્યાં સુધી કે તેની હિમ્મતની કોથલીમાંનું (સઘળું) નગદ તે રમી ચુકયો અને તકરારના ભાથામાંના (સઘળા) તીર તે ફેંકી રહ્યો.

સાવધ રેહ! કે જેથી (એક) બકતાના હુમલાથી તું (તાહરી) ઢાલ ફેંકી ન દેય, કારણકે તેની સોડે ઉછીની લીધેલી પેલી અતિશયોક્તિ સિવાય (બીજું) કંઈ નથી. તું દીન ધરમ અને ઇશ્વરી જ્ઞાન એખત્યાર કર, કારણકે પ્રાસ બોલનારો બોલીદરાજ (ફકત) દરવાજા ઉપર હથિયાર ધરાવે છે, પણ કિલ્લામાં તો કોઈ નથી.

આખરે તેની સોડે દલીલ કંઈ રહી નહિ, અને તેને મેં હેઠો પાડ્યો. તેણે જોરાબરીનો હાથ લંબાવ્યો અને બેહુદું બોલવા લાગ્યો. અને (આ તો) જાહેલ લોકોની રીતજ છે કે જ્યારે સામેવાલાથી તેઓ તકરારમાં નીચે પડે છે ત્યારે તેઓ ઝઘડાની સાંકળ હલાવે છે, જેમકે મૂર્તિનો બનાવનાર આઝર[૧] જ્યારે પોતાના દીકરા ઉપર તકરારથી ફાવી શકયો

૧. એબ્રહેમનો બાપ, જે મૂર્તિઓ બનાવનાર અને મૂર્તિપૂજક હતો એમ કેહવાયલું છે. કેટલાકો પ્રમાણે તે એબ્રહેમનો કાકો હતો કે જેણે પોતાના ભાઇનાં મરણ પછી તેના દીકરાને પોતાને સ્વાધીન લીધો હતો.

નહિ ત્યારે તેની સાથે લડાઈ કરવા ઉઠયો, કે "અચીતજ જો તું હવે બંધ કરશે નહિ તો હું તને પથ્થર પથ્થરે મારીશ." તેણે મહને ગાળો ભાંડી, હું તેને અપશબ્દો બોલ્યો; તેણે માહરૂં ગરેબાન ફાડી કાહડયું, મેં તેની હડપચી ભાંગી નાખી.

તે માહરી ઉપર અને હું તેની ઉપર પડ્યો; લોકો અમારી પુઠે દોડતા અને હસ્તા. જેહાનનાં લોકોએ અજાય-બીનાં આંગલાં, અમારી બોલાચાલીને કારણે, દાંતમાં (પકડ્યાં) હતાં.

ટુંકમાં, આ સખુનોનો કજ્યો અમો કાજી આગળ લઈ ગયા, અને (તેનો) અદલ ચુકાદો (કબુલવા માટે) રાજી થયા, કે જેથી મુસલમાનોનો હાકમ વાજબી હોય તે શોધે અને તવંગરો અને ફકીરો વચ્ચેનો ફરક કહે. જ્યારે તેણે અમારા દાવપેચ જોયા, અને અમારી મંતકી સાંભળી, ત્યારે તેણે પોતાનું સર વિચારનાં ગરેબાનમાં નમાવ્યું, અને ઘણુંક મનન કર્યા પછી માથું ઉચક્યું અને બોલ્યો, "ઓ તું!—કે જેણે તવંગરોની તારીફ કીધી અને મુફલેસો ઉપર જફા વાજબી ધારી—જાણ, કે જ્યાં પણ ગોલાબ હોય છે ત્યાં કાંટા હોય છે, અને શરાબ સાથે ખુમારી (હોય છે) અને ગંજનાં સર ઉપર સાપ (હોય છે), અને જે જગોએ બાદશાહી મોતી હોય છે ત્યાં માણસને ખાનારાં સુસવાટ (હોય છે.) દુનિયાની એશની લેજ્જતની પાછળ અજલનો ડંખ હોય છે, અને બેહેશ્તની નિયામતોની આગળ નાપસંદ ચીજોની દીવાલ (ઉભેલી હોય છે.)

દોસ્તને શોધનારો દુશ્મનનો જુલમ નહિ વેઠે તો શું કરે? ખજાનો અને સાપ, અને ગોલાબ અને કાંટો, અને ગમી અને ખુશાલી, (એ સર્વ) એકક સાથ જોડાયલાં છે.

"બાગમાં તું નજર કરતો નથી કે કસ્તુરીની સુગંધના દોડવા અને સુક્કી કાઠી (સાથે સાથે) હોય છે? એજ માફક તવંગરોનાં મંડળમાં (ખોદાતાલાની) શુકરગુજારી કરનારા અને કાફરો (પણ) છે, અને ફકીરોનાં કુંડાળામાં સબુરી ધરાવનારા અને અધીરા (પણ) હોય છે.

"જો કરાંનું દરેક ટીપું મોતી બને તો બજારો (તેથી) કોડીઓની માફક ભરાઈ જાય.

"કીર્ત્તિવંત અને મોહટા ખોદાતાલાની નજદીકના (તેઓ) તવંગરો છે કે જેઓ દરવેશોની ખસલતના છે, અને તેઓ દરવેશો છે કે જેઓ મોહટું દિલ ધરાવનારા છે. તવંગરોમાં મોહટામાં મોહટો તે છે કે જે દરવેશોનો ગમ ખાય છે, અને દરવેશોમાં ભલામાં ભલો તે છે કે જે તવંગરોની બાંહે પકડતો નથી. 'અને જે કોઈ ખોદાતાલા ઉપર ભરૂસો રાખે છે તેને માટે તેજ બસ છે.'" પછી તેણે ઠપકાનો ચેહરો માહરી ઉપરથી (પેલા) દરવેશ તરફ ફેરવ્યો અને કહ્યું, "ઓ તું! કે જે બોલ્યો કે તવંગર લોકો મનાઈ કીધેલી ચીજોમાં મશગુલ રહે છે અને દુનિયાઈ મોજોમાં મસ્ત બને છે! હા, તેં બ્યાન કીધું તેવી રીતના, ટુંકી ઉદાર મતિના, અને (ભોગવેલી) ન્યામતો માટે નગુણા, કેટલાકો હોય છે કે જેઓ (દોલત) મેળવે છે અને ભેગી કરે છે અને ખાય છે,



# બાબ આઠમો.



## મંડલીની અદબ અદાઓમાં.

### ૧. નસીહત.



**દોલત** જીંદગીની આસાયશ માટે છે, જીંદગી દોલત ભેગી કરવા માટે નથી. એક અક્કલમંદને પુછવામાં આવ્યું કે, "નેકબખ્ત કોણ? અને બદબખ્ત કયો?" તેણે કહ્યું, "નેકબખ્ત' તે કે જેણે ખાધું અને વાવ્યું, અને બદબખ્ત તે કે જે મુવો અને મુકી ગયો."

તું કોઈ પણ તેવા ઉપર નેમાજ નો પઢતો કે જેણે કંઈ પણ કીધું ન હોય, કારણકે (આખી) ઉમર તેણે દોલત મેળવવા ઉપર રોકી અને ખાધું (કંઈ) નહિ.



## ૨. નીતિવચન.



મુસા, કે જેની ઉપર દરૂદ હોજો, તેણે કારૂનને નસીહત કીધી, કે "જેમ ખોદાએ તાહરૂં સારૂં કીધું છે તેમ તું (લોકોનું) ભલું કર." તેણે સાંભળ્યું નહિ, અને આકેબત તેણે શું જોયું તે તુંએ સાંભળ્યું છે.

જેણે દીનાર અને દેરમથી ભલાઈ ભેગી કીધી નહિ તેણે આખરે (પોતાનું) માથું દીનાર અને દેરમના ખ્યાલમાં આપ્યું. દુનિયાની નિયામતથી તું ફાયદો મેળવવા ચાહે તો લોકો ઉપર બખ્શેશ કર, કારણકે ખોદાએ તાહરી ઉપર બખ્શેશ કીધી.

આરબ કહે છે, "બખશેશ કર અને મ્હેણું નો માર, કે જેથી તેનો ફાયદો તુંને પાછો મળશે, યાને આપ અને (તેનો) આભાર નો મેલ, કે (જેથી) તેનો નફો તાહરી તરફ પાછો ફરશે."

સખાવતનાં ઝાડે જ્યાં પણ જડ ઘાલી ત્યાં તેની ડાંખલી અને ટોંચ આસ્માનથી ઉપર ગયાં. અગર તું તેનાથી ફળ ખાવાની ઉમેદવારી ધરાવે તો આભાર માટે કરવત તેના પગ ઉપર નો મેલ.

ખોદાનો આભાર માન કે (તેની) ભલાઈથી તું મેહરબાનગી પામ્યો; તેની ફજલનાં ઈનામથી તે તુંને ભુલી ગયો નથી. ઉપકાર નો મેલ કે "હું સુલતાનની ખિદમત બજાઉં છું." ઉપકાર તું તેનોજ સમજ કારણકે તેણે તુંને નોકરીમાં રાખ્યો છે.



## ૩. નીતિવચન.



બે જને ફોકટની રંજ ઉઠાવી અને ફાયદા વિનાની કોશેશ કીધી:—એક તેણે, કે જેણે દોલત ભેગી કીધી અને ખાધું નહિ, અને બીજા તેણે, કે જે એલમ શિખ્યો પણ જેણે તે ઉપર અમલ કીધો નહિ.

એલમ ગમે એટલો પણ તું વધારે શિખે, (પણ) જ્યારે તાહરી અંદર અમલ નથી ત્યારે તું નાદાન છે. તું નથી ફિલસુફ કે નથી દાનેશમંદ, પણ થોડીક કેતાબ લાધેલું એક ચોપગું જાનવર છે. તે ખાલી મગજનાં (જાનવર)ને જ્ઞાન શું અને ખબર શું કે તેની ઉપર બાળવાનાં લાકડાં છે કે દફતર?



## ૪. નીતિવચન.



**એલમ** દીન પાળવાને માટે છે, દુનિયા ખાવાને માટે નથી.

જેણે પરહેજગારી અને એલમ અને પાકીજગી વેચ્યાં તેણે પાક ભેગો કીધો અને તે તદન બાળી નાખ્યો.



## ૫. નીતિવચન.



**પરહેજગારી** વગરનો એક વિદ્વાન આંધલા મશાલચી જેવો છે, કે જે બીજાઓને રસ્તો બતાવે છે પણ પોતે રાહ જોઈ શકતો નથી.

જેણે કે (આખી) ઉંમર ફાયદા વિના ગુજારી તેણે એક પણ ચીજ ખરીદી નહિ અને જર ફેંકી દીધું.



## ૬. નીતિવચન.



**રાજ** દાનેશમંદોથી સણગાર મેળવે છે, અને દીન પરહેજગારોથી સંપૂર્ણતા પામે છે. દાનાવો પાદશાહોની નજદીકીના ગરજવંત હોય છે તે કરતાં પાદશાહો દાનાવોની નસીહતના વધારે મોહતાજ હોય છે.

ઓ પાદશાહ! અગર તું શિખામણ સાંભળે તો આખાં દફતરમાં આ કરતાં વધારે સારી નસીહત નથી, (કે) દાનાવ સિવાય (કોઇને પણ) અમલ ફરમાવતો ના, જોકે અમલ એ દાનાવનું કામ નથી.



## ૭. નીતિવચન.



**ત્રણ** ચીજ, ત્રણ ચીજ વિના, પાયેદાર રહી શકતી નથી: વેપાર વિના દોલત, વાદવિવાદ વિના એલમ અને વ્યવસ્થા વિના રાજ.

કોઈ વેળા નરમાશભરેલી બોલી અને સભ્યતા અને માણસાઈથી બની શકે કે એક દિલને તું પ્રેમના ફાંદામાં લાવી શકે, (અને) કોઈ વેળા ગુસ્સા ભરેલાં બોલવાથી, કારણકે શાકરના સો કુજા વખતોવખત ઇંદ્રવણ જેવા કામ આવતા નથી.



## ૮. નીતિવચન.



**ભુંડાંઓની** ઉપર રેહેમ કરવી એ ભલાંઓની ઉપર સેતમ ગુજારવા બરાબર છે, અને જાલમોને માફી બખશવી એ જુલમ ગુજરેલાંઓની ઉપર જાસ્તી કરવા બરાબર છે.

ભુંડાં ઉપર જો તું માયા અને નવાજેશ કરશે તો તાહરી દોલત ઉપર, ભાગ પાડવા માટે, તે નજર કરશે.



## ૯. નીતિવચન.



**પાદશાહોની** દોસ્તી ઉપર ભરૂસો રાખવો ઘટતો નથી, અને છોકરાઓના ખુશ આવાજ ઉપરથી ઠગાવું જોઇતું નથી, કારણકે આ (યાને, છોકરાઓનો ખુશ આવાજ) જુવાની આવવે બદલાઈ જાય છે, અને તે (યાને, પાદશાહોની દોસ્તી) એકાદ (નહિ પસંદ આવે એવા) જવાબથી ફેરવાઈ જાય છે.

હજાર યારની માશુકને (તાહરૂં) દિલ આપતો નો, અને અગર આપે તો તે દિલ જુદાઈ માટે તૈયાર રાખજે.



## ૧૦. નસીહત.



**દરેક** છુપો ભેદ જે તું ધરાવતો હોય તે દોસ્ત આગળ મેલતો ના, (કારણ કે) એવું બને કે કોઈ વખત તે તાહરો દુશ્મન થાય. અને દરેક બુરાઈ કે જે તું કરી શકે તે દુશ્મનને પોંહોચાડતો ના, એવું બને કે કોઈ દિવસ તે (તાહરો) દોસ્ત બને. અને જે ભરમ તું છુપો રાખવા માગતો હોય તે કોઈ પણ શખ્સને કેહતો ના, પછી તે તાહરો ગમે એવો નિખાલસ દોસ્ત કાં ન હોય, કારણકે વળી તે દોસ્તના પણ દોસ્તદારો હશે.

પોતાનાં દિલનો ભરમ કોઇને આપવો, અને (તેને) કેહવું, કે "તું કોઈ આગળ બોલતો ના," તેનાં કરતાં

ચુપકીદી વધારે સારી (છે.) અરે ભોલા (માણસ!) ઝરાનાં મુખ આગળથીજ તું પાણી બંધ કર, કારણકે જ્યારે તે ભરાઈ જશે ત્યારે તું નદીને અટકાવી શકશે નહિ.

જે સુખન (દરેક) અનજુમનને કેહવાનો નહિ હોય તે તું (કોઇને) ખાનગીમાં કેહતો ના.



## ૧૧. નીતિવચન.



**નબળો** દુશ્મન કે જે તાબેદારી કરવા આવે અને દોસ્તી બતાવે તેની મતલબ આ સિવાય (બીજી) હોયજ નહિ કે તે મજબુત દુશ્મન બને. અને કેહવાયલું છે કે (જ્યારે) દોસ્તોની દોસ્તી ઉપર ભરૂસો નથી ત્યારે દુશ્મનોની ચાપલુસીથી શું પોંહચે?

માહરા દોસ્તો દુશ્મનો કરતાં પણ બદતર છે, દુશ્મનો તો પોતેજ એક જુદી ઇધાણી છે.



## ૧૨. નીતિવચન.



જે કોઈ (એક) નાધલા દુશ્મનને હલકો વિચારે છે તે તેવા ધણીને મળતો આવે છે કે જે એક નાધલી આગની દરકાર કરતો નથી.

આજે જ્યારે તું બુજાવાને શક્તિવાન છે, ત્યારે બુજાવી નાખ, કારણકે આગ જ્યારે વધી જશે ત્યારે જેહાનને બાળી નાખશે. દુશ્મનને જ્યારે તીરથી વિંધી નાખવા તું શક્તિવાન હોય ત્યારે તેને કમાનને ચીલ્લો ચહડાવવાનો વખત તું નો આપ.



## ૧૩. નીતિવચન.



બે દુશ્મનો વચ્ચે સુખન તું એવી રીતે બોલજે કે અગરજો તેઓ દોસ્ત થાય તો તું શરમિંદો નહિ બને.

બે જનની વચ્ચે લડાઇ આતશ મિસાલ છે, બદબખ્ત લુતરો આગ-લાકડાં લઈ જનારો છે. આ અને પેલો[1] ફરીથી પોતાનાં દિલ ખુશ કરે[2] ત્યારે પેલો (લુતરો) વચમાં આંધળાં નસીબનો અને ખેજાલત પામેલો થાય છે. બે જનની વચ્ચે આતશ સળગાવવો અને તેની વચ્ચે પોતે બળી મરવું એમાં અકલમંદી નથી.

દોસ્તોની સાથે સુખન ધીરેથી બોલજે, કે જેથી ખુનખાર દુશ્મન કાન ધરે નહિ. દીવાલની આગળ કંઈ પણ બોલે ત્યારે હુશિયારી રાખજે કે દીવાલની પાછળ કોઈ હોય નહિ.

૧. યાને, વઢેલા દોસ્તો. ૨. યાને, ફરી દોસ્તી કરે.



## ૧૯. નીતિવચન.



દુશ્મનની નસીહત કબૂલ રાખવી એમાં ખતા છે, પણ તે સાંભળવી રવા છે, કે જેથી તેનાથી ઉલટીજ રીતે તું અમલ કરે; અને તે તદન નેક છે.

દુશ્મન તુંને કહે કે "પેલું કર" તેથી તું સંભાળમાં રેહુજે, કારણકે (નહિ તો) તું ખિજવાટના હાથ ઘુંટણ ઉપર ઠોકશે. જો તે તુંને તીરના જેવો સિધો રસ્તો બતાવે તો ત્યાંથી તું પાછો ફરજે અને ડાબા હાથનો રસ્તો ધરજે.



## ૨૦. નીતિવચન.



બેહદ ગુસ્સો દેહશત ઉપજાવે છે, અને કવખતની મેહરબાની' ધાસ્તી નાબુદ કરે છે. એટલી બધી સખતાઇ નો કર કે લોકો તાહરાથી કંટાલી જાય, અને એટલી બધી નરમી નો (બતાવ) કે તાહરી ઉપર તેઓ દલેર બને.

સખતાઈ અને નરમી એકક સાથે ભેળાયલી ઠીક છે, રંગઆર મુકનારની માફક, કે જે જેમ જખમનો કરનારો તેમ મલમનો મુકનારો છે. દાનેશમંદ સખતાઇ એખત્યાર કરતો નથી, (તેમજ) સુસ્તી પણ નહિ, કે જેથી તેનો મરતબો

## ૧૭. નીતિવચન.



**દુશ્મનની** નબળાઈ ઉપર તું રેહમ નો કરતો, કારણકે જો તે બળવાન થશે તો તાહરી ઉપર તે દયા લાવનાર નથી.

દુશ્મનને જ્યારે તું નાતવાન જોય ત્યારે તું (પોતાની) મુછના આંકડા ઉપર પતરાજી નો માર; દરેક હાડકાંમાં ગુઠ હોય છે, દરેક પેહરનમાં મરદ હોય છે.



## ૧૮. નીતિવચન.



જે કોઈ એક બદ માણસને મારી નાખે છે તે ખલકનો એક મોહટી બલામાંથી, અને તે (બદ માણસ)નો ખોદાના આજાબમાંથી, છુટકારો કરે છે.

બખ્શેશ કરવી એ પસંદ કરવા લાયક છે, તોપણ ખલકને દુખ દેનારના જખમ ઉપર તું મલમ લગાડતો ના. જેણે સરપની ઉપર રેહમ કીધી તેણે એમ નહિ જાણ્યું કે આદમીનાં ફરજંદો ઉપર તે જુલમ સરખું છે.



ખાકમાંથી પેદા પડેલા આદમજાદને છાજે નહિ કે માથાંની અંદર ગરૂરી અને તુંદી અને પવન ધરાવે; આટલી બધી તુંદી અને સરકશી સાથે, હું નહિ ધારતો કે તું ખાકમાંથી (પેદા પડેલો) છે, તું આતશમાંથી (જન્મેલો) છે.

બઈલિકાન[1]ની જમીન ઉપર, એક આબેદની નજદીક હું જઈ પોંહોચ્યો. મેં કહ્યું, "મહને તરબિયત આપી જાહેલીથી પાક કર." તે બોલ્યો, "જા, ઓ વિદ્વાન! ખાકની મિસાલ નમાનો થા, નહિ તો જે પણ તું શિખ્યો છે તે સર્વ ખાકની હેઠળ તું દાટ."



## ૨૩. નીતિવચન.



**બદ ખસલતનું** માણસ એક (એવા) દુશ્મનને હાથ ગિરફતાર છે' કે જ્યાં પણ તે જાય છે ત્યાં તેની શિક્ષાની ચુંગાલમાંથી તે ખલાસી પામતો નથી.

અગરજો બદ ખસલતનું એક માણસ બલાના હાથથી (છુટવા) આસ્માન ઉપર જાય, તોપણ પોતાની બદ ખસલતના હાથે તે (ત્યાં પણ) બલામાંજ પડવાનો.

૧. કેસ્પીઅન સમુદ્રનાં બંદરો નજદીક આરમીન્યા મેજરમાં આવેલું એક શેહર.



હલકો પડે. તે પોતાને મોહટાઈ આપતો નથી, (તેમ વળી) એકદમ પોતાને હલકો (પણ) પાડતો નથી.

એક ભરવાડે (પોતાના) બાપને કહ્યું, "ઓ દાનાવ મરદ! મહને ઘરડાઓની એક નસીહત શિખવ." તે બોલ્યો, "નેકમરદી કર, (પણ) એટલી બધી નહિ કે તિક્ષણ દાંતવાળું વરૂ હિમ્મતવાન બને."



## ૨૧. નીતિવચન.



બે જન રાજ અને દીનના દુશ્મન હોય છે—નરમાસ વિનાનો પાદશાહ અને એલમ વિનાનો પરહેજગાર.

રાજને માથે ફરમાન આપનારો પાદશાહ તે ના હોતો કે જે ખોદાનો ફરમાનબરદાર બંદો ન હોય.



## ૨૨. નીતિવચન.



પાદશાહને ઘટે છે કે દુશ્મનો ઉપર ગુસ્સો એટલી હદ સુધી નહિ લઈ જાય કે (જેથી) દોસ્તોને તેની ઉપર ભરૂસો નહિ રહે, કારણકે ગુસ્સાનો આતશ પેહેલાં તો ગુસ્સાના ધણીની અંદર પડે છે, ત્યાર પછી તેનું બળતું દુશ્મનને પોંહચે યા ન પોંહચે.

ખાકમાંથી પેદા પડેલા આદમજાદને છાજે નહિ કે માથાંની અંદર ગરૂરી અને તુંદી અને પવન ધરાવે; આટલી બધી તુંદી અને સરકશી સાથે, હું નહિ ધારતો કે તું ખાકમાંથી (પેદા પડેલો) છે, તું આતશમાંથી (જન્મેલો) છે.

બઇલિકાન[1]ની જમીન ઉપર એક આબેદની નજદીક હું જઈ પોંહોચ્યો. મેં કહ્યું, "મહને તરબિયત આપી જાહેલીથી પાક કર." તે બોલ્યો, "જા, ઓ વિદ્વાન! ખાકની મિસાલ નમાનો થા, નહિ તો જે પણ તું શિખ્યો છે તે સર્વ ખાકની હેઠળ તું દાટ."



## ૨૩. નીતિવચન.



**બદ ખસલતનું** માણસ એક (એવા) દુશ્મનને હાથ ગિરફ્તાર છે કે જ્યાં પણ તે જાય છે ત્યાં તેની શિક્ષાની ચુંગાલમાંથી તે ખલાસી પામતો નથી.

અગરજો બદ ખસલતનું એક માણસ બલાના હાથથી (છુટવા) આસ્માન ઉપર જાય, તોપણ પોતાની બદ ખસલતના હાથે તે (ત્યાં પણ) બલામાંજ પડવાનો.

---

૧. કેસ્પીઅન સમુદ્રનાં બંદરો નજદીક આરમીન્યા મેજરમાં આવેલું એક શેહર.



## ૨૪. નીતિવચન.



જ્યારે તું જોય કે દુશ્મનના સિપાહોમાં ફાટફૂટ પડી છે ત્યારે તું નચિંત રેહજે, અને અગર તેઓ જોડાયલા હોય તો તાહરી પરેશાનીનો અંદેશો તું કરજે.

દુશ્મનોની વચ્ચે તું જંગ જોય ત્યારે જઇને દોસ્તોની સાથે નચિંતાઈથી બેસજે. અને અગર તું જાણે કે તેઓ પોતપોતામાં એક જબાનના[1] છે તો કમાનને ચીલ્લો ચહડાવજે અને કિલ્લા ઉપર પથ્થર લઈ જજે.



## ૨૫. નીતિવચન.



**દુશ્મન** જ્યારે સઘળી યુક્તિઓમાં નિષ્ફળ નિવડે છે, ત્યારે તે દોસ્તીની સાંકળ ખણખણાવે છે. તે વખતે તે દોસ્તીનાં રૂપમાં એવાં કામો કરશે કે જે કોઈ પણ (ખુલ્લો) દુશ્મન પોતે કરી શકે નહિ.

---

૧. સાથે મળી ગયલા.



## ૨૬. નસીહત.



સરપનું માથું દુશ્મનને હાથે છુંદ, કે જેથી એ સારી ચીજમાંની એક બન્યા વગર નહિ રેહશે. અગર દુશ્મન ફાવશે તો સાપને મારી નાખશે; અગર નહિ તો દુશ્મનથી તાહરો છુટકો થશે.

લડાઇને દિવસે નબળા દુશ્મનથી તું નચિંત નો રેહતો, કારણકે જ્યારે તે દિલમાંથી જીવની ફિકર કાહડી નાખશે ત્યારે તે સિંહનું ભેજું બાહેર લાવશે.



## ૨૭. નીતિવચન.



એવી (કંઇ) ખબર તું જાણતો હોય કે જેથી (કોઇનું) દિલ આજુરદેહ બને તો તું ખામોશ રેહજે, કે જેથી કોઈ બીજો તે (ખબર) લઈ આવશે.

બુલબુલ! વસંતની ખુશ ખબર તું લઈ આવ! માઠી ખબર, તું ઘુવડને માટે રેહવા દે.



## ૨૮. નીતિવચન.



**પાદશાહને** કોઈની બેઈમાની વિષે વાકેફ ના કરતો, સિવાય તે વખતે કે જ્યારે (તાહરૂં કેહવું) પુરેપુરૂં કબૂલ રેહવા વિષે તું ખાતરી ધરાવતો હોય, અગર નહિ તો તાહરી પોતાની હલાકી માટે તું કોશેશ કરશે.

સુખન બોલવા તું તે વેળાએજ ઠેરાવ કરજે કે જ્યારે તું જાણે કે (તાહરા) સુખન કારગર નિવડશે.



## ૨૯. નીતિવચન.



**જે** કોઈ એક આપમતિયાને નસીહત દેવા જાય છે તે પોતે નસીહત મેળવવાને મોહતાજ છે.



## ૩૦. નસીહત.



**દુશ્મનથી** ફરેબ નો ખા અને બાકાં ફુંકનારાથી ગરૂરી નો ખરીદ, કારણકે પેલાએ (યાને, દુશ્મને) મક્કરનો ફાંદો માંડેલો છે, અને એણે (યાને, બાકાં

પુંકનારાએ) લોભનું મોહડું ખોલેલું છે. તારીફ (એક) એહમકને ખુશ લાગે છે, જેમકે એક લાશનાં કુલ્લાંમાં જો તું દસ ફુંકે તો તે ફરબે દેખાય.

સંભાળમાં રેહ, કે જેથી તું ખુશામંદિયાની તારીફ સાંભળે નહિ, કારણકે તાહરેથી તેને કંઇક નફ્રો પોંહચે છે. અગરજો કોઈ દિવસ તેની મુરાદ તું બર નહિ લાવશે તો તાહરી અસોગણી એબ તે ગણવા બેસશે.



## ૩૧. નીતિવચન.



**બોલનારની** ખામી જ્યાં સુધી કોઈ પકડે નહિ ત્યાં સુધી તેના સુખન સુધરે નહિ.

નાદાનોની વખાણ અને તાહરાં પોતાનાં ગુમાન ઉપરથી તાહરા બોલવાની ખૂબી ઉપર તું મગરૂર નો બન.



## ૩૨. નીતિવચન.



સર્વ કોઇને પોતાની અક્કલ ઘણી સરસ અને પોતાનું ફરજંદ ઘણું ખૂબસૂરત જણાય છે.

એક યાહૂદી અને મુસલમાન સામસામી તકરાર કરતા હતા, એવી રીતે કે તેમના ઝઘડાથી મહને હસવું આવ્યું. મુસલમાને તાનો મારીને કહ્યું, “અગર આ માહરો કબાલો

બરાબર નહિ હોય, તો ઓ ખોદા! મહને યાહૂદીને મોતે મારજે." યાહૂદીએ કહ્યું, "હું તોરાત[1]ના સોગંદ ખાઈ કહું છું કે અગરજો હું ઉલટું કરતો હોઉં તો હું તાહરા જેવો મુસલમાન છું." અગર દુનિયાના (આખા) વિસ્તાર ઉપરથી અક્કલ નાબુદ થઈ જાય તો કોઈ પોતાને વિષે એમ નહિ વિચારે કે "હું નાદાન છું."



## ૩૩. નીતિવચન.



**દસ** આદમી એક સુફરા ઉપર જંમશે, પણ બે કુતરા એક મુરદાં ઉપર એકકસે હલીમલીને ચાલશે નહિ. લોભી, આખી પૃથ્વિ મળે તોપણ, ભુખ્યો રેહશે, અને સંતોષી એક નાનથી ધરાઈ જશે. ફિલસુફો કહે છે, (કે) "સંતોષ સાથનો એક દરવીશ, માલ સાથના એક તવંગર કરતાં બેહતર છે."

તંગ આંતરડું નાનના એક ગોળાથી ભરાઈ જશે, (પણ) આખી દુનિયાની ન્યામત તંગ નજરને પુર કરી શકશે નહિ.

માહરો બાપ, જ્યારે તેની ઉંમરનો દોર તમામ થવા આવ્યો ત્યારે, મહને આ એક નસીહત કહીને ગુજરી ગયો, કે "હવસ આતશ છે, તેનેથી તું દૂર રહે; દોજખનો આતશ તાહરી પોતાની ઉપર તેજી ના બનાવ. તે આતશમાં બળવાની તાકત તું ધરાવતો નથી, (માટે) આજે આ આતશ ઉપર તું સબુરીથી પાણી રેડ."

૧. યાહૂદીઓની પવિત્ર કેતાબ.



## ૩૪. નીતિવચન.

જે કોઈ (પોતાની) સબળી હાલતમાં નેકી કરતો નથી તે પોતાના નબળા વખતમાં સખ્તી જોય છે.

(એક) મરદુમઆઝાર કરતાં વધારે બદ સેતારાનો કોઈ નથી, કારણકે મુસીબતને દાહડે કોઈ તેનો દોસ્ત નથી.



## ૩૫. નસીહત.

જે કંઈ જલદીથી બર આવે છે તે લાંબો વખત ટકતું નથી. મેં સાંભળ્યું છે કે પૂર્વના મુલકમાં ચીનીનું એક પ્યાલું બનાવવામાં ચાલીસ વર્ષ લેવામાં આવે છે. મરદસ્ત[1]માં તો એક દિવસમાં સો (પ્યાલાં) બનાવે છે. આખરે તેની કીંમત તું એવીજ જોય છે.

મરઘીનું બચ્ચું ઈંડાંમાંથી બાહેર નિકળે છે અને રોજી શોધે છે; આદમીનું બચ્ચું (જન્મતાં વાર) અક્કલ અને વિચાર શક્તિની કશી ખબર ધરાવતું નથી. પેલું (યાને, મરઘીનું બચ્ચું) કે જે એકાએક કંઈક અગત ધરાવતું બની જાય છે તે કોઈ પણ ચીજને પોંહોચતું નથી, અને આ

૧. શીરાઝની નજદીકનું એક શેહેર, જ્યાં હલકી કિસમનું કોડીકામ બનાવવામાં આવે છે. કોઇ કેતાબોમાં "મરદસ્ત"ને બદલે "બગદાદ" શેહેરનું નામ વાપરવામાં આવ્યું છે.

(યાને, આદમીનું બચ્ચું) મરતબા અને કાબેલિયતમાં સર્વ ચીજથી ચહડતું બને છે. કાચ તું સઘળી જગે જોય છે તેથી તેની કીંમ્ત નથી, માણક મુશ્કેલીથી હાથ આવે છે તે સબબથી તે બહુ કીમતી ગણાય છે.



## ૩૬. નીતિવચન.



**કામ** ધીરજથી બર આવે છે, અને ઉતાવળ્યો ઉંધે મસ્તક તુટી પડે છે.

મેં, માહરી નજરે, બિયાબાનમાં જોયું છે કે આસ્તેથી જનારો મરદ દોડતાઓની આગળ નિકળી ગયો છે. પવન વેગે જતો ઘોડો દોડતાં હેઠલ આવે છે; ઉંઠ ઉપર સવાર થયલો એકજ રીતે આસ્તેથી હાંકયો જાય છે.



## ૩૭. નીતિવચન.



**નાદાનને** માટે ચુપકીદી કરતાં બેહતર (કંઈજ ચીજ) નથી, અને એ અગર તેણે સલાહકારક જાણ્યું હતે તો તે નાદાન ન હતે.

જ્યારે તું ઉંચી કાબિલયત ધરાવતો નથી ત્યારે બેહતર એ છે કે (તાહરી) જબાં તાહરાં મખમાં તું તપાસી રાખે.

આદમીને તેની જબાં ફજેત કરે છે, (જેમકે) મગજ વિનાની અખરોટમાં હલકાઈ હોય છે.

એક ગધેડાને એક મુરખો તાલીમ આપતો હતો, (અને) તેની ઉપર તે ચાલુ મેહનત પુરતી રીતે ખરચ્યો જતો. એક દાનાવ માણસે તેને કહ્યું, "અરે નાદાન! તું (આ) શું કોશેશ કરે છે? આ ઘેલાપણાંમાં ભુંડું બોલનારાઓની હસીથી તું બીહતો રેહ. હેવાનો તાહરાથી બોલી શિખનાર નથી, તું હેવાનોથી ખામોશી શિખ."

જે જવાબ આપવામાં વિચાર કરતો નથી, તેનાથી નહિ ઘટતા સખુનો વધારે બોલાય છે. યા હોશ ધરાવનાર માણસની માફક સખુનને શોભા આપ, યા તો હેવાનોની માફક ચુપ બેસ.



## ૩૮. નીતિવચન.



જે કોઈ પોતાના કરતાં વધારે દાનાવ સાથે તકરાર કરે છે, કે જેથી લોકો જાણે કે તે દાનાવ છે, તો લોકો તેને નાદાનજ જાણે છે.

તું છે તેનાં કરતાં કોઈ બેહતર (માણસ) જ્યારે સુખન બોલે ત્યારે જોકે તું (તેના કરતાં) વધારે સારૂં જાણતો હોય તોપણ તેની સામે બોલતો ના.



## ૩૯. નીતિવચન.

જે કોઈ બદ માણસોની સાથે બેસે છે તે નેકી જોતો નથી.

અગરજો એક ફરેશ્તો દેવ સાથે બેસે તો તે જંગલીપણું અને વિશ્વાસઘાત અને દગો (કરવાનું) શિખે. ભુંડાંઓથી ભુંડાઈ સિવાય તું (બીજું કંઈ) શિખશે નહિ. વરૂ ચામડાં સીવવાનું કામ કરી શકે નહિ.

## ૪૦. નીતિવચન.

**માણસોની** છુપી એબ તું જાહેર ના પાડતો, કારણકે (તેથી) તું તેઓને રૂસવા કરશે, અને પોતાને ભરોસા વગરનો (ઠેરવશે.)

## ૪૧. નીતિવચન.

જે કોઇ એલમ પઢયો, અને જેણે (તેની ઉપર) અમલ નહિ કીધો, તે તેવા (ધણી) ને મળતો આવે છે કે જેણે બલદ હાંક્યા[1] અને બીજ ન વાવ્યાં.

---

૧. યાને, હલ ફેરવ્યો, કારણકે હલ સાથે બલદ જોડવામા આવે છે.

## ૪૨. નીતિવચન.

બેદિલ તનથી ભક્તિ થઈ શક્તી નથી, અને મગજ વગરનાં કોટલાં વેપાર માટે લાયક નથી.

## ૪૩. નીતિવચન.

જે કોઈ તકરાર કરવામાં ચાલાક હોય તે વહીવટ કરવામાં (પણ) સરસ હોય એમ નથી.

ઘણાક ખૂબસૂરત આકાર ચાદરની હેઠળ હશે, (પણ) જ્યારે તું તે ઉઘાડશે ત્યારે (કોઈ) મસઈ (જેવી બુઢી) હશે.

## ૪૪. નીતિવચન.

જો સઘળી રાત કદ્રની રાત[૧] હતે તો કદ્રની રાતની કદર કોઈ બુજતે નહિ.

અગર સઘળા પથ્થર બદખશાનનાં લાલ હતે તો પછી લાલ. અને પથ્થરની કીંમત એક સરખીજ રેહતે.

૧. જે રાતે પેગામ્બર મહમ્મદને આસમાન ઉપરથી કોરાન મળેલી કેહવાય છે તે રાતને "કદ્રની રાત" (Night of Power or of the Divine Decree) કેહવામાં આવે છે. સાધારણ રીતે રમજાન મહિનાના ૨૭ મા દિવસની આગલી રાત "કદ્રની રાત" સમજવામાં આવે છે. જુઓ કોરાન સુરા ૯૭ મો.—પ્લાત.

## ૪૫. નીતિવચન.



જે કોઈ દેખાવમાં સોહામણું હોય છે તેની ખસલત (પણ) સોહામણી હોય છે એમ નથી.

માણસની હુશિયારી એક દિવસમાં પારખી શકાય છે કે તેનો એલમ કેટલે દરજ્જે પોંહોચી ચુકયો છે. પણ તેના ભિત્તરથી તું નચિંત ના રેહતો અને ઠગાતો ના, કારણકે જાતિ દુષ્ટપણું વર્ષો છતાં માલમ પડતું નથી.



## ૪૬. નીતિવચન.



જે કોઈ મોહટાઓ સાથે લડે છે તે પોતાનું(જ) લોહી રેડે છે.

તું પોતાને મોહટો ગણે છે? (ત્યારે તો) ખરૂંજ કેહવાયલું છે (કે તું) બાડી નજરનો (છે, કે જે) એકનું બે જોય છે. તું, કે જે મેંઢાં સાથે ટક્કર ઝીલે છે, તે જલદીથી તાહરૂં કપાલ ફુટેલું જોશે.



## ૫૦. નીતિવચન.



હુન્નર વગરનાઓ હુન્નરમંદને દેખી શકતા નથી, જેમકે બજારૂ કુતરાં શેકારી કુતરા ઉપર ભોંસે છે અને તેને આગળ આવવા દેતાં નથી; યાને, નીચ (માણસ) જ્યારે હુન્નરમાં કોઈ (બીજા) ની બરોબરી કરી શકતો નથી ત્યારે તેને માટે ભુંડું બોલવા તે તૈયાર થાય છે.

કોતાહ હાથનો[૧] હસદખોરો માણસ, કે જેની બોલવાની જબાં (કોઈની) સામે મુગી થઈ જાય છે તે, બચીતજ, ગીબત કરવાનો.



## ૫૧. નીતિવચન.



અગરજો પેટનો જુલમ ન હતે તો કોઈ પણ પક્ષી જાલમાં ફસતે નહિ, બલ્કે પારધી જાલ પાંથરતેજ નહિ.

પેટ હાથની બેડી છે અને પગની જંજીર. જે પેટનો ગોલામ છે તે ખોદાતાલાની પરસતેશ કવચીતજ કરે છે.

---

૧. યાને, શક્તિ નહિ ધરાવનારો.



## પર. નીતિવચન.

**દાનાવો** લાંબે લાંબે વખતે ખાય છે, અને આબેદો અરધા ધરાઇને, અને પરહેજગારો જીવનો બચાવ થાય તેટલું, અને જુવાનો ખુમચો ઉઠાવી લેય ત્યાં સુધી, અને બુઢાઓ પરસેવો નિકળે ત્યાં તક; પણ કલંદરો[1] એટલું બધું ખાય છે કે પેટમાં દમ લેવાની (પણ) જગ્યા રેહતી નથી અને સુફરા ઉપર એક જન જેટલું (પણ) ખાવાનું બાકી રેહતું નથી.

પેટની બેડીથી બંધીવાન થયલાને બે રાત ઉંઘ આવતી નથી, એક રાત પથ્થર જેવો માદો થવાથી અને (બીજી) એક રાત દિલની તંગીને લીધે.

## પ૩. વાઅજ.

**ઓરતો** સાથ મસલત કરવી (એ) પાયમાલી છે, અને બદકારોને સખાવત કરવી (એ) ગુનાહ છે.

તિક્ષણ દાંતના ચિત્તા ઉપર રેહેમ કરવી એ ગોસપંદો ઉપર સેતમ કરવા જેવું છે.

૧. કલંદરો દરવીશોનો એક ટોળો છે, કે જેઓ પોતાનાં માથાં અને દાઢી બોડાવી નાખે છે, અને બાયડી, મિત્રો, ધનદોલત, જે પણ હોય તે, મેલી દઇ દુનિયા ત્યાગ કરે છે. હિજરી સનેની પાંચમી સદીની શરૂઆતને આસરે આ ટોળો સ્થાપવામાં આવ્યો હતો.—પ્લાટ્સ.

## ૫૪. નીતિવચન.

હર કોઇ, કે જેનો દુશ્મન તેની આગળ હોય, તે જો તેને મારી નહિ નાખે તો તે પોતાનોજ દુશ્મન છે.

હાથની અંદર પથ્થર અને પથ્થરની ઉપર સાપ (હોય તો) હોશવાલો માણસ (તે સાપને કચડી નાખવા) ઢીલ કરે નહિ.

અને કેટલાકોએ એથી ઉલટુંજ વાજબી જોયું છે, અને કહ્યું છે, કે "બંધીવાનોને મારી નાખવામાં પુખ્ત વિચાર કરવો વધારે સારો છે, એટલા વાસ્તે કે (મારી નાખવા આગમજ) અખત્યાર (હાથમાં) બાકી છે—(તેમને) મારી નાખી શકાય, કે જીવતદાન બખ્શી શકાય. અગર વગર વિચારે મારી નાખવામાં આવે તો બની શકે એવું છે કે કંઇ ફાયદો થતો રહી જાય કે જેના જેવો (લાભ) પાછો મેળવવો અશક્ય થઇ પડે.

જીવતાંને બેજાન કરવું ઘણું સેહલ છે, મારી નાખેલાંને પાછું જીવતું કરી શકાતું નથી. તીર ફેંકનારે સબુરી રાખવી એ અક્કલની શરત છે, કારણ કે જ્યારે (તીર) કમાન મધેથી છુટે છે ત્યારે તે પાછો આવતો નથી."



## ૫૫. નીતિવચન.



એક દાનાવ જો એક જાહેલ સાથે ભાંજગડમાં પડે તો (તેનાથી) તેણે ઈજ્જતની આશા રાખવી ઘટતી નથી. અગર તે જાહેલ તે દાનાવ ઉપર સુખનદરાજીમાં ફાવી જાય તો (તેમાં) અજાયબી નથી, કારણ કે પથ્થર જે છે તે જહવેરને ભાંગી નાખે છે.

એક બુલબુલ કાગડા સાથે એકજ પાંજરામાં હોય (અને) તેનો દમ અગર હેઠો જાય[1] તો (તેમાં) અજાયબી નથી.

અગર હુન્નરમંદને લુચ્છાઓથી જફા જોવી પડે તો તે પોતાનાં દિલને આજાબ દેતો નથી અને ગુસ્સે (પણ) થતો નથી. અગર હિણો પથ્થર સુન્નાંનો કાંસ્યો ભાંગી નાખે તો તે પથ્થરની કીંમત વધતી નથી અને સુન્નાંની કીંમત ઘટતી નથી.



## ૫૬. નીતિવચન.



એક દાનાવ માણસને નીચ માણસોના ટોળામાં સુખન અટકાવવા પડે તો તું અજબ નો થતો, કારણ કે તંબુરાનો આવાજ ઢોલના આવાજ ઉપર ફાવી શકતો નથી, અને અમ્બરની ખુશબો ગંદી ગંધ આગળ દબી જાય છે.

---

૧. યાને, તેનું ગાવાનું ધીમું પડે.

મોહટા આવાજના નાદાને (પોતાની) ગરદન ઉંચી કીધી,[1] કારણ કે તેણે બેહયાઈથી દાનાવને ઉતારી પાડ્યો. (પણ) તે જાણતો નથી કે હેજાઝનો રાગ[2] એક બાજીગરના તબલાની બાંગ આગળ દબાઈ જાય છે.



## ૫૭. નીતિવચન.



**જવ્હેર**, અગરજો તે કિચડમાં પડે તોપણ, કીમતીજ છે, અને ધુળ, અગરજો તે આસ્માન ઉપર જાય તોપણ, તુચ્છ છે. તરબિયત વિનાની કાબેલિયત અફસોસકારક છે, અને બુદ્ધિહીનને તરબિયત આપવી મિથ્યા છે. રાખ ઉંચ અસલિયાત ધરાવે છે, કારણ કે આતશ એક મોતેબર મૂળ તત્વ છે; તોપણ, ખુદ પોતાની અંદર જ્યારે તે કંઈ ગુણ ધરાવતી નથી, ત્યારે તે ખાક બરાબર છે. શાકરની કીંમત કંઈ શેરડી ઉપરથી નથી, કારણ કે તે પોતાની અંદરેજ પોતાની ખાસીયત ધરાવે છે.

કૅનઆન[3] જ્યારે નાલાયક પ્રકૃતિ ધરાવતો હતો ત્યારે તે પેગમ્બરનો દીકરો હતો તેથી કંઈ તેની કીંમત વધી હતી નહિ.

૧. યાને, ગરૂરી કીધી.

૨. ઈરાની ગાયનવિદ્યાનો એક ચોકસ રાગ, કે જે અરબસ્તાનનાં હેજાઝ પરગણાં (Arabia Petræa) તરફથી આવ્યો હોય એમ માની શકાય છે.

૩. મુસલમીનો પ્રમાણે નુહ (Noah) પેગમ્બરનો છોકરો.

અગર (તાહરી) સોડે લાયકાત હોય તો બતાવ, (તાહરી) ઓલાદ નહિ; ગોલાબ કાંટામાંથી (પેદા થયો) છે અને ઈબ્રાહીમ[1] આઝરમાંથી.



## ૫૮. નીતિવચન.



**કસ્તુરી** તે છે કે જે પોતે ખુશબો આપે છે, નહિ તે કે જે અત્તારી ઓલખાવે છે. દાનાવ ખુશબોઈ વેચનારના દાબડા જેવો છે, ચુપ, પણ હુન્નર દેખાડનારો; અને નાદાન બાજીગરના તબલા જેવો છે, મોહટા આવાજનો, પણ અંદરથી ખાલી.

સાચા માણસોએ એક કેહવત કહેલી છે કે અજ્ઞાનોની વચ્ચે એક વિદ્વાન આંધલાઓની વચ્ચે એક ખૂબસૂરત માશુકના જેવો, (અથવા) ઝંદીકો[2]નાં ધર્મ-સ્થળમાં કોરાનના જેવો છે.

---

૧. Abraham—યાહૂદીઓનો મોહટો વડવો. કેટલાકો મુજબ આઝર ઈબ્રાહીમનો બાપ હતો, અને બીજાઓ મુજબ એના બાપનું નામ તારખ હતું, જ્યારે આઝર એનો કાકો થતો હતો, જેણે એના બાપનાં મરણ પછી તેને પોતાને સ્વાધીન લઇ ઉધાર્યો હતો. આઝર પોતે મૂર્ત્તિઓનો બનાવનાર અને મૂર્ત્તિપૂજક હતો, એટલે આવી હલકી તોખમમાંથી ઈબ્રાહીમ સરખો નામીચો નર પેદા પડ્યો હતો એવું દેખાડવાની સાઅદીની મતલબ છે.

૨. ફારસી "ઝંદ" ઉપરથી અરબી "ઝંદીક," યાને જરથોસ્તી ધર્મ માનનારા.



## ૫૯. નીતિવચન.



**એક** દોસ્ત કે જેને આખી ઉંમરે હાથ કરવામાં આવેલો હોય તેની સાથે એક પળમાં પ્રીતિ તોડી નાખવી જોઈતી નથી.

પથ્થર કેટલેક વર્ષે લાલનો એક ટુકડો બને છે. સંભાળ! કે તું તેને એક પળમાં પથ્થરથી ભાંજી નહિ નાખે.



## ૬૦. નીતિવચન.



**હવસના** હાથમાં અક્કલ એવી રીતે ગિરફ્તાર છે કે જેમ એક મરદ એક મક્કારા ઓરતના હાથ ઉપર.

ખુશાલીનો દરવાજો તું તે ઘરનો બંધ કરજે કે જ્યાંથી ઓરતનો સાદ બુલંદ આવતો હોય.



## ૬૧. નીતિવચન.



**વગર** કૌવતની બુદ્ધિ મક્કર અને ઠગાઇ છે, અને બુદ્ધિ વિનાનું કૌવત જાહેલી અને ઘેલાપણું છે.

પરિક્ષા કરવાની શક્તિ અને તદબીર અને બુદ્ધિ (પેહેલાં) જોઇએ, અને ત્યાર બાદ મુલક,[1] કારણ કે નાદાનનાં મુલક અને દોલત તેની પોતાનીજ (સામેનાં) જંગ માટેનાં હથિયાર છે.

---

૧. યાને, રાજહકુમત.



## ૬૨. નીતિવચન.



ઉદાર સનનો એક માણસ, કે જે ખાય છે અને આપે છે, તે, એક આબેદ કરતાં, બેહતર છે, કે જે રોજા પાલે છે અને એકઠું કરે છે. જેણે લોકોની પ્રસંદગીને ખાતર હવસ તરક દીધો છે તે હલાલ હવસમાંથી હરામ હવસમાં પડ્યો છે.

આબેદ કે જે ખોદાને ખાતર ખુણે બેસ્તો નથી તે બીચારો અંધારી આરસીમાં શું જોઈ શકે?



## ૬૩. નીતિવચન.



થોડે થોડે ઘણું થાય, અને ટીપે ટીપે ધોધવો બને; અને, જેઓ કૌવતનો હાથ ધરાવતા નથી તેઓ નાધલો પથ્થર સાચવી રાખે છે, કે જેથી તકને વખતે દુશ્મનનાં માથાંમાંથી ભેજું તેઓ બાહેર કાહડે.

ટીપાં ઉપર ટીપું જ્યારે એકઠું થાય છે ત્યારે નદી બને છે, અને નદી ઉપર નદી જ્યારે જમાવ થાય છે ત્યારે દરિયો બને છે.

થોડું થોડું સાથે મળી ઘણું થાય છે, કોઠારમાં દાનો દાનો મળી અનાજનો ઢગ બને છે.



## ૬૪. નીતિવચન.

વિદ્વાનને છાજે નહિ કે એક અભણની તોછડાઈ નરમાસથી અખાડા કરી જાય, કારણકે બંધે બાજુને (તેથી) નુકસાન પુગે છે. આ (યાને, વિદ્વાન) માટેની હેબત (પેલા અભણનાં દિલમાં) કમતી થાય છે, અને પેલા (અભણ)ની જાહેલી મક્કમ બને છે.

જ્યારે એક નીચ માણસ સાથે તું નરમાસ અને ખુશી સાથે વાત કરશે ત્યારે તેની પતરાજી અને ગરૂરી વધી જશે.

## ૬૫. નીતિવચન.

ગોનાહ કોઈથી પણ નિપજે તે નાપસંદ કરવા જોગ છે, પણ વિદ્વાનોથી નિપજે તો તે વધારે નરસું છે, કારણકે એલમ શેતાન સાથની લડાઈનું હથિયાર છે, અને હથિયારના ધણીને જ્યારે બંધીવાન તરીકે લઈ જવામાં આવે છે ત્યારે તેને શરમ વધારે પોંહચે છે.

પરેશાન થયલો એક નાદાન મૂર્ખો, વગર પરહેજગારીના દાનેશમંદ કરતાં વધારે સારો છે, કારણકે પેલો (મૂર્ખ) અંધાપાને લીધે રસ્તામાં ટુટી પડ્યો, પણ આ (દાનેશમંદ)ને તો બે આંખ હતી અને (તોપણ) તે કુવામાં પડ્યો.

## ૬૬. નીતિવચન.

જાન (ફકત) એક દમના હવાલામાં છે, અને દુનિયા બે નીસ્તીની વચ્ચેની એક હસ્તી છે. દુનિયાને માટે દીનને વેચતો ના, કારણકે દુનિયાને દીન વેચુનારાઓ ગધેડા છે. યૂસુફને વેચવામાં આવે છે, શું ખરીદવા માટે?

"ઓ આદમના બેટાઓ! મેં તમોને શું ફરમાવ્યું નથી કે શેતાનની પૂજા કરતા ના, કારણકે તે તમારો ખુલ્લો દુશ્મન છે?"

દુશ્મનના કેહવાથી તેં દોસ્તીનું પેમાન તોડ્યું, (હવે) જો! કે તેં કોણથી તોડ્યું અને કોણ સાથે જોડ્યું.

## ૬૭. નીતિવચન.

**શેતાન** પરહેજગારો સાથે ફાવતો નથી, અને સુલતાન મુફ્લેસો સાથે.

જે કે નિમાજ વગરનો હોય તેને (કંઈ) ઉછીનું આપતો ના—અગરજો તેનું મોહડું ભુખમરાથી ઉંઘાડું રહેલું હોય તોપણ—કારણકે તે ખોદાની ફરજ ગુજારતો નથી, (તો પછી) તાહરાં કરજનો પણ ગમ તે ધરાવનાર નથી. આજે તે બે મુવેલાંઓના (હિસ્સા) કરતાં વધારે લેશે, કાલે જ્યારે બધાં જીવતાં થશે ત્યારે તે મરી જશે.

## ૬૮. નીતિવચન.



જે કોઈની જીંદગીમાં કોઇએ તેની રોટી નહિ ખાધી હોય તે જ્યારે મરી જાય ત્યારે લોકો તેનું નામ લેતાં નથી. દ્રાક્ષની લેજ્જત વિધવા જાણે છે, નહિ કે મેવાનો ધણી. સાચ્ચો યુસુફ (જેની ઉપર શાંતિ હોજો!) મિસરના દુકાળનાં સાલમાં ધરાઇને ખાતો હતો નહિ કે જેથી ભુખ્યાંઓને તે ભુલી જાય નહિ.

રાહત અને ન્યામતોમાં જે જીવેલો છે તેને ભુખ્યાંઓનો હાલ કેવો છે તેની શી ખબર હોય? નાચારોની હાલત તેજ જાણી શકે કે જે પોતાના એહવાલથી નાચાર બનેલો હોય.

એ તું! કે જે દોડતા ઘોડા ઉપર સવાર થયલો છે, હુશ્યારી રાખજે! કે કાંટાને ઉપાડનારો બાપડો ગધેડો પાણી અને કિચડમાં છે. ભિખારી પાડોસીનાં ઘરમાંથી આતશ નો માગતો, કારણકે તેનાં જાલ્યાંમાંથી જે નિકળે છે તે (તેનાં) દિલનો ધુંવો છે.



## ૬૯. નસીહત.



નબળી હાલતના દરવીશને તું દુકાળની તંગી વેળા (એમ) નો પુછતો કે "તું કેમ છે?" સિવાય આ શરતે, કે તેના ઘા ઉપર તું મલમ ચોપડે અને તેની આગળ તું દેરમ મેલે.

એક ગધેડાને તેના બોજા સાથે કિચડમાં પડેલો તું જોય તો (તાહરાં) દિલથી તેની ઉપર દયા કરજે, પણ તેનાં માથાં આગળ જતો ના. (પણ) જ્યારે તું જાય અને તેને પુછે કે "તું કેમ પડી ગયો?" તો કમ્મર બાંધજે અને મરદની માફક ગધેડાની પુછડી પકડજે.[1]

## ૭૦. નીતિવચન.

બે ચીજ અક્કલથી વિરૂદ્ધ છે—ઠેરવેલી રોજી કરતાં વધારે ખાવું અને નેમેલા વખતની આગમજ મરવું.

અગર હજાર રડાપીટ અને હાય, શુકરગુજારીમાં યા ફરિયાદમાં, એક મોહડાંમાંથી બાહેર નિકળે, તોપણ કજા[2] બદલાવાની નથી. પવનના ખજાના ઉપર જે ફરેસ્તો મુવક્કલ છે તેને, કોઈ વિધવાનો ચેરાગ બુજાઈ જાય તે માટે, શું ગમ હોય છે?

## ૭૧. નીતિવચન.

ઓ રોજીને શોધનારા! બેચી રેહ, કારણકે તુંને ખાવાનું મળશે. અને ઓ અજલના શોધેલા! નો નાહસ, કારણકે તું જાન બચાવી શકનાર નથી.

૧. યાને, તેની પુછડી પકડી તેને કિચડમાથી બાહેર કાહડજે.
૨. યાને, કિસમતમાં લખાયલું હોય તે.

રોજીની કોશેશ તું કરે, યા ન કરે, (તોપણ) મોહટો અને કીર્त्तिवंत ખોદા (તે તુંને) પોંહચાડે છે. અને અગર તું સિંહ અને વાઘનાં મોહડાંમાં જાય, તોપણ (તાહરાં) મોતના દાહડા વગર તેઓ તુંને ખાનાર નથી.



## ૭૨. નીતિવચન.



જે નહિ નેમેલું હોય તેની ઉપર હાથ પોંહોચતો નથી, અને નેમેલું જ્યાં પણ હોય ત્યાંથી તે આવી પોંહોચે છે.

તેં સાંભળ્યું છે કે સિકંદર ઘણીક મેહનતે અંધારા મુલક[1]માં પોંહોચ્યો અને તોપણ તે આબે હૈયાત[2] પી શકયો નહિ.



## ૭૩. નીતિવચન.



રોજી વિનાનો માછી દેજલે[3]માં માછલી પકડી શકતો નથી, અને માછલી, અજલ વિના, સુક્કી જમીન ઉપર મરી જતી નથી.

લોભી મિસકીન આખી દુનિયામાં ફરતો ફરે છે; તે રોજીની પાછળ (ફરે છે) અને મોત તેની પાછળ.

---

૧. ઝુલમાત—પૂર્વ તરફના લખનારાઓની માન્યતા મુજબ દુનિયાને છેડે આવેલો એક અંધારો મુલક કે જ્યાં આબે હૈયાતનો ચશ્મો આવેલો છે.
૨. અમૃત જળ. ૩. Tigris નદી.



## ૭૪. નીતિવચન.

**બદફેલ** તવંગર સોનાનો ઢોલ ચહડાવેલું માટીનું ઢેપું છે, અને પરહેજગાર દરવેશ માટીથી ખરડાયલી માશુક (જેવો) છે. આ (યાને, દરવેશ) મુસા (પેગમ્બર)ના થિગડાંવાલા ઝબ્ભા જેવો છે, અને પેલો (યાને, તવંગર) ફરાઓન[1]ની જવ્હેર જડેલી દાઢી જેવો છે. નેક લોકોની દોલત ઉંચાણ તરફ વલણ ધરાવે છે, અને બદ લોકોનું ધન નીચાણ તરફ સર રાખે છે.

જેની સોડે દોલત અને દરજ્જો છે, (અને) તે છતાં (જે) જખમી દિલની દાદ લેતો નથી, તેને તું ખબર આપ કે બીજી દુનિયામાં કંઈ પણ દોલત અથવા દરજ્જો તેને મળનાર નથી.

## ૭૫. નીતિવચન.

**અદેખો** ખોદાતાલાની ન્યામતોનો બખીલ છે અને બેગુનાહ બંદાનો દુશ્મન (છે).

સુકાયલાં ભેજાંના એક નાઘલા માણસને મેં દીઠો (કે) જે મરતબાના સાહેબોની ગીબત કરતો હતો. મેં તેને કહ્યું, "અરે શેઠિયા! અગર તું બદબખ્ત છે તો તેમાં નેકબખ્ત માણસોનો શું ગુનાહ?"

---

૧. Pharaoh. એની સમજણું માટે જુઓ સફે ૨૯૫ ઉપરની ફુત-નોત.

સંભાળ ! અદેખા ઉપર બલા ( આવે એમ ) ના ચાહતો ! કારણકે તે બરગશતે નસીબનો પોતેજ બલામાં (પડેલો) છે. તેની સાથે દુશ્મની કરવાની જરૂર શી ? કારણકે તેની પાછળ આવો એક[1] દુશ્મન (લાગેલો) છે.



## ૭૯. નીતિવચન.



**ઈરાદા** વગરનો એક ચેલો જર વિનાના એક આશક જેવો છે, અને ઈશ્વરી જ્ઞાન વિનાનો જોગી પાંખ વિનાનાં પક્ષી માફક છે, અને અમલ વિનાનો વિદ્વાન મેવા વિનાનાં ઝાડ મિસાલ છે, અને એલમ વિનાનો પરહેજગાર બારણાં વિનાનાં ઘર સરીખો છે. કોરાનના ઉતરવાની મોરાદ નેકખસલત મેળવવાની છે, નહિ કે (તેમાં) લખાયલા સૂરા રાગડો કાહડી ગાવાની. એક અજ્ઞાન આબેદ ચાલી જનારા વટેમાર્ગુ સરખો છે, અને એક નિરૂદ્યોગી વિદ્વાન ઉંઘતા સવાર જેવો છે. એક ગુનેહગાર, કે જે (પોતાના) હાથ (બંદગીમાં) ઉંચા કરે છે, તે, એક આબેદ, કે જે પોતાનાં માથામાં ગરૂરી ધરાવે છે, તેનાં કરતાં ચહડતો છે.

નરમ ખવાસનો અને માયાળુ દિલનો લશ્કરી અમલદાર, લોકોને દુખ દેનાર પંડિત કરતાં બેહતર છે.

૧. યાને, અદેખાઇ જેવો.



## ૭૭. હેકાયત.



એક જનને પુછવામાં આવ્યું, કે "અમલ વિનાનો વિદ્વાન શાના સરખો છે?" તેણે કહ્યું, (કે) "મધ વિનાના ભમરા જેવો."

કરડા અને બેમરવત ભમરાને તું કેહ, (કે) "જ્યારે તું મધ નથી આપતો ત્યારે એટલું કર કે ડંખ નો માર."



## ૭૮. નીતિવચન.



**બેમરવત** મરદ ઓરત (સરખો) છે, અને લાલચુ આબેદ વાટપાડો (છે).

ઓ (તું કે જેણે) લોકોમાં આબરૂ મેળવવા ખાતર (પોતાનાં) કપડાં સફેદ કીધાં છે, પણ જેનું નામું સિહા (છે), [1] ધ્યાન ધર! દુનિયા ઉપરથી (તાહરો) હાથ કોતાહ (થવો) જોઈએ છે, (તાહરી) બાંહે જોઇએ લાંબી રાખ, જોઇએ ટુંકી.

૧. એવું માનવામાં આવે છે કે આ દુનિયામાં એક ઇનસાને કીધેલાં ભલાં કે ભુંડાં કામો, તેનાં મરણ પછી થનારા ઇનસાફ માટે, તે દાદારની દરગાહમાં દફતરે નોંધાય છે. આથી "જેનું નામું સિહા છે" નો અર્થ એવો થાય છે કે જે ધણીનાં કામોની એ મુજબ લેવાયલી નોંધો સિહા છે, યાને જે ધણીએ કાળાં કરતુકો કીધાં છે. અતરે સાઅદીએ કીધેલો એશારો કાળાં કરતુકો કરનાર, પણ પોતાં કપડાંમાં સજ્જ થયલા, સફેદ ઠગોને માટે છે.



## ૭૯. નીતિવચન.



બે જનનાં દિલમાંથી અફસોસ જતો નથી અને પસ્તાવાના પગ કિચડમાંથી બાહેર આવતા નથી—વાહાણ ભાગેલો એક વેપારી, અને કલંદરો સાથે બેઠેલો એક વારેસ.

દરવીશોની આગળ તાહરૂં લોહી હલાલ છે, અગર તાહરી દોલતમાં (તેઓનો) ધરમાદા ભાગ નહિ હોય તો. તું યાતો બલુ ઝબ્ભાવાલા દોસ્ત[1] સાથે જતો ના, યા તો તાહરા માલમતા ઉપર ગુલીના રંગ[2]થી આંગલું ખેંચજે. હાથી રાખનારાઓ સાથે યાતો દોસ્તી રાખતો ના, યા (રાખે તો) હાથીને લાયકનું ઘર શોધજે.



## ૮૦. નીતિવચન.



**પાદશાહ** (તરફ)નો સરપાવ જોકે કીમતી છે, તોપણ પોતાનો જુન્નો ઘસાઈ પીસાઈ ગયલો ઝબ્ભો વધારે ઇજ્જતવાલો છે. અને મોહટા લોકોના (ખાનાંના) ખુમચા જોકે સવાદદાર હોય છે, તોપણ પોતાની ઝોલ્લી મધેનો એક ટુકડો તેથી પણ વધુ સ્વાદિષ્ટ (છે.)

પોતાના હાથની રંજથી (મેલવેલો) સરકો અને ભાજીપાલો, ગામડાંના વડાની રોટી અને હલવાન કરતાં બેહતર છે.

---

૧. કલંદર દરવાશો, જેઓ બલુ રંગના ઝબ્બા પેહરે છે.

૨. કોઇ પણ માલ ઉપર, આંગલાં વડે, ગુલીના રંગની નિશાની કરવાથી તે માલ ખરખેરાત માટે આપી દીધેલો ગણાય છે.



## ૮૧. નીતિવચન.

શક રાખીને દવા લેવી, અને નહિ દીઠેલે રસ્તે કાફલા વિના જવું, એ સારી અક્કલથી ઉલટું અને દાનેશમંદોના કોલથી વિરૂદ્ધ (છે). દીનના રાહબર ઇમામ અલ-ગઝ્ઝાલી[1] (કે જેની ઉપર ખોદાની રેહમત હોજો!) ને લોકોએ પુછ્યું, કે "તું એલમના આવા મરતબાએ શી રીતે પોંહોચ્યો?" તેણે કહ્યું, "જે કંઇ પણ હું જાણતો ન હતો તે વિષે પુછવામાં હું શરમ ધરાવતો ન હતો."

તનદરોસ્તીની ઉમેદ ત્યારેજ અક્કલને અનુસરતી કેહવાય કે જ્યારે તબિયતને પિછાનનારા (વૈદ) ને (તાહરી) નાડ તું બતાવે. જે કંઇ તું નહિ જાણતો હોય તે પુછ, કારણકે પુછવાનું નમાનાપણું દાનાઇની કીર્ત્તિના તાહરા રસ્તાનો ભોમિયો થઈ પડશે.



## ૮૨. હેકાયત.

જે કંઈ પણ તું જાણે કે કોઈબી રીતે તુંને માલેમ પડશેજ તે પુછવાની ઉતાવલ કરતો ના, કારણ કે હકુમત (ધરાવનાર તરફ)ની હેબતને તેથી ધોક્કો પોંહચે છે.

---

૧. એક જાણીતો ફિલસુફ અને ઇમામ, જે હિજરી સને ૫૦૬ માં મરણ પામ્યો હતો.

જયારે લુકમાને જોયું કે દાઉદ[1] (પેગમ્બર) ના હાથમાં લોહું, મોઅજેજાથી, મોમ (સરખું) બની જાય છે, ત્યારે તેણે તેને એમ નહિ પુછયું કે, "તું શું બનાવે છે?," કારણકે તે જાણતો હતો કે તેના પુછવા વગર તે માલમ પડવાનું.

૧. "મેરાત-અઝ-ઝમાન" (જમાનાની આરસી) નામની કેતાબમાં દાઉદ પેગમ્બર વિષે નીચલી વાત લખવામાં આવી છે. એ પેગમ્બર લોઢાંનાં બખ્તરો બનાવનારો પેહેલવેહેલોજ પુરૂષ હતો, અને એ હુન્નર તેના હાથમાં કેમ આવ્યો તે વિષે એમ કેહવાય છે કે તે જયારે છુપા વેશમાં બાહેર ફરતો હતો, અને કોઇ એવા લોકોને મળતો હતો કે જેઓ તેને ઓળખતા હતા નહિ, ત્યારે તે તેમને દાઉદની ચાલચલગત વિષે પુછતો, અને તેઓ સઘળા તેની વખાણ કરતા અને તેને માટે સારી દોઆ ચાહતા. પણ એક દિવસ જયારે તે પોતાને માટે એ મુજબ સવાલો પુછતો હતો ત્યારે ખોદાતાલાએ એક ફરેસ્તાને માણસનાં રૂપમાં તેની સોડે મોકલ્યો, જેણે તેને કહ્યું, "જો દાઉદ જાહેર તીજોરીમાંથી નાણું ઉપાડે નહિ તો તે ઘણોજ સારો માણસ કેહવાય." આથી દાઉદનું દિલ રંજીદા થયું અને તેણે ખોદા સોડે માગી લીધું કે તેને સ્વતંત્ર બનાવવો. આથી ખોદાએ તેના હાથમાં લોહું એટલું નરમ બનાવ્યું કે તેના તાર તે બનાવી શકયો, અને તેનાં બખ્તર બનાવી ચચાર હજાર સિક્કાની કીંમતે તે વેચવા લાગ્યો. આ પૈસામાંથી થોડા તે પોતાના ખોરાક માટે ખરચતો, થોડામાંથી પોતાનાં કુટુંબનું ગુજરાન કરતો, અને બાકીના ખેરાતમાં આપતો. (જુઓ લેનનો તરજુમો. વળી જુઓ કોરાન, સુરા ૩૪, ૧૦.)



## ૮૩. નીતિવચન.

સોહબતને માટે લાજમ રીતિઓમાંની એક આ છે કે યાતો ઘરધણીની મરજી મુજબ ચાલજે, નહિ તો તેનું ઘર છોડી જજે.

અજરજો તું જાણે કે સાંભળનાર તાહરી તરફ ભાવ ધરાવે છે તો તેની મરજી મુજબની વાત કરજે. જે પણ અક્કલવાલો માણસ મજનુન સાથે બેસે છે તે લૈલાની ખૂબસૂરતી સિવાય બીજી (કંઇ) વાત બોલતો નથી.

## ૮૪. નીતિવચન.

હર કોઇ જે બદ માણસોની સાથે બેસે છે તેની અંદર તેમના ગુણ અગર અસર નહિ કરે, તોપણ તેમનાં ફેલથી તે દોષિત થશે; જેમકે અગર એક મરદ દારૂનાં પિઠાંમાં નેમાજ કરવા જશે તો દારૂ પીવાનું આળ તેની ઉપર ચહડશે.

નાદાનની સોહબત તેં પસંદ કીધી તો (જાણ કે) નાદાનીનો છાપ તેં તાહરી ઉપર માર્યો. દાનાવોથી મેં એક શિખામણ માગી. તેઓએ મહને કહ્યું, "નાદાનોની સાથે સંગત નો કર, કારણકે જો તું અક્કલનો સાહેબ હશે તો તું ગધેડો જણાશે, અને અગર તું નાદાન હશે તો વધારે એહમક માલમ પડશે."

## ૮૫. નીતિવચન.



ઉંટની નરમાશ, જેમ માલમ છે તેમ, (એવી છે) કે અગર એક છોકરૂં (વટીક) તેની લગામ પકડે અને સો ફરસંગ (તેને) લઈ જાય, તોપણ તેની તાબેદારીથી તે (પોતાની) ગરદન ખેંચે નહિ. પણ અગર માર્ગ ધાસ્તીભર્યો હોય, કે જે તેની હલાકીનું કારણ થઈ પડે, અને તે છોકરૂં નાદાનીથી ત્યાં જવાનું કરે, તો લગામ તેના હાથમાંથી તે તોડી નાખે છે અને વધુ વખત (તેની) તાબેદારી કરતું નથી, કારણ કે કરડાપણાંની વખતે નરમાશ ઠપકા લાયક છે. અને કેહવાયલું છે, કે "દુશ્મન નરમીથી દોસ્ત થવાનો નથી, બલકે તે વધારે લોભ કરશે."

જે તાહરી ઉપર મેહરબાની કરે તેના પગની ખાક તું બનજે, અને અગર તે કજ્યો કરે તો તેની બંધે આંખોમાં ધુળ છાંટજે. કરડા સ્વભાવનાની સાથે નરમાશ અને માયાથી તું સખુન નો બોલતો, કારણકે કાટ ખાધેલી (ચીજ) કાનસ સિવાય સાફ થશે નહિ.



## ૮૬. નીતિવચન.



જે બીજાઓના બોલવા વચ્ચે ટાપસી પુરે છે, કે જેથી તેની વિદ્વતાનું ભંડોળ લોકો જાણે, તે પોતાની અજ્ઞાનતાનો વિસ્તાર ખુલ્લો કરે છે.

હોશ ધરાવનારો મરદ જવાબ આપતો નથી, સિવાય તે વખતે કે જ્યારે લોકો તેનાથી સવાલ કરે. અગરજો એક બહુ-બોલો ખરો (પણ) હોય, તોપણ તેના દાવામાં બોજ લોકો બેહુદો માને છે.



## ૮૭. નીતિવચન.



**મહને**, કપડાંથી ઢંકાયલી જગે, એક જખમ પડ્યો હતો. (માહરો) શેખ, કે જેની ઉપર ખુદાની રેહમત હોજો તે, મહને રોજ પુછતો હતો કે, "તાહરો જખમ કેમ છે?" પણ એમ નહિ પુછતો હતો કે તે ક્યાં છે? હું સમજી ગયો કે તે એટલા વાસ્તે અખાડા કરે છે કે દરેક અવ્યવ વિષે બોલવું રવા નથી. અને ડાહ્યાઓએ કહેલું છે કે જે કોઇ (પોતાના) સુખન તોલે છે તે (તેના) જવાબથી રંજીદા થતો નથી.

જ્યાં સુધી તું સારી રીતે જાણે નહિ કે સુખન (બોલવા) તદ્દન ઘટારત છે ત્યાં સુધી લાજમ છે કે બોલવા માટે પણ મોહડું ખોલવું નહિ. અગરજો તું રાસ્ત સુખનનો હોય અને બંધમાં પડે, તો જુઠું બોલી તું બંધમાંથી છુટકો પામે તે કરતાં તે બેહતર છે.



## ૯૮. નીતિવચન.



જુઠું બોલવું એ એક કઠણ જરબ[1]ને મળતું આવે છે. જોકે (તેનો) જખમ દરૂસ્ત થાય છે તોપણ (તેની) નિશાની રહી જાય છે. જ્યારે યૂસુફ (જેની ઉપર દરૂદ હોજો !)ના ભાઇઓ જુઠું બોલવા માટે જાણીતા થયા ત્યારે તેમના બાપને તેમનાં રાસ્ત બોલવા ઉપર ભરૂસો રહ્યો નહિ.[2] તેણે

૧. ફટકો, ઝટકો.

૨. યૂસુફની ઉપર તેના બાપ જેકબનું હેત તેના બીજા દીકરાઓ, જે તેની એક જુદીજ બાયડીને પેટે અવતરેલા હતા, તેઓ કરતાં વિશેષ હતું. આ માટે, તેમજ યૂસુફની ભવિષ્યની ચહડતી માટે, તેઓને ખબર હોવાથી, તેઓ તેને માટે ઘણી અદેખાઇ ધરાવતા હતા, અને તેથી તેઓએ તેને મારી નાખી, અથવા કોઇ દૂરદરાજ જંગલ યા વેરાન જગામાં તેને હાંકી કાહડી, પોતાના માર્ગમાંથી દૂર કરવાનો પ્રપંચ રચ્યો. તેઓ પોતાના બાપ સોડે ગયા અને કહ્યું, કે “તમો યૂસુફને શા માટે અમોને ધીરતા નથી ? અમો તેના ખરા ખેરખાહ છિએ. આવતી કાલે તેને અમારી સાથે ખેતરમાં મોકલો કે તે ત્યાં રમે અને ગમ્મત મેલવે. અમો તેની પુરતી સંભાળ લઇશું.” બાપે કહ્યું, “તમો એને લઇ જાવો તે માટે હું દલગીર છું, કારણ કે મહને ધાસ્તી છે કે તમો ગફલત રહો અને કોઇ વરૂ એનો ભક્ષ કરે.” દીકરાઓએ જવાબ આપ્યો, કે “એમ કેમ બની શકે ? અમો આટલા બધા જન હાજર હોવા છતાં જો વરૂ એનો ભક્ષ કરે તો અમો ખરેખર ઘણા નબળા ઠર્યે.” આ પ્રમાણે બાપને સમજાવી તેઓ યૂસુફને પોતાની સાથે લઇ ગયા. તેઓમાંના એકે તેને મારી નાખવાને બદલે કુવામાં નાખી દેવા સુચવ્યું, અને તે મુજબ કરવામાં આવ્યું. આ પછી તેઓ રડતા કુટતા પોતાના બાપ

(ખોદાતાલાએ) કહ્યું, "પણ તમારા જીવેજ આ બધું જોડી કાહડ્યું છે, અને તેથી સહનશીલતા શોભાભરેલી છે."

જે માણસ હંમેશાં સાચું બોલનારો છે તેની ઉપર પરહેજગાર લોકો જુઠાંનો શક લઈ જશે નહિ. (પણ) જો કોઇ જુઠાં માટે મશહુર થઇ ચુકયો હોય, તે અગર સાચું (વટીક) બોલે, તોએ તું કેહશે કે (તે) ખોટું છે. જે ધણીને રાસ્તીની આદત હોય તે અગર ખતા કરે તો લોકો તે દરગુજર કરશે; પણ અગર જુઠા વચન માટે તે જાણીતો થયો હોય તો તેનું સાચું, લોકો ફરીથી, માનનાર નથી.

---

આગળ ગયા અને જણાવ્યું, કે "યૂસુફને અમારો સામાન સાચવવા આપી અમો, એકેક સાથે, દોડવાની શરત રમવા લાગ્યા તેટલામાં એક વરૂ આવી તેને ખાઇ ગયું. અમો સાચું બોલીશું તોપણ તમો અમારૂં માનશો નહિ." એમ કહી તેઓએ તેનું પેહરન કાહડી તેને બતાવ્યું કે જે, કોઇ જાનવરનાં લોહીથી, તેઓ ખરડી લાવ્યા હતા. જેકબે કહ્યું, "આ બધું તમારી મતલબ માટે તમોએ જોડી કાહડ્યું છે, તોપણ ધીરજ મોટી ચીજ છે, અને જે કમનસીબીનું તમો વર્ણન આપો છો તે સહન કરવા ખોદાતાલા મહને શક્તિ બખ્શે એવી દોઆ ચાહું છું." યૂસુફને રસ્તે જતા કોઇ મુસાફરોએ કુવામાંથી પાણી કાહડવા જતાં બચાવી લીધો, અને તેઓએ તેને પોતાની સાથે મિસર દેશ લઇ જઇ ત્યાં; એક નજીવી કીંમત માટે, ગુલામ તરીકે વેચ્યો. યૂસુફ એ દેશમાં ધીરે ધીરે ચહડતી હાલતે પુગ્યો અને ત્યાંનો વડો વજીર થવા પામ્યો. (જુઓ, કોરાન, સેલનો તરજુમો, પ્રકરણ ૧૨ મું.)



## ૮૯. નીતિવચન.



ચૈહાયશોમાં ઉમદામાં ઉમદા આદમી છે, અને પ્રાણીઓમાં નીચમાં નીચ કુતરો છે. અને (તોપણ) દાનાવોનાં એકમત મુજબ ગુણ પિછાનનારો કુતરો નગુણા આદમી કરતાં બેહતર છે.

અગર એક કુતરાંને તું સો વખત પથ્થર મારશે, તોપણ (આપેલો) એક ટુકડો તે હરગેજ ભુલશે નહિ, અને અગર એક નીચ માણસને આખી ઉંમર તું નવાજશે તો કાંઈ સેહજ ઓછું પડતાં તે તાહરી સાથે લડાઈમાં ઉતરશે.



## ૯૦. નીતિવચન.



એશઆરામ કરનાર સોટેથી હુન્નરવરી મળી શકતી નથી, અને હુન્નર વગરનાને સરદારી ઘટતી નથી.

ઘણું ખાનારી ગાય ઉપર રેહમ નો કર, કારણકે ઘણું ખાનાર ઘણું તુચ્છ હોય છે. અગર ગાયની માફક તુંને ફરબેપણું જોઈતું હોય તો ગધેડાની માફક (તાહરૂં) તન લોકોના જુલમને સોંપી દે.



જેને તાહરી યાદ સાધારણ થઈ પડી છે તેનો વખત ખુશીભરેલો છે, અગર તે પોતે યૂનસ[1]ની માફક માછલીનાં પેટમાં હોય તોપણ.

૧. યૂનસ—બાઇબલનો જોનાહ (Jonah). બાઇબલ (ઓલ્ડ ટૅસ્ટેમૅંત) મુજબ યૂનસની કથા આ પ્રમાણે છે. નીનેવેહ શેહેરનાં લોકો દુષ્ટપણાંમાં ઘણાં આગળ વધી જવાથી ખોદાતાલાએ જોનાહને ત્યાં જઇ તેઓ સામે પોકાર ઉઠાવવાનો હોકમ કર્યો. પણ જોનાહ તે હોકમને તાબે થવાને બદલે તારસીસ ભણી જતાં એક વાહાનમાં ત્યાં નાહસી જવા માટે છુપાયો. આ ઉપરથી ખોદાતાલાએ પોતાનો ખોફ બતાવવા દરિયામાં વાવીઝોડાં સાથનું એક સખત તોફાન જગાવ્યું, અને જે વાહાનમાં જોનાહ હતો તે ડુબી જવાની ધાસ્તીમાં આવી પડ્યું. આથી વાહાનનો નાખોદા અને ખલાસીઓ ઘણા બીધા અને પોતપોતાના દેવતાઓને યાદ કરવા પડ્યા, અને જોનાહ કે જે વાહાનની એક બાજુએ ભરાઇને સુઇ ગયો હતો તેને નાખોદાએ જગાડી કહ્યું, કે "તું પણ તાહરા ખોદાની બંદગી કર." તોપણ તોફાન નરમ ન પડવે તેઓ અકેકને કેહવા લાગ્યા, કે "આ આફત કોણુને લીધે આપણી ઉપર આવી પડી છે તે આપણુ પાસા ફેંકી નક્કી કર્યે." અને પાસા જોનાહનાં નામ ઉપર પડવાથી તેમને માલમ પડ્યું કે તેમની ઉપર આફત લાવનાર એજ હતો. તેઓએ તેને પુછ્યું, "તું કોણ છે? તાહરી જાત કઈ? તું ક્યાંથી આવ્યો? તાહરો ધંધો શો? અને આ આફત શા કારણથી છે? તે અમોને કેહ." જોનાહે પોતાનો સર્વ એહેવાલ તેઓને કહી સંભળાવ્યો. ત્યારે તેઓએ તેને પુછ્યું, "તુંને શું કરવું જોઇએ કે જેથી આ તોફાની દર્યો શાંત થાય?" તેણે કહ્યું, "મહને ઉચકીને દરિયામાં ફેંકી દેવો, કે જેથી દરિયો શાંત થાય, કારણ કે હું જાણુંછું કે માહરે લીધે આ તોફાનમાં તમો સપડાયા છો." તોપણ તેઓએ તેમ ન કરતાં, કિનારે પોંહોચવા માટે, વધુ ઝેહમતથી વાહાન હંકારવા માંડ્યું. પણ દરિયો તો વધુ તોફાની બનતો

## ૯૩. નીતિવચન.



(ખોદાતાલા) અગર કેહેરની તલવાર ખેંચે તો પેગમ્બર અને રૂષી પોતાનાં સર છુપાવે, અને અગર મેહેરબાનીની આંખની ઈશારત કરે તો બદ લોકોને તે નેક લોકોમાં લાવી મુકે.[1]

અગર કિયામતને દાહડે તે (યાને, ખોદાતાલા) ગુસ્સાથી બોલવું કરે તો પેગમ્બરોને માફી માગવાની શી મકદુર રહે? કેહ! કે મેહરબાનીની રાહે પરદો ઉઠાવે, કે જેથી ગુનેહગારોને માફીની ઉમેદ રહે.

---

ગયો, એટલે નાચારીએ તેઓએ ખોદાની દરગુજરી ચાહી જોનાહને દરિયામાં હોમાવ્યો, અને પોતાના બચાવ માટે દોઆ ગુજારી. જોનાહને દરિયામાં પડતાંજ એક મગરમચ્છ ગળી ગયું, અને તેનાં પેટમાં જોનાહ ત્રણ દિવસ અને ત્રણ રાત રહ્યો. તે દરમ્યાન જોનાહે પશ્ચાતાપ કરી ખોદાતાલાની બંદગી કીધી, અને તેની આજીજી કબૂલી ખોદાએ તે મગરમચ્છને હોકમ કરવાથી તેણે જોનાહને સુકી જમીન ઉપર બાહેર કાહડ્યો. (જુઓ ઓલ્દ ટૅસ્તેમૅંત, "બુક ઑફ જોનાહ," પ્રકરણ ૧ લું અને ૨ જું. વળી જુઓ કોરાન, પ્રકરણ ૧૦ મું અને ૩૭ મું).

૧. યાને, તેઓને નેક બનાવી દેય.



## ૯૪. નીતિવચન.



જે દુનિયાની તરણિયતથી સવાબનો રસ્તો પકડતો નથી તે આવતી દુનિયાના આજાબમાં ગિરફતાર થશે. ખોદાતાલાએ કહ્યું છે, "અને ખચીત મોહટા આજાબ ઉપરાંત હલકો આજાબ અમો તેમને ચખાડીશું."

મોહટાઓનો ઠપકો શિખામણ છે, ત્યાર પછી બેડી. જ્યારે તેઓ શિખામણ દેય, અને તું ન સાંભળે, ત્યારે તેઓ બેડી નાખે.



## ૯૫. નીતિવચન.



**નેકબખ્તો** પોતાની આગમજ થઈ ગયલાઓની હેકાયતો અને કેહતીઓ ઉપરથી શિખામણ લેય છે, તેની આગમજ કે તેમની પાછળ આવનારાઓ તેમનાં દાસ્તાન ઉપરથી કેહતી બનાવે. ચોરોના હાથ કાપી નાખવામાં આવે નહિ ત્યાં સુધી તેઓ (લોકોના માલ ઉપરથી) હાથ કોતાહ કરતા નથી.

(એક) પંખી જ્યારે બીજાં પંખીને ફાંદામાં ફસેલું જોય છે ત્યારે તે દાના તરફ ફટકતું નથી. તું બીજાઓના બુરા હાલ ઉપરથી નસીહત પકડ કે જેથી બીજાંઓને તાહરી ઉપરથી નસીહત લેવી નહિ પડે.



## ૯૮. નીતિવચન.



જમીનને આસમાન ઉપરથી વરસાદનો નેસાર મળે છે, અને આસમાનને જમીન ઉપરથી ધુળ (મળે છે). દરેક માટીનાં વાસણમાં જે હશે તેનો પસરાટ બાહેર આવશે.

અગર તુંને માહરી ખસલત નાસજાવર જણાય તોપણ તાહરી પોતાની નેક ખસલત તું હાથથી જવા દેતો નો.



## ૯૯. નીતિવચન.



**મોહટો** અને કીર્ત્તિવંત ખોદા (માણસની એબ) જોય છે અને ઢાંકે છે, અને (તેનો) પાડોસી (તે) જોતો નથી અને પોકારે છે.

પનાહ ખોદાતાલાની! અગર ખલકનાં લોક ગેબનાં જાણનારાં હતે તો કોઇ પણ પોતાની હાલત માટે કોઇને હાથે નચિંત રેહતે નહિ.



## ૧૦૦. નીતિવચન.



સુન્નું જમીન ખોદવે ખાન મધેથી બાહેર આવે છે, અને જાન ખોદવે, સુમના હાથ મધેથી.

મખખીચુસો ખાતા નથી અને ખુણાંમાં રાખી મુકે છે; તેઓ કહે છે, કે "ખાધા કરતાં ઉમેદ (રાખેલી) ભલી." આવતી કાલે, (તેના) દુશ્મનની મરજી માફક, તેનું સુન્નું પાછલ રહેલું અને તે કંગાળ મરી ગયલો તું જોશે.



## ૧૦૧. નીતિવચન.



જે કોઈ પોતાના હાથ હેઠલનાઓ ઉપર બખશેશ કરતો નથી તે જુલમગારોના હાથ ઉપર ગિરફતાર બને છે.

દરેક બાજુ, કે જેની અંદર કોવત હોય છે, તે કાંઈ આજેજ થયલાઓના હાથ મરદીથી ભાંજતી નથી. નબલાંઓનાં દિલને તું દુખ નો પોંહચાડ, કારણકે જોરમંદોના જુલમમાં તું ડુબેલો રેહશે.



## ૧૦૨. નીતિવચન.



**અક્કલમંદ,** જ્યારે કજ્યો વચ્ચે આવેલો જોય છે ત્યારે, (બાજુએ) ખસી જાય છે, અને જ્યારે સુલેહ જોય છે ત્યારે લંગર નાખે છે, કારણકે તે (યાને, કજ્યાની) વેળા સલામતી અલગ રેહવામાં છે, અને આ (યાને, સુલેહની) વેળા સિફાસ મળી જવામાં છે.



## ૧૦૩. નીતિવચન.



**જુગારીને** ત્રણ છગ જોઇએ છે, પણ ત્રણ પાવ આવે છે. મેદાન કરતાં ચરવાની જગ્યા હજાર વખત વધારે ખુશ છે, લેકિન ઘોડો પોતાના હાથમાં લગામ ધરાવતો નથી.



## ૧૦૪. નીતિવચન.



**એક** દરવેશ (પોતાની) મોનાજાતમાં (એમ) બોલતો હતો, કે, "ઓ ખોદા! તું બદ લોકો ઉપર રેહેમ કર, કારણકે નેક લોકો ઉપર તો તું રેહેમ કરી ચુકયો છે, કે તેમને તેં નેક પેદા કીધાં છે."



## ૧૦૫. નીતિવચન.

કહે છે કે પેહેલો શખ્સ, કે જેણે કપડાં ઉપર શણગાર સજ્યો અને હાથે વિંટી પેહરી, તે જમશેદ (પાદશાહ) હતો. લોકોએ તેને કહ્યું, "ડાબી બાજુનેજ શણગાર તેં શા માટે આપ્યો, સરસાઈ તો જમની બાજુને છે?" તેણે કહ્યું, "જમની બાજુ જમની છે (એજ તેનો) તમામ (શણગાર) છે."

ફરેદુને ચીનાઈ ચીકનદોજોને કહ્યું કે તેના તંબુની આસપાસ (આ શબ્દો) ચીકનમાં ભરે: "અરે હોશિયાર મરદ! બદ લોકોની સાથે ભલાઈ કર, કારણકે નેક લોકો તો પોતેજ મોહટા અને સુખી છે."

## ૧૦૬. નીતિવચન.

એક બુજરોગને પુછવામાં આવ્યું, કે "આટલી સરસાઈ જમના હાથને છે તોપણ વિંટી ડાબા હાથનાં આંગલાંએ શા માટે પેહરવામાં આવે છે?" તેણે કહ્યું, "શું તેં સાંભળ્યું નથી કે ફાજેલ લોકો હંમેશાં નાસિપાસ રહે છે?"

જેણે કે માણસ પેદા કીધું, અને રોજી અને નસીબ, તે યા તો કાબેલિયત બખશે છે, યા તો તખ્ત.

## ૧૦૭. નીતિવચન.



પાદશાહોને નસીહત કેહવી તેજ ધણીથી બની શકે છે કે જે (પોતાનું) માથું ખોવાની ધાસ્તી, અને પૈસાની ઉમેદ, રાખતો નથી.

એક ખોદાને પિછાનનારના પગ આગલ તું સોનું રેડે કે તેની ડોક ઉપર હિન્દી તલવાર મુકે[1] એ બધું સરખું છે. તેને કોઇની ઉમેદ યા ધાસ્તી હોતી નથી. એકજ ખોદા ઉપરનાં એકીનનો પાયો બસ એજ છે.



## ૧૦૮. નીતિવચન.



**પાદશાહ** સિતમગરોને ટાળવા માટે છે, અને કોટવાલ ખૂનખારોને દફે કરવા માટે, અને કાજી ખીસાકાતરૂઓને સુધારવા માટે. બે મુદદાઓ, કાજીની આગલ જવા સિવાય, જે હકનું હોય તે ઉપર, હરગેજ રાજી થનાર નથી.

જ્યારે તું ખુલ્લી રીતે જોય કે (કોઇનો) હક આપવોજ જોઇએ ત્યારે કજ્યો ટંટો અને દિલ તંગ કરીને આપવા કરતાં ભલી ભલાઈથી તે આપવો બેહતર છે. અગરજો કોઈ, દિલની ખુશી સાથે, મેહસુલ નથી ભરતો તો તેની સોડેથી તે જબરીથી લેવામાં આવે છે, અને (તે પણ) ઉઘરાવનાર અમલદારની બખ્શેશ (સાથે).

૧. યાને, તેનું ડોકું તલવારથી છટકાવી નાખે.



## ૧૦૯. નીતિવચન.

સઘળાં માણસોના દાંત ખટાસથી બુઠ્ઠા થાય છે, પણ કાજીઓના તો મિઠાસથી.

કાજી, કે જે પાંચ કાકડી, રૂશવત માટે, ખાશે, તે તાહરે કાજે ખરબુચાંનાં સો ખેતર સાબેત કરી આપશે.



## ૧૧૦. નીતિવચન.

એક બુઢી વેશ્યા (પોતાની) નાપેકારી માટે, અને બરતરફ કરવામાં આવેલો એક કોટવાલ (પોતાની) મરદુમ-આજારી માટે, પસ્તાવો નહિ કરે તો (બીજું) શું કરે?

ખુણે બેસનારો જવાન ખોદાની રાહનો શેર મરદ છે, કારણકે બુઢો પોતે ખુણાંમાંથી ઉઠી શકતો નથી.



## ૧૧૧. નીતિવચન.

એક ફિલસુફને પુછવામાં આવ્યું, કે "આટલાં બધાં નામીચાં ઝાડ ખોદાતાલાએ પેદા કીધાં છે અને તેને ફળ આપતાં બનાવ્યાં છે, (પણ) સરોવરનાં ઝાડ સિવાય કોઈ એકને પણ 'આઝાદ'[1] કેહતા નથી, એમાં શું ભેદ છે?"

૧. યાને, છુટાપણું ભોગવનારૂં.

તેણે કહ્યું, "હરેક (ઝાડ) ને નેમેલે વખતે ફળ (આવે) છે. કોઈ વેળા તેની હસ્તીથી તે તાજાં હોય છે, અને કોઈ વેળા તેની ગેરહાજરીથી સુકાઈ ગયલાં હોય છે. પણ સરોવરને એમાંનું કાંઈ નથી. તે બધો વખત ખુશ અને તાજું છે. અને આઝાદો[1]નાં લક્ષણ પણ એજ છે.

જે પસાર થઈ જવાનું છે તેની ઉપર તાહરૂં દિલ નો લગાડ, કારણકે દેજલે નદી, ખલીફોની પછી, લાંબા કાળ સુધી બગદાદની અંદર વેહતી રહેવાની. અગરજો તાહરા હાથથી છુટતું હોય તો ખજુરનાં ઝાડ મિસાલ સખી થા, અને અગર તાહરા હાથથી નહિ છુટતું હોય તો સરોવર મિસાલ "આઝાદ" બન.

## ૧૧૨. નીતિવચન.

બે શખ્સ મરી જાય ત્યારે ફાયદા વગરનો પસ્તાવો (સાથે) લેતા જાય. એક તે, કે જેની પાસે હતું અને તેણે તે ખાધું નહિ, બીજો તે, કે જેણે જાણ્યું અને બજાવ્યું નહિ.

કોઈ એવા વિદ્વાન બખીલને ઓળખતું નથી કે જેની એબ કાહડવાની (કોઇ) કોશેશ નહિ કરતું હોય. અને અગર એક સખી માણસ બસો ગુનાહ ધરાવતો હોય તોપણ તેની સખાવત (તેની) એબોને ઢાંકી નાખે છે.

૧. દુનિયાની જંજાલથી છુટાપણું ભોગવનારા, યાને પરહેજગાર લોકો.

# કેતાબનું ખતમ થવું.

**ગુલેસ્તાન** તમામ થઈ; અને ખોદા મદદગાર. અને બારે-હકતાલા, કે જેનું નામ મોહટું છે અને જેની સ્તુતિ કીર્તિવંત છે, તેની મેહેરબાનીથી આ રિસાલા (યાને, કેતાબ) માં, જેમ ગ્રંથકારોની રીત છે તેમ, (બીજા) આગમજ થઈ ગયલાઓની કવિતાઓ ઉપરથી ઉતારા કરીને મેં (કશું) રચ્યું નથી.

પોતાનાં જુનાં કપડાંને થિગડાં મારવાં એ ઉછીનાં કપડાં માગવા કરતાં બેહતર છે.

સાઅદીનું ઘણુંખરૂં બોલવું રમુજ ઉત્પન્ન કરનારૂં અને મિઠાસથી ભરેલું છે, અને આ કારણને લીધે, ટુંકી નજર-વાલાઓની તાનાની જબાન લાંબી (છે, કે જેઓ એમ કહે છે) કે "ફોકટનું ભેજું દુખવવું, અને (કાંઈ પણ) ફાયદા વિના ચેરાગનો ધુંવો ખાવો, ડાહ્યા લોકોનું કામ નથી." તોપણ, પરહેજગાર માણસો, કે જેઓને માટે માહરા (આ) સખુનો છે, તેઓની રોશન અક્કલથી છુપું રેહનાર નથી કે ચોખી નસીહતનાં મોતી એબારતના દોરામાં પોરવાયાં છે, અને કડવી શિખામણની દવા રમુજનાં મધ સાથ મેળવેલી છે, કે જેથી ઈનસાનનો

દુખિયારો જીવ તેની પસંદગીની દોલતથી નિરાશ નહિ રહે. બંધો આલમના ખાવિંદ ખોદાતાલાની વખાણ હોજો!

મેં માહરી મગદુર મુજબ નસીહત કીધી છે. એની અંદર ઘણો વખત મેં ગાળ્યો છે. જો કોઈની ખાહેશના કાનમાં તે ન આવે (તો હું શું કરીશ?) પેગમ્બરોને તો પોતાનો પેગામ પોંહોચાડવાનો છે, બસ.

ઓ! આ (કેતાબ)ની અંદર જોનારા (યાને, કેતાબ વાંચનારા) તેના રચનાર માટે ખોદાતાલાની રેહેમ અને તેનો ઉતારો કરનાર માટે તેની માફી ચાહ, અને તાહરા પોતાને માટે જે ભલું હોય તે માગ; ત્યાર બાદ (કેતાબના) માલેક માટે (ખોદાતાલાથી) દરગુજર ચાહ.

તમામ થઈ (આ) કેતાબ તે દાતા માલેકની મદદથી.





## શુદ્ધિ-પત્રક

| પાને | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૨૧ | ૭ | ૧૨૫૬ | ૧૨૨૬ |

આ પુસ્તક મુંબઈ મધે ધી જ. ન. પીતીત પારસી ઑરફનેજ કૅપ્તન
પ્રિંતિંગ વર્ક્સ, નંબર ૧૪૧, લાલબાગ, પરેલમાં મેહેરજી બી.
મીઠાઈવાલાએ છાપ્યું છે, અને મી० જીજીભાઇ પેસ્તનજી
મીસ્તરી, ઍમ. એ. એ જીજી હાઉસ, રેવલીન
સ્ત્રીત, કોટમાંથી પ્રગટ કીધું છે.

